નગીનભાઈ મંછુભાઈ જૈન સાહિત્યોદ્ધાર ફંડ ગ્રંથાંક-૧૨

શ્રી

# ન ગૂર્જર સાહિત્ય રત્નો

અને

# મની કાવ્ય પ્રસાદી

ભાગ ૧લો

પ્રકાશક—
નગીનભાઇ મંછુભાઇ જૈન સાહિત્યોદ્ધાર ફંડ માટે
ભાઇચંદ નગીનભાઇ ઝવેરી
સુરત.

૧૯૬૦ વીર સંવત ૨૪૮૬ વિક્રમ સં ૨૦૧૬

પ્રથમ આવૃત્તિ પ્રત ૧૦૦૦

મૂલ્ય ૨=૨૫

# નમુક્કારો

## [ નમસ્કાર-મન્ત્ર ]

नमो अरिहंताणं ।

नमो सिद्धाणं ।

नमो आयरियाणं ।

नमो उवज्झायाणं ।

नमो लोए सव्व-साहूणं ॥

(સિલોગો)

एसो पंच-नमुक्कारो, सव्व-पाव-प्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥ १ ॥

—અરિહંત ભગવન્તોને નમસ્કાર હો.

સિદ્ધ ભગવન્તોને નમસ્કાર હો.

આચાર્ય મહારાજોને નમસ્કાર હો.

ઉપાધ્યાય મહારાજોને નમસ્કાર હો.

લોકમાં રહેલા સર્વસાધુઓને નમસ્કાર હો.

આ પંચ-નમસ્કાર સર્વ અશુભ કર્મોનો વિનાશ કરનાર બધા મંગલોમાં ઉત્કૃષ્ટ મંગલ છે.

# ચઉવીસત્થય-સુત્તં

[ 'લોગસ્સ'-સૂત્ર ]

[ સિલોગો ]

लोगस्स उज्जो अगरे, धम्मतित्थयरे जिणे ।
अरिहंते कित्तइस्सं, चउवीसंपि केवली ॥ १ ॥

[ ગાહા ]

उसभमजियं च वंदे, संभवमभिणंदणं च सुमइं च ।
पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे ॥ २ ॥
सुविहिं च पुप्फदंतं, सीअल-सिज्जंस-वासुपूज्जं च ।
विमलमणंत च जिणं, धम्मं संतिं च वंदामि ॥३॥
कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च ।
वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥ ४ ॥
एवं मए अभिथुआ, विहुय-रय-मला पहीण-जर-मरणा ।
चउवीसंपि जिणवरा, तित्थयरा मे पसीयंतु ॥ ५ ॥
कित्तिय-वंदिय-महिया, जे ए लोगस्स उत्तमा सिद्धा ।
आरुग्ग-बोहि लाभं, समाहिवर मुत्तमं दिंतु ॥ ६ ॥
चंदेसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा ।
सागर वर गंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ७ ॥

**અર્થ**—ચૌદ રાજલોકમાં રહેલી સર્વ વસ્તુઓનું સ્વરૂપ યથાર્થ રીતે પ્રકાશનારા, ધર્મરૂપી તીર્થને પ્રવર્તાવ-

નારા, રાગદ્વેષના વિજેતા અને કેવલ દ્વારા પૂર્ણતાને
પ્રાપ્ત કરનારા ચોવીસનું તથા અન્ય તીર્થંકરોનું
પણ હું કીર્તન કરીશ ૧

શ્રી ઋષભદેવ, શ્રી અજિતનાથ, શ્રી સંભવનાથ, શ્રી અભિનન્દનસ્વામી, શ્રી સુમતિનાથ, શ્રી પદ્મપ્રભ, શ્રી સુપાર્શ્વનાથ અને શ્રી ચન્દ્રપ્રભજિનને હું વંદન કરું છું ૨

શ્રી સુવિધિનાથ યા પુષ્પદન્ત, શીતલનાથ, શ્રેયાંસનાથ, વાસુપૂજ્ય, વિમલનાથ, અનન્તનાથ, ધર્મનાથ તથા શાન્તિનાથને હું વંદન કરું છું ૩

શ્રી કુન્થુનાથ, અરનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રતસ્વામી, નમિનાથ, અરિષ્ટનેમિ, પાર્શ્વનાથ તથા વર્દ્ધમાન એટલે શ્રી મહાવીરસ્વામીને હું વંદન કરું છું ૪

એવી રીતે મારા વડે સ્તવાયેલા, કર્મરૂપી કચરાથી મુક્ત અને ફરી અવતાર નહિ લેનારા ચોવીસ તથા અન્ય જિનવર તીર્થંકરો મારા પર પ્રસન્ન થાઓ ૫

જેઓ લોકોત્તમ છે, સિદ્ધ છે અને મન-વચન-કાયાથી સ્તવાયેલા છે, તેઓ મારા કર્મનો ક્ષય કરો, અને જિનધર્મની પ્રાપ્તિ કરાવો તથા ઉત્તમ ભાવ સમાધિ આપો ૬

ચન્દ્રો કરતાં વધારે નિર્મળ, સૂર્યો કરતા વધારે પ્રકાશ કરનારા, સ્વયંભૂરમણ સમુદ્ર કરતા વધારે ગંભીર એવા સિદ્ધ ભગવન્તો મને સિદ્ધિ આપો.

## શ્રી બૃહત્શાંતિ સ્તોત્ર શ્લોક

श्रीश्रमणसंघस्य शान्तिर्भवतु ।
श्रीजनपदानां शान्तिर्भवतु ।
श्रीराजाधिपानां शान्तिर्भवतु ।
श्रीराजसन्निवेशानां शान्तिर्भवतु ।
श्रीगोष्ठिकानां शान्तिर्भवतु ।
श्रीपौरमुख्याणां शान्तिर्भवतु ।
श्रीपौरजनस्य शान्तिर्भवतु ।
श्रीब्रह्मलोकस्य शान्तिर्भवतु ।

અર્થ—શ્રીશ્રમણ સંઘને શાન્તિ થાઓ.
શ્રી જનપદો (દેશો)માં શાન્તિ થાઓ.
શ્રી રાજાઓના સ્વામીએ (સમ્રાટો)ને શાન્તિ થાઓ.
શ્રી રાજાઓના નિવાસ સ્થાનોને શાન્તિ થાઓ.
શ્રી સભ્ય પુરુષોને શાન્તિ થાઓ.
શ્રી અગ્રગણ્ય નાગરિકોને શાન્તિ થાઓ
શ્રી નગર નિવાસીઓને શાન્તિ થાઓ
શ્રી બ્રહ્મલોક (સત્યલોક)ને શાન્તિ થાઓ

१ २ ३ ४ ५ ६
ॐ ऋषभ–अजित–सम्भव–अभिनन्दन–सुमति–पद्मप्रभ–
७ ८ ९ १० ११ १२ १३
सुपार्श्व–चन्द्रप्रभ–सुविधि–शीतल–श्रेयांस–वासुपूज्य–विमल–
१४ १५ १६ १७ १८ १९ २० २१ २२
अनन्त–धर्म–शान्ति–कुन्थु–अर–मल्लि–मुनिसुव्रत–नमि–नेमि–
२३ २४
पार्श्व–वर्द्धमानान्ता जिना' शान्ता. शान्तिकरा भवन्तु स्वाहा ॥८॥

—बृहच्छान्ति स्तोत्र

# પ્રકાશકનું નિવેદન

સંવત ૨૦૧૩માં શ્રી સંભવનાથ સ્તવનાવલી અને શ્રી સંભવનાથ ચરિત્ર અમારા ફંડ તરફથી ગ્રંથાંક ૧૧ તરીકે પ્રસિદ્ધ કર્યા પછી ગ્રંથાંક ૧૨ તરીકે આ પુસ્તક પ્રકાશન કરતા અત્યંત આનંદ થાય છે.

શ્રી પંચ મંગલીક તીર્થંકરો શ્રી ૠષભદેવ, શ્રી શાંતિનાથ, શ્રી નેમનાથ, શ્રી પાર્શ્વનાથ તથા શ્રી મહાવીરસ્વામી એમ પાંચ તીર્થંકરોના જુદા જુદા અઠાવન જૈન કવિરત્નોના રચેલા સ્તવનોનો સંગ્રહ તથા તે તે મુનિવરોનો સંક્ષિપ્ત જીવન પરિચય પણ આપવામાં આવ્યો છે

સાથે સાથે આ સ્તવનોની સમજૂતી કરાવી તે પણ પ્રકાશિત કરવામા આવી છે.

આ ફંડનો મુખ્ય ઉપદેશ જૈન સાહિત્ય છપાવી પ્રસિદ્ધ કરવાનો છે અને સાહિત્ય પ્રચાર માટે સસ્તી કીમતે વેચવાનો છે શરૂઆતમા શ્રી અભયકુમાર ચરિત્રના ત્રણ ભાગ તથા શ્રી કુમારપાળ ચરિત્રના બે ભાગ તથા શ્રી વૈરાગ્ય રસ મંજરી શ્રી આનંદ સુધાસિંધુ બે ભાગ, વિગેરે પુસ્તકો પ્રસિદ્ધ કરી સમાજ સન્મુખ રજુ કર્યા છે.

આ પુસ્તકમા પ્રાચીન મુનિવરો રચિત કાવ્ય પ્રાસાદિ સમજૂતી સહ આપવામા આવી છે એવો જ સંગ્રહ આવતી સાલ પ્રગટ કરવાની ભાવના છે જે આ કાવ્ય પ્રાસાદિના બીજા ભાગ તરીકે પ્રસિદ્ધ થશે

આશા છે કે જૈન સમાજ અમારા આ પ્રયાસને સહકાર આપશે.

પરમ પૂજ્ય આગમોદ્ધારક સાક્ષર શિરોમણી આચાર્ય શ્રી ૧૦૦૮ શ્રીમદ્ સાગરાણંદ સૂરિશ્વરજીનો આભાર માનતા અમોને અત્યંત આનંદ થાય છે તેઓશ્રીના ઉપદેશથી જ આ ફંડ સ્થાપવામા આવ્યુ છે.

લી

ગોપીપુરા, સુરત
સંવત ૨૦૧૬

ભાઇચંદ નગીનભાઇ જવેરી
અને બીજાઓ

## આ પુસ્તક તૈયાર કરવામાં જે જે પુસ્તકોનો આધાર લીધો છે તે પુસ્તકોની યાદી


૧ શ્રી ભક્તામર પાદ પૂર્તિ કાવ્ય સંગ્રહ પ્રથમ વિભાગ— આગમોદય સમિતિ સુરત
૨ „ „ દ્વિતીય વિભાગ— „
૩ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ—શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ, મુંબઇ.
૪ જૈન ગૂર્જર કવિઓ પ્રથમ ભાગ— „
૫ „ બીજો ભાગ— „
૬ „ ત્રીજો ભાગ, ખંડ—૧— „
૭ „ ત્રીજો ભાગ, ખંડ—૨— „
૮ શ્રી આનન્દ કાવ્ય મહોદધિ મૌક્તિક ૬ ઠું—દેવચંદ લાલભાઈ પુ૦ ફં૦, સુરત
૯ „ મૌક્તિક ૭ મુ— „
૧૦ આનન્દઘન પદ રત્નાવલી પ્રથમ વિભાગ—જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર
૧૧ શ્રી દેવચન્દ્રજી જીવન ચરિત્ર—અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ, મુંબાઈ
૧૨ ચૈત્યવંદન ચોવીસી વીસી—કૃષ્ણાજી જોધાજી તથા નાનાભાઈ ભાઈચંદ લાકડાવાળા સુરત.
૧૩ ચોવીસી વીસી સંગ્રહ—પ્રેમચંદ કેવલદાસ અમદાવાદ
૧૪ સ્તવનાદિ સંગ્રહ સાર્થ—પોપટલાલ સાકરચંદ ભાવનગર
૧૫ પ્રાચીન સ્તવનાદિ સંગ્રહ ભાગ ૨—જમનાભાઇ ભગુભાઇ અમદાવાદ.
૧૬ શ્રી સૂર્યપુર રાસમાલા—મોતીચંદ મગનભાઈ ચોકસી સુરત
૧૭ શ્રી સૂર્યપુરનો સુવર્ણયુગ— „ „

# पुरोवचन

शास्त्राभ्यासो जिनपदनति सगतिः सर्वदार्यैः ।
सद्वृत्तानां गुणगणकथा दोषवादे च मौनं ॥
सर्वस्यापि प्रियहितवचो भावना चात्मतत्त्वे ।
सपद्यन्तां मम भवभवे यावदाप्तोऽपवर्गः ॥

શાસ્ત્રોનુ અધ્યયન, જિનેશ્વર ભગવાનના ચરણ કમલને નમસ્કાર, હમેશા આર્ય-પૂજ્ય પુરુષોની સોબત, સદાચારી મનુષ્યોના ગુણસમુદાયનુ કીર્તન, (બીજાના) દોષો કહેવામા મૌનત્વ, દરેકને પ્રિય અને હિતકારી વચન, અને આત્મતત્ત્વને વિષે ભાવના, આટલી વસ્તુઓ જ્યા સુધી મોક્ષ ન મળે ત્યા સુધી દરેક ભવમા મને પ્રાપ્ત થાઓ.

મંત્રીશ્વર શ્રી વસ્તુપાળની અંતિમ ભાવના.

આ અનાદિ સસારમા મુખ્યતાએ પ્રાણનો ક્રમિક વિકાસ થયેલો હોય છે સૂક્ષ્મ નિગોદથી માડીને બાદર નિગોદ–પૃથ્વી–અપ્–તેજસ્–વાયુ અને વનસ્પતિકાયાદિ અનેક પરિસ્થિતિઓમાથી ( Shages ) પસાર થઈને વિકલેન્દ્રિય અને તિર્યંચ પચેન્દ્રિયાદિ અવસ્થાઓ ઉલ્લધ્યા પછી માનવજીવન પર્યંત આપણે આવ્યા છીએ આ માનવ જીવનમા આર્યક્ષેત્ર, પચેન્દ્રિય સપૂર્ણતા સદ્ગુરુયોગ અને વસ્તુ ધર્મની ઓળખાણ વિગેરે પ્રાપ્ત થવુ અત્યત દુર્લભ છે આવો માનવજન્મ પ્રાપ્ત થયા પછી સ્વગોચર પ્રશ્ન ( Tnlubim ) થાય છે કે મારૂ કર્તવ્ય શું છે ? શાસ્ત્રો તેને ઉત્તર આપે છે કે બહિરાત્મભાવ ( Physical Expression ) તજી અતરાત્મભાવમા સ્થિર થઈ દુન્યવી સર્વ-સયોગોનો તટસ્થ દ્રષ્ટા બની જા ! અને દર્શન જ્ઞાન અને ચારિત્રના રાજમાર્ગમા દિવસનુ દિવસ પ્રગતિ કર ! એ પ્રગતિ એમ માનવજીવ-જીવનની સફલતા છે તત્ત્વાર્થકારિકામા કહ્યુ છે કે **कर्म क्लेशाभावो**

**यथा भवत्येष परमार्थः** અર્થાત્ ક્લેશોવડે સકળાયેલ આ માનવ જન્મમા તેવો પ્રશસ્ત પ્રયત્ન કરવો કે જેથી કર્મરૂપ ક્લેશનો સતત અભાવ થાય—આ માનવ જન્મનું રહસ્ય છે'

તત્ત્વાર્થસૂત્રમા કહેલા **सम्यग् दर्शनज्ञान चारित्राणि मोक्षमार्गः** એ સૂત્રાનુસાર વ્યવહાર અને નિશ્ચય દૃષ્ટિબિંદુથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થયા પછીનુ જ્ઞાન મુક્તિ પ્રાપ્તિ માટેની ગણત્રી વાળું બને છે, અને તે જ્ઞાન વિરતિ-ગુણ ઉત્પન્ન કરાવી મુક્તિના સીધા માર્ગ ઉપર પ્રમાણે મુકે છે માનવજન્મ પુરુષાર્થ પ્રધાન છે, પરંતુ આંતર જગતમાં જિનેશ્વરની ભક્તિમા તદ્રુપ સમ્યગ્દર્શન પ્રાપ્ત કર્યા પછી અધ્યાત્મ-દૃષ્ટિથી પુરુષાર્થની પ્રધાનતા અનેક ગણી વધી જાય છે તે માટે તત્ત્વ સ્વરૂપ જાણવાની આવશ્યકતા ઊભી થાય છે આત્મા અને તેનો વિરોધી કર્મસ્વભાવ આ બન્નેનુ સ્વરૂપ તેમજ કર્મ ચેતના, કર્મફલ ચેતના અને જ્ઞાન ચેતનાનું પૃથક્કરણ (Analysis) જાણ્યા પછી સ્વભાવ તરફ પુરુષાર્થ કરવો સુગમ પડે છે અને તે પછી ક્રિયામા મુકાય છે, અનાદિકાળથી આ આત્મા પરવસ્તુમાં રમણ કરતો આવ્યો છે, પોતાનુ શ્રેય શુ છે? પોતાનો આત્મવિકાસ કરવો યુક્ત છે કે નહિ? અને હોય તો કેવી રીતે થાય?—એ સંબંધી કાંઈ વિચારો આવ્યા નથી, પરંતુ પૂર્વ પુણ્યયોગે માનવજન્મ, આર્યકુળ, પંચેન્દ્રિય સંપૂર્ણતા, જૈનધર્મનો સુયોગ, શુદ્ધ દેવ ગુરુ, ધર્મની પ્રાપ્તિ, શાસ્ત્ર શ્રવણ અને તેમા રુચિ પ્રાપ્ત થયા પછી પુરુષાર્થ ન કરે તો અમૂલ્ય માનવ જન્મ નિરર્થક બને તેમા આશ્ચર્ય નથી. પાંચ કારણો મળતાં કાર્ય થાય એ સૃષ્ટિનો નિયમ છે પરંતુ તે કારણોમાં મુખ્ય પુરુષાર્થ છે, પુરુષાર્થ કરે તોજ શીઘ્ર મુક્તિ પ્રાપ્ત થાય. આત્માની શક્તિઓનો એક સરખો વિકાસ સાધ્યા વગર કોઈ પણ ઉત્તમ ફળ પ્રાપ્ત કરી શકાય નહિ

આ રીતે મનુષ્યનુ સાચું જીવન આધ્યાત્મિક જીવન છે; જેના

-દર્શનની પરિભાષા અનુસાર 'ભાવમરણ' દરેક ક્ષણે પ્રત્યેક મનુષ્યનુ -થઈ રહેલુ છે, મતલબ કે જેમ જેમ સમય વીનતો જાય છે તેમ તેમ પૂર્વબદ્ધ આયુષ્યની ક્ષણો ઓછી થતી જાય છે આવી પરિસ્થિતિમા જો -કે ભારતવર્ષના સર્વદર્શનોમા સાહિત્યનુ ઉચ્ચ સ્થાન છે. સાહિત્ય મનુષ્યને માનવતા શીખવે છે એટલુ જ નહિ પણ નીતિ અને ધર્મને અનુસરતુ સાહિત્ય બરાબર અધ્યયન કરવામા આવે, તેમા આવેલી માનસિક અને આધ્યાત્મિક સપત્તિઓ મનુષ્ય પોતાના જીવનમા સમન્વિત કરે, તો મનુષ્ય સસ્કારી બને છે, સસ્કાર જીવનનુ ઘડતર કરે છે, પ્રગતિના માર્ગે લઈ જઈ આત્માને જાગ્રત કરે છે અને ગુણોનો વિકાસ કરી આદર્શ મનુષ્ય બનાવે છે, સાહિત્યમા પણ કાવ્ય સાહિત્યનો જીવન સાથે અનતર સબધ છે કાવ્યસાહિત્ય લાગણીને સ્પર્શ કરનાર હોઈ જીવનને એકદમ રસમય બનાવે છે પરતુ તે સિનેમાના ગાયનો કે ભોગવિલાસ વધારનારૂ સાહિત્ય નહિ જે કાવ્ય સાહિત્ય આત્માને મન વચન કાયાની એકતા કરાવી કલ્યાણપ્રિય પ્રવૃત્તિ તરફ દોરી જાય, સમ્યગ્-દર્શન–જ્ઞાન–ચારિત્ર–વૈરાગ્યના ગુણોનો વિકાસ કરે તેજ સાચુ સાહિત્ય છે, આવુ સાહિય જીવન જીવતા શીખવે છે, શુભ આચાર, શુભ વિચાર અને વિવેક દૃષ્ટિને વધારે છે, ધર્મ બુદ્ધિને જાગ્રત કરે છે, પાપો તરફ તિરસ્કાર બતાવે છે, ભોગવિલાસને ભુલાવે છે, વૈરાગ્ય પ્રકટાવે છે, ચારિત્રને ઘડે છે' પૂર્વકૃત પાપોનો પશ્ચાત્તાપ કરાવે છે, પ્રભુ ભક્તિનું માહાત્મ્ય સમજાવે છે અને તેમા તરબોળ કરાવે છે, મૈત્રી વિગેરે ભાવ-નાઓ વહેવરાવે છે અને છેવટે આત્માનો ઉત્કર્ષ સાધી પરમાત્મપદ પ્રકટાવે છે

આધ્યાત્મક કાવ્ય સાહિત્ય અતર્મુખવૃત્તિ ઉત્પન્ન કરે છે. રાગદ્વેષના પરિણામની મદતા અને આત્મામા પ્રભુભક્તિ દ્વારા મનની સ્થિરતા વડે જે જે અગે સદ્બોધ અને આત્મરમણતા થાય અને શ્રીમદ્ ઉ યશોવિજયજીના શબ્દોમા 'ભક્તિ તે કામણ તંત' બને તેને અતર્મુખવૃત્તિ કહેવાય છે, પૂર્વ પુરુષોની કાવ્ય સૃષ્ટિ અનેક

વિષયોથી ભરપૂર અને અનુભવથી પરિપ્લુત હોય છે. નય, નિક્ષેપ, પ્રભુને ઉપાલંભો, યોગ, પ્રભુના ગુણોનું સ્મરણ પોતાની અને પ્રભુની આત્મભૂમિકાનું ભેદજ્ઞાન. દાસોઽહમાંથી સોઽહં કેમ જલ્દી થઉં તેની તમન્ના, શ્રીમદ્ દેવચંદ્રજીના વચનાનુસાર 'જિનવરપૂજા તે નિજ પૂજના રે' ક્યારે-કેવી રીતે અનુભવાય તેના પારસ્પરિક સંબંધનું જ્ઞાન-વિગેરે અનેક બાબતો આત્મગુણને વિકસાવવામાં સહાય કરે છે અને આત્મા મન વચન કાયાની એકાગ્રતાપૂર્વક તન્મયતા પ્રાપ્ત કરાવી માનવજન્મને સફળ બનાવે છે.

પ્રસ્તુત કાવ્ય ગ્રંથમાં પ્રાચીન કવિરત્ન મુનિજનોની કાવ્ય પ્રસાદીનો પ્રતિભામય રસમય સુરખી વાળો સંગ્રહ છે તે સાથે સંપાદક શ્રીએ ઇતિહાસ દૃષ્ટિ પણ રજુ કરી છે. ગુર્જરભાષામાં જૈન મુનિરત્નોનાં પ્રતિભાશાળી સર્જનાત્મક કાવ્યો નરસિંહ યુગથી ઘણા પ્રાચીન છે એ દૃષ્ટાંતો સાથે સાક્ષરી સાથે સંપાદકશ્રીએ સિદ્ધ કર્યું છે. પ્રસ્તુત પુસ્તક જૈન સાહિત્યરત્નોની કાવ્યપ્રસાદીના સંપાદક શ્રી ભાઈચંદભાઈ નગીનદાસ ઝવેરી કે જેઓ શ્રી ગોડીજીના મંદિરના અનેક વર્ષો થયા ટ્રસ્ટી છે, સામાજિક બાબતોમાં અનેક પ્રસંગે આગળ પડતો ભાગ લે છે. એમના પિતાશ્રી પણ ટ્રસ્ટી હતા. એમના ધાર્મિક સંસ્કારો તેમનામાં વારસામાં ઉતર્યા છે. એમને પ્રાચીન સ્તવનો ઉપર મૌલિક પ્રબળ પ્રેમ છે. એમના પૂજ્ય પિતાશ્રીના સ્મરણાર્થે 'જૈન સાહિત્યોદ્ધાર ફંડ' સ્થાપ્યું છે તેનાથી ધાર્મિક પુસ્તકો અને કાવ્યગ્રંથોનું પ્રકાશન કરતા રહ્યા છે. એમણે આ ગ્રંથના સ્તવનોના નિર્માતા કવિરત્નોની ગ્રંથરચનાનો તારીખવાર ઇતિહાસ કવિઓના પરિચય સંગ્રહ સાથે રજુ કર્યો છે, જે એમની સંપાદક તરીકેની નોંધના વાંચનથી માલુમ પડશે.

આધ્યાત્મિક કાવ્યો આ પ્રગતિમય જમાનામાં કમનીય અને કાન્તિમાન રંગ-પ્રેરનાર છે. પ્રભુભક્તિના કાવ્યો જે સર્વ જનોની હૃદય ગુફાઓમાં આવતા ત્યાં પડેલા ભાવને જાગૃત કરી આનંદપૂર્વક પ્રકટેલા

હોય છે, તે જીવનમાં આધિ, વ્યાધિ અને ઉપાધિથી સંતાપેલા આત્માને શાન્તિ પ્રકટાવે છે, આત્મગુણોનો વિકાસ કરે છે, અને પરમાત્માના અરૂપી સ્વરૂપનું તાદાત્મ્યપણે ભાનભર્યું દર્શન કરાવે છે. પ્રાચીન કાવ્ય કલાગમ મુનિવરોનું ભક્તિના રસ સમાન ઉપરનું અનુપમ ઉપકાર-દર્શન છે તેઓ પોતાના આત્માનું ભલું કરી ગયા છે અને અન્ય આત્માઓ માટે ઉન્નતિના વિકાસને માટે તૈયારી આપતા ગયા છે. ઉપસંહારમાં અનેક કાવ્યમય ભિન્ન ભિન્ન ગાથાઓ નિર્માણ કરનાર એ મુનિવરોને ભાવાર્દ્રતાપૂર્વક વંદન કરી મારા આત્માના ગુણવિકાસ માટે પ્રસ્તુત પુસ્તક લખવા પ્રેરણા કરનાર મુની ભાઈચંદભાઈનો આભાર માનવા સાથે કવિવર શ્રી ઉદયરત્નજીએ શ્રી શાંતિનાથજીના સ્તવનને અંતે કરેલી માગણીના વાક્યોના ભાવના ભાવ પદ્યોમાં વર્ણ અલ્પમતિ પુરાવી પ્રસ્તુત કાવ્ય સાદર કરી વિરમું છું.

ભવોભવ તુમ ચરણની સેવા
હું તો માગું છું દેવાધિદેવા
સામું જુઓને સેવક જાણી
એવી ઉદયરત્નની વાણી.

મુંબઈ
સં૦ ૨૦૧૬ ફાલ્ગુન શુક્લ ત્રયોદશી
શ્રી સિદ્ધગિરિ-ભાડવાતીર્થ
મંગલમય-મુક્તિદિન

ફતેહચંદ ઝવેરભાઈ

श्री सागरानन्दगुरूपदेशाद यो जैन साहित्य विकासनाय ।
तदीयकोशेऽर्पितवान धनस्व, सोऽय सुधी श्रेष्ठि नगीनचन्द्र ॥१॥



દેવનો નિમિત્ત કારણ રૂપ છે તેઓનું બહુમાન, ભક્તિ કિંવા સ્તવન એ આપણને આપણા મૂળ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાના સાધન રૂપ છે નિમ્ન વચનો એ વાતની સાક્ષી પૂરે છે—

અજકુલગત કેસરી લહેરે નિજપદ સિંહ નિહાળ

શ્રીમદ્ દેવચંદ્રજી

इलिका भ्रमरी ध्यानात्, भ्रमरीत्वमश्नुते

ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ

આ જૈન સાહિત્ય-રત્નો અર્થાત્ જૈન ગૂર્જર સાહિત્ય રત્નો અને તેમની કાવ્ય-પ્રસાદી નામના પુસ્તકમાં ઉપરના જે તીર્થંકરોની વાત કહેવામાં આવી છે અને જેમના પવિત્ર નામોથી લોગસ્સ અને બૃહત્ શાન્તિ જેવા સૂત્રો અલંકૃત છે એમાંના પાંચ સંબંધે જુદા જુદા મુનિ પુંગવોના હાથે પોત પોતાના જીવન કાળમાં, એ પરમાત્માની મૂર્તિના દર્શને જે હાર્દિક ઉલ્લાસની ઊર્મિઓ પ્રગટી તે સ્તવન રૂપે લાભે છે અને એનો અત્રે સંગ્રહ કરવામાં આવેલ છે એ સાધુ મહાત્માઓએ આ જાતની સ્તવનાનો ચોવીસે જિનેશ્વરો યાને તીર્થંકરોની કરી છે અને ચોવીશી નામથી એ મનોહર પણ છે છતાં ગ્રંથ વિસ્તાર ન વધે તેમ કલ્લાણ કંદ જેવી સ્તુતિમાં જે પાંચને મુખ્ય પદે સ્તવ્યા છે એ વાતને ધ્યાનમાં રાખીને, એ પાંચને લગતા સ્તવનો આ પુસ્તકમાં દાખલ કર્યાં છે

આ ઉપરાંત એમાં જે વિશેષતા છે તે એ છે કે સ્તવન રચનાર મુનિરાજો વિષે જૂદા જૂદા સ્થળેથી પ્રાપ્ત થયેલ માહિતી તેમજ તેઓશ્રીની અન્ય કૃતિઓ અને સાથો સાથ એ મહાત્માઓ જે સમયે થયા તેની સાલવારી આપેલ છે આજના યુગમાં આ પ્રકારની નોંધ ખાસ મહત્ત્વ ધરાવે છે એ સામગ્રી જે જે પુસ્તકોમાંથી મેળવવાનો પ્રયાસ સેવ્યો છે એ દરેકની એના કર્તાના નામો સહિત ઉલ્લેખ કરીને જેમ પ્રસિદ્ધ કર્તા એ પોતાની નિખાલસતા પુરવાર કરી છે તેમ એ દ્વારા ઈતિહાસ રસિકોને અને પુરાતત્ત્વ ગવેષકોને પોતાના સંશોધનોમાં ખાસ કામ લાગે તેવો મસાલો પુરો પાડ્યો છે

પ્રકાશક શ્રીયુત્ ભાઈચંદ નગીનભાઈ ઝવેરી, જાતે વેપારી હોવા છતાં, સાહિત્યના વિષયમાં જે રસજ્ઞતા દાખવે છે અને અનુભવના દર્શન કરાવે છે એ જેમ જૈન ધર્મ અને એ અંગેના સાહિત્ય પ્રત્યેની અભિરુચી પુરવાર કરે છે તેમ બીજાઓ માટે પદાર્થ પાઠ પણ પુરો પાડે છે.

જૈન સમાજમા અને ખાસ કરી મુંબઈ રાજ્યમા જેમ રાજનગર ધર્મ કરણીની નજરે જૈન પુરી તરિકે ઓળખાય છે, તેમ ભાવનગર જ્ઞાનના દ્રષ્ટિયે જૈન નગરનુ મહત્વ ધરાવે છે, કેમકે ત્યાં એને લગતી સસ્થાઓ મોજુદ છે આમ છતા સુરતની વાત વિલક્ષણ અને અચિંત્ય છે સામાન્ય માનતા એવી છે કે સુરતના જૈનો મોટા ભાગે ઝવેરાતનો ધંધો કરતા હોવાથી કીમતી પથ્થરના પરીક્ષકો ગણાય. તાત્વિક અભ્યાસ કરવાનો અવકાશ એમને ઓછો પણ સંભવે આમ છતા આવા ઝવેરીઓ યાને પરીક્ષકો તરિકે તેઓએ જૈન સાહિત્યના પ્રકાશન અર્થે જે મોટી રકમો જુદી કાઢી એને ટ્રસ્ટ કરમા રોકેલી છે અતિ પ્રશસનીય છે એમા શેઠ દેવચદલાલભાઈ જૈન પુસ્તકોદ્ધારક ફડ તેમજ આ પુસ્તકના પ્રકાશકના પિતાશ્રીની સ્મૃતિમા જેના સર્જન થયેલ છે એ **શેઠશ્રી નગીનભાઇ મંછુભાઇ સાહિત્યોદ્ધાર ફંડ** ખાસ અગ્રસ્થાન ધરાવે છે આ સસ્થાઓ મારફત સારી સખ્યામા પુસ્તકો પ્રગટ થયા છે વર્તમાનકાળે ભવ્ય આત્માઓને આ સસાર સાગર તરવામા સહાયક એવા બે સાધનો જ્ઞાની ભગવતોએ કહ્યુ છે એ જિન પ્રતિમા અને જિનાગમ ને ઉભય પોતાનેઆગણે સારી સંખ્યામા અને સુદર પ્રકારે ધરાવવાનુ સૌભાગ્ય આજના સુરત શહેરને યાને ઈતિહાસ પ્રસિદ્ધ **સૂર્યપુરને** પ્રાપ્ત થયેલ છે પ્રકાશકની ભાવના પ્રમાણે આ ગ્રંથ રત્નત્રિગની કૃત્ય ગુફામા પ્રકાશ પાથરનારો અને ભાવિ જીવન ઉન્નતિમાર્ગે બનો એજ અભ્યર્થના

આશ્વિન સુદ ૧, અમરનિવાસ, **મોહનલાલ દીપચંદ ચોકસી**
૨૦૧૫ મુબાઈ

# સંપાદકીય

## શ્રી ગોડીપાર્શ્વનાથાય નમ:

વિ. સ. ૨૦૧૩મા શ્રી સભવનાથ ભગવાનના ૯૬ જિનનુ સ્તવનોમા સગ્રહરૂપે 'શી સભવનાથ જિન સ્તવનાવલિ' શ્રી નગીનભાઈ મછુભાઇ જૈન સાહિત્યોદ્ધાર ફંડ સુરત તરફથી પુસ્તકરૂપે પ્રકટ કરવામા આવી છે તે સગ્રહ કરતા એવો જ એક સગ્રહ પ્રથમ તથા અતિમ તીર્થંકર ભગવાન **શ્રી ઋષભદેવ** તથા ભગવાન **શ્રી મહાવીર સ્વામીના** સ્તવનોનો કરવાની ભાવના થઈ એમા વળી કેટલાક સ્નેહીઓએ **શ્રી પાર્શ્વનાથ** ભગવાનના સ્તવનો પણ સાથે સાથે લેવાની સૂચના કરી આગળ વધતા અખડ બ્રહ્મચારી **શ્રી નેમિનાથ** ભગવાનના સ્તવનો પણ લેવામા આવે તો વધુ સારૂ એવી સ્ફુરણા થઈ એમા વળી એક પ્રસગે કાશીવાળા પરમ પૂજ્ય આચાર્ય શ્રી વિજયધર્મસૂરિજીના વયોવૃદ્ધ શિષ્ય ઇતિહાસ તત્ત્વ મહોદધિ આચાર્યશ્રી વિજયેન્દ્રસૂરિજી—જેઓશ્રી ભાયખલા–મુબઈમા ચાતુર્માસ રહ્યા હતા, તેઓશ્રીએ કહ્યુ કે—ભાઈ, પાચ માગલિક પરમાત્માઓમા ભગવાન **શ્રી સાન્તિનાથજી** રહી જાય છે માટે પાચે પરમાત્માઓના સ્તવનોનો સગ્રહ તૈયાર કરી પ્રકટ કરાવવો, અને એ માટે 'શ્રી કલ્લાણકદ'ની પ્રથમ સ્તુતિની યાદ આપી અને આમ દરેક ચોવીસી કર્તાઓના ઉપર્યુક્ત પાચે ભગવાનોના સ્તવનો એકત્ર કરી છપાવવાનો નિર્ણય થયો.

સાથે સાથે દરેક ચોવીસીઓના કર્તાઓનો સક્ષિપ્ત જીવન અને તેઓની સાહિત્ય કૃતિઓનો [illegible] ઉલ્લેખ કરવો, જેથી

છદો જેવા કે દૂહા ધ્રૂપદ, એકતાલી, ચોપઈ, સરસ્વતી ધઉલ, છપ્પય, ગૂજરી વગેરે છે આ પરથી પ્રો મણિલાલ નભુભાઈ દ્વિવેદીને જણાયુ કે 'ગૂજરાતી ભાષાને પ્રથમ ગૂજરાતીનુ રૂપ આપનાર જૈનો જ હોય એમ માનવોને બહુ કારણો છે' તેમ સ્પષ્ટ સમજાય તેવુ છે

સવત **૧૪૮૯** મા **શ્રી જયસાગર** ઉપાધ્યાયે 'વયરસ્વામિ ગુરુ રાસ' તથા બીજી ઘણી સાહિત્ય રચના કરી છે જેની વિગતવાર યાદિ બીજે આપવામા આવી છે તેઓશ્રીએ ચોવીસ તીર્થ-કરના સ્તનનોની (ચોવીસી) બનાવી છે ગૂજરાતી ભાષામા તેમની **ચોવીસી પ્રથમ** છે તે પછી સોલમી સદીમા જે જે મુનિવરોએ બહોળા પ્રમાણમા રાસો વગેરે રચ્યા છે તેમાથી થોડા નામો અત્રે નોધીએ છીએ

પ્રખ્યાત કવિ લાવણ્ય સમય જેમણે સ **૧૫૬૮** મા 'વિમલ પ્રબન્ધ રાસ' રચ્યો તથા ઘણા રાસો, છદો, સવાદો ચોપાઇ, સ્તવનો રચ્યા છે—તેમનુ ચતુર્વિંશતિ જિન સ્તવન માલિની છદમા ૨૭ કડીનુ બનાવેલુ છે.

સવત ૧૫૬૦ મા **શ્રીસિંહકુશલે** 'નદ બત્રીશી ચોપાઇ રચી
સવત ૧૫૬૫ મા **શ્રીઉદયભાનુએ** 'વિક્રમસેન ચોપાઇ' રચી

---

સુધી ચાલી આવે છે જુની ગૂજરાતીનુ સાહિત્ય જૈનેતરો કરતા જૈનોનુ વિશેષ છે પ્રધાન સૂર ધર્મલક્ષી છે પણ સાસાગ્કિતાને તેમાથી સર્વથા દેશવટો મળ્યો નથી અને પ્રત્યેકના અગ્રિમ કવિઓ તરીકે જૈનેતરોમા જેમ **નરસિંહ** તથા મીરાના, **ભાલણ**, પદ્મનાભ ને નાકરના કીર્તિમત નામો છે, તેમ જૈનોમા **શાલિભદ્ર, સોમસુંદર** અને **જયશેખર** તથા **લાવયસમણ્ય** જેવા સ્મરણીય નામો પણ છે એ હકીકત લક્ષમા રહે એ જરૂરનુ છે.

'(વિજયરાવ કલ્યામરાવ વૈદ્ય')

સવત ૧૫૬૧ મા શ્રીધર્મદેવે 'અજાપુત્ર રાસ' રચ્યો
સવત ૧૫૬૩ માં „ 'વયરસ્વામી રાસ' „
સવત ૧૫૭૨ મા શ્રીસહજસુંદરે 'ગુણરત્નાકર છંદ' રચ્યો
આમા જુદા જુદા છંદમા શ્રી સ્થૂલિભદ્ર ચરિત્રનુ વર્ણન છે.
સંવત ૧૫૯૭ મા શ્રીપાર્શ્વચંદ્રસૂરિએ 'શ્રી વસ્તુપાલ તેજપાલ રાસ' રચ્યો
સવત ૧૫૯૯ મા શ્રી વિનયસમુદ્ર અંબડ ચઉપઇ રચી

## સત્તરમી સદી—

સવત ૧૬૧૫ થી ૧૬૩૩ સુધી કવિશ્રી સોમવિમલસૂરિએ સાહિત્ય રચના કરી
સવત ૧૬૧૦ થી ૧૬૨૪ સુધી શ્રી કુશલલાભે સાહિત્ય રચના કરી
સંવત ૧૬૩૨ થી ૧૬૬૯ સુધી શ્રી નયસુંદરગણિએ સાહિત્ય રચના કરી
સવત ૧૬૫૮ થી ૧૭૦૦ શ્રીસમયસુંદરગણિએ સાહિત્યરચના કરી
સવત ૧૬૬૨ થી ૧૭૦૦ શ્રીઋષભદાસકવિએ સાહિત્ય રચના કરી
સવત ૧૬૧૬ મા કવિશ્રીકુશલલાભે 'માધવ કામ કુંડલા રાસ' રચ્યો.
સવત ૧૬૧૯ મા કવિશ્રી દેવશીલે 'વેતાલ પચવીસી' રચી
સવત ૧૬૩૮ મા કવિશ્રી રત્નસુંદર ઉપા૦ 'શુક બહોતેરી (રાસ મંજરી) રચી

વિક્રમની સત્તરમી સદીમા ઘણા વિપુલ પ્રમાણમા સાહિત્ય–રચના થઈ છે, જો કે તે સમય સક્રાન્તિ કાળનો હોવા છતા ધર્મ પરાયણ ત્યાગીઓએ જ્ઞાનની ઉપાસના સુદર કરી છે તે માટે "જૈન ધર્મ પ્રકાશ" જ્યુબીલી અંકમા સાક્ષર શ્રી રણજીતરામ વાવાભાઇ મહેતાએ જણાવ્યુ છે કે—

"અલાઉદ્દીન ખીલજીના સન્દારોએ ગુજરાતના હિંદુ રાજ્યને પાયમાલ કીધુ ત્યારપછી અંધાધૂંધીમા નાસભાગ કરતા બ્રાહ્મણોએ

સં. ૧૭૧૫ થી ૧૭૩૧(૧૬) ,, શ્રી માનવિજયજી ઉપા૦ એ ,,
સં ૧૭૨૦ આસપાસ શ્રી આનંદઘનજી એ ,,
સં ૧૭૧૧ થી ૧૭૬૨(૫૧) ,, શ્રી જિનહર્ષસૂરિ એ ,,
સં ૧૭૧૯ થી ૧૭૭૧(૫૨) ,, શ્રી ધર્મવર્દ્ધને (ધર્મસિંહે) ,,
સં. ૧૭૫૪ થી ૧૭૮૩(૨૯) ,, શ્રી મોહનવિજયજી એ ,,
સં ૧૭૩૮ થી ૧૭૭૪(૩૬) ,, શ્રી જ્ઞાનવિમલસૂરિ એ ,,
સં. ૧૭૪૯ થી ૧૭૯૯(૫૦) ,, શ્રી ઉદયરત્ને ,,

તેઓએ ગુજરાતી ભાષામાં જે સુંદર સાહિત્ય રચના કરી છે તે માટે ભાઈ વિજયરાય કલ્યાણરાય વૈદ્ય ગુજરાતી સાહિત્ય રૂપરેખા પા૦ ૬૨ માં લખે છે કે—

"આર્ય સંસ્કૃતિની જૈન શાખાએ ગુજરાતી ભાષાને કરેલા અર્પણોથી એ ભાષાના સાહિત્યનો ખરો ઇતિહાસ છે તેના વિદ્યાનુરક્ત સાધુઓ આપણા સૌથી પહેલા સાહિત્યકારો છે ગ્રંથાશ્રયના એકાન્તના ધર્મદૃષ્ટિ પાળતા અને પ્રેમાનંદના બાપ. શાલિભદ્રથી સમયસુંદર સુધીના એ અપ્રમત્ત સૂરિઓએ પોતે પોતાના સમયના સમાજનો, તેના જીવનનો, તેની ભાષાનો સંપર્ક યથાયોગ્ય અખંડ ને જીવન્ત રાખ્યો.

તેમણે [illegible] પાંડિત્ય ગણીને પણ સંસાર ચિત્રો દોરવામાં નામમાત્ર નહીં અને અમૃતનું પ્રેમળ પાન કર્યું તે ગુજરાતીને એનો પોતે આસ્વાદ કરેલા અમૃતને પોતાને એ પ્રેમનાં પહેલાં [illegible] ગીર્વાણગિરાના [illegible] કવિઓને લાવે [illegible] સર્જન કરવાની, [illegible]"

આમ ઓગણીસમી સદીના કવિઓના મુખ્ય નામો ને સાહિત્ય રચનાકાલ
સં ૧૭૯૯ થી ૧૮૧૩ સુધી (૧) શ્રી ઉત્તમવિજયજી ગણિએ ૧૪ વર્ષ
,, ૧૮૧૪ થી ૧૮૫૭ ,, (૨) શ્રી પદ્મવિજયજી ગણિએ ૪૩ વર્ષ
,, ૧૮૧૭ થી ૧૮૪૩ ,, (૩) શ્રી વિજયલક્ષ્મીસૂરિએ ૨૬ ,,
,, ૧૮૧૦ થી ૧૮૨૫ ,, (૪) શ્રી જિનલાભસૂરિએ ૧૫ ,,

"અપૂર્ણ પુસ્તક જૈન બન્ધુઓની જાગૃતિ—જૈન બન્ધુઓ પણ જાગ્રત થયા છે, અને પોતાના ભંડારોની કીંમત સમજતા થયા છે જૈન કોમના નેતાઓને બેવડી મુશ્કેલી વચ્ચે કામ લેવું પડે છે એક તો એ કોમના મ્હોટા ભાગે કેળવણીના ફલ ચાખ્યા નથી, એટલે તેને સાહિત્યનો રસ લાગ્યો નથી બીજુ એ કે એ કોમનો સાક્ષરતા પામેલો વર્ગ સાધુ, યતિ, મુનિજી વગેરેના, તે પણ અમુક અપવાદો સિવાય ભંડારોમા ભરાઈ રહેલી સામગ્રીને બહાર લાવવાની વિરુદ્ધ છે આવી મુશ્કેલીઓ છતા ધન્ય છે તેઓશ્રીને જેઓએ પ્રાચીન ભંડારોમા અંધકાર સેવતા લાખો ગ્રન્થોમાથી થોડા પણ પ્રસિદ્ધિમા આણી આપણા જુના સાહિત્યપર, આપણી જૂની ભાષા રચના પર, આપણા જૂના કાવ્યોની વસ્તુ પર પ્રકાશ નાખ્યો છે સ્વર્ગસ્થ ભાઈ ચીમનલાલ દલાલ કે એવાજ કાર્યમા ઘૂમી રહેલા ભાઈ મોહનલાલ દલીચંદ દેસાઈ કે જૈન ગૂર્જર સાહિત્યોદ્ધારવાળી સસ્થા તરફથી આનદ કાવ્ય મહોદધિની મૌક્તિક માળ પરોવનાર ઝવેરીઓનો જેટલો આભાર માનીએ તેટલો થોડો એવા એવા સાહિત્ય વિલાસીઓના પ્રયાસથી આપણે જોઈ શક્યા છીએ કે શું નરસિંહ મહેતાના સમયમા કે શું તેની પૂર્વે પણ જૈન તથા જૈનેતર લેખકો અને કવિઓની ભાષામા કે કૃતિમા માત્ર સામ્પ્રદાયિક ભેદ બાદ કરતા બીજી કોઇ રીતે ભિન્નતા જોવામા આવતી નથી"

આ ભાગ સશોધન માટે સદ્‌ગત સાક્ષરવર્ય શ્રી મોહનલાલ દલીચદ દેસાઈનો જેટલો ઉપકાર માનુ એટલો ઓછો છે તેઓશ્રીના શ્રી જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧-૨-૩ ખંડ ૨, તથા જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ એ પુસ્તકોના આધારે મુખ્યત્વે આ સામગ્રી ભેગી કરી શકાઇ છે જુદા જુદા કવિવરોની સાલવાર યાદિ તથા પ્રકાશનોની નોંધો તથા સામાન્ય જીવન પરિચય તયાર કરવામા પણ તેમના પુસ્તકો બહુ ઉપયોગી નીવડ્યા છે આવીજ જુદા જુદા

શાંતમૂર્તિ ૧૦૦૮ શ્રી વિજયવિજ્ઞાનસૂરિજીના પ્રશિષ્ય સમર્થ વક્તા-પં. **શ્રી ચંદ્રોદયવિજયજી**એ શ્રી ગૌતમ સ્વામિનો રાસ તથા બીજા સ્તવનોની સમજૂતિ તથા અઘરા શબ્દોના અર્થો સુધારી આપવા માટે પોતાનો અમૂલ્ય સમય આપી જે કૃપા કરી છે તેનો અંતઃકરણ પૂર્વક આભાર માનુ છુ

શ્રી જૈન ધાર્મિક શિક્ષણ સંઘના સેક્રેટરી મારા જુના સ્નેહી ભાઈ **શ્રી પ્રાણજીવનદાસ**-ગાંધીએ આ પુસ્તકના સ્તવનોનો સામાન્ય અર્થ જરૂર કરાવવો જોઈએ એવી સૂચના કરી કે જેથી ખાસ કરી અભ્યાસી તથા વિદ્યાર્થી ભાઈઓ માટે સરલતા થાય. એ સૂચના મુજબ સમજુતિ લખાવી પુસ્તકની પાછળ મૂકવામા આવી છે જે સમજૂતિ સેંટ ઝેવીયર્સ કોલેજના ગુજરાતીના પ્રોફેસર ભાઈ શ્રી રમણલાલ સી નાણે કરી આપી છે

આ પુસ્તકનુ પુરોવચન લખી આપવા માટે જાણીતા જૈન સાક્ષર વયોવૃદ્ધ ભાવનગર નિવાસી શ્રીયુત ફતેહચંદ ઝવેરભાઈ નો આભાર માનુ છુ

તથા જૈન સમાજના જાણીતા સેવક વિદ્વાન લેખક અને વક્તા ભાઈ શ્રી મોહનલાલ દીપચંદ ચોકશીનો આ પુસ્તક માટે બે બોલ લખી આપવા બદલ તેમનો પણ આભાર માનુ છુ

આ પુસ્તકમા પ્રકટ્ટી ગાથાના ... શ્રી જયસાગર ઉપાધ્યાય જેમની ગૌતમ પ્રથમ છાપવામા આવી છે ત્યાંથી શરૂ કરી શ્રી અમૃત વિજયજી સુધી ૫૮ અઢાર સાહિત્ય રત્નોની કાવ્ય પ્રસાદીના ૩૪૩ સ્તવનાદિનો સંગ્રહ છાપવામા આવ્યો છે આગમીયના મતી તથા ... બીજા સ્તવન ઓગણત્રીસ કવિરત્નોની પ્રસાદીનો સંગ્રહ તૈયાર છે જે આ પુસ્તકના બીજા ભાગ તરીકે આવતે વર્ષે છપાવી પ્રસિદ્ધ કરવામા આવશે

આ પુસ્તકની પ્રતો મુંબઈ શ્રી ગોડીજી જૈન જ્ઞાન ભંડાર શ્રી

# જૈન ગૂર્જર સાહિત્ય રત્નોના સ્તવનોની સંખ્યા તથા સંવત વાર અનુક્રમણિકા

| કર્તાનામ | ચોવીશીરચના સંવત | રચનાસ્થલ | કાવ્યસંખ્યા | પૃ. |
|---|---|---|---|---|
| શ્રી ઉદયરત્ન ઉપાધ્યા | | | ૧ | ૨–૩ |
| ,, વિનયપ્રભઉપાધ્યા | ૧૪૧૨ | ખંભાત | ૧ | ૪–૧૧ |
| ,, જયસાગરઉપાધ્યા | ૧૫૦૦આસપાસ | | ૫ | ૧૮ |
| ,, લાવણ્યસમયગણિ | ૧૫૮૭ | | ૬ | ૧૯–૩૫ |
| ,, નન્ન સૂરિ | ૧૫૫૦–આસપાસ | | ૬ | ૫૨–૫૫ |
| ,, સમયસુંદર ગણિ | ૧૬૫૮ | | ૧૧ | ૩૦–૧ |
| ,, જિનરાજસૂરિ | ૧૬૯૪ | | ૬ | ૫૬–૬૨ |
| ,, ભાવવિજયઉપાધ્યા | ૧૭૦૯ | | ૫ | ૬૩–૬૮ |
| ,, આનંદવર્ધન | ૧૭૧૨ | | ૫ | ૬૯–૭૩ |
| ,, જિનહર્ષ સૂરિ | ૧૭૧૫ | | ૬ | ૭૬–૬૯ |
| ,, જિનરત્નસૂરિ | ૧૭૧૬ | | ૫ | ૮૦–૮૨ |
| ,, વિનયવિજયજીઉપાધ્યા | ૧૭૨૦આસપાસ | | ૯ | ૮૩–૯૫ |
| ,, આનંદઘનજી | ૧૭૨૬ | ,, | ૧૨ | ૯૬–૧૧૨ |
| ,, માનવિજયજીઉપાધ્યા | ૧૭૨૫ | ,, | ૫ | ૧૧૩–૧૧૮ |
| ,, યશોવિજયજીઉપાધ્યા | ૧૭૨૫ | ,, | ૧૭ | ૧૧૯–૧૩૯ |
| ,, મેઘવિજયજી ,, | ૧૭૩૦ | ,, | ૫ | ૧૪૦–૧૪૬ |
| ,, ઋદ્ધિવિજયજી | ૧૭૩૦ | ઔરંગાબાદ | ૫ | ૧૪૭–૧૫૨ |
| ,, ચારિત્રકુશલજી | ૧૭૩૧ | | ૫ | ૧૫૩–૧૫૮ |
| ,, તત્ત્વવિજયજી | ૧૭૩૫ | | ૨ | ૧૫૯–૧૬૦ |
| ,, ગુણવિજયજી | ૧૭૩૮ | રાણકપુર | ૫ | ૧૬૧–૧૬૫ |
| ,, મેઘવિજયજી (ગણિ શિષ્ય) | ૧૭૩૯ | વજીરપુર | ૧ | ૧૬૬ |

# વિષયાનુક્રમ

સમાપ્ત

વીર મહાવીર પ્રભુ સર્વ વીર શિરોમણિ,
રણવટ મોહભટ માન મોડી,
મુક્તિગઢ વાસીયો જગત ઉપાસીયો,
નાથ નિત્ય વંદીયે હાથ જોડી....૬ પંચ.

માત ને તાત અવદાત જિનદેવના,
ગામને ગોત્ર પ્રભુ નામ શુણતાં;
ઉદયવાચક પ્રભુ ઉદયપદ પામીએ,
ભાવે ભગવંતના સ્તવન ભણતાં....૭ પંચ.



ધીરમેં મેરૂ ગંભીરસિન્ધુ ચંગિમ ચયચાડિય ૪. પેખ્ખવિ નિરૂવમરુવ જાસ જણુ જંપે કિંચિય, એકાકી કલિભીત ઇત્થ ગુણ મ્હેલ્યા સંચિય। અહવા નિશ્ચય પુવ્વજમ્મ જિણવર ઇણે અંચિય, રંભાપઉમા ગૌરીગંગરતિ હા વિધિ વંચિય ૫. નહિ બુધ નહિ ગુરૂ કવિ ન કોઇ જસુ આગલ રહિઓ, પંચસયા ગુણપાત્ર છાત્ર હિંડે પરવરિઓ। કરે નિરંતર યજ્ઞ કર્મ મિથ્યામતિ મોહિય, ઇણ છલ હોશે ચરણ નાણ દંસ-ણહ વિસોહિય ૬.

(વસ્તુ છંદ.)

જંબૂદીવહ ભરહવાસંમિ, ખોણિતલમંડણ મગધદેસ સેણિય નરેસ। વરગુબ્બરગામ તિહા, વિપ્પવસે વસુભૂઈ સુંદર, તસુ ભજ્જા પુહવી સયલગુણગણરૂવનિહાણ। તાણ પુત્ત વિજ્જા નીલો, ગોયમ અતિહિ સુજાણ ॥૭॥

( ઢાલ ૩જી—ભાષા. )

તવ ચઢિઓ ઘણમાનગજે. ઇંદભૂઇ ભૂદેવતો ।
હું કારો કરિ સંચરિઓ, કવણસુ જિણવર દેવતો ॥૧૭॥
જોજનભૂમિ સમવસરણ, પેખે પ્રથમારંભતો । દહદિસિ
દેખે વિબુધ વધૂ, આવંતી સુરરંભ તો ॥૧૮॥
મણિમય તોરણ દંડ ધજ, કોસીસે નવઘાટ તો । વૈર
વિવર્જિત જંતુગણ, પ્રાતિહારજ આઠ તો ॥૧૯॥ સુરનરકિન્નર
અસુરવર, ઇદ્ર-ઇંદ્રાણી રાય તો । ચિત્તે ચમક્કિય ચિંતવે એ,
સેવંતા પ્રભુપાય તો ॥૨૦॥ સહસકિરણ સમ વીરજિણ,
પેખવિ રૂપવિશાલ તો । એહ અસંભવ સંભવે એ, સાચો
એ ઇંદ્રજાલ તો ॥૨૧॥ તો બોલાવે ત્રિજગગુરૂ, ઇંદભૂઈ
નામેણ તો । શ્રીમુખે સંશય સામિ સવે, ફેડે વેદપએણ
તો ॥૨૨॥ માન મેલ્હી મદ ઠેલી કરી, ભગતે નામે
સીસ તો । પંચસયાસુ વ્રત લીયો એ, ગોયમ પહિલો
સીસ તો ॥૨૩॥ બંધવસંજમ સુણવિ કરી, અગનિભુઇ
આવેઈ તો । નામ લઈ આભાસ કરે, તે પણ પ્રતિબોધેઇ
તો ॥૨૪॥ ઈણ અનુક્રમે ગણહર રયણ, થાપ્યા વીર
અગ્યાર તો । તવ ઉપદેશે ભુવનગુરૂ, સંજમશું વ્રત બાર
તો ॥૨૫॥ બિહું ઉપવાસે પારણું એ, આપણપે વિહરતતો ।
ગોયમ સંજમ જગસયલ, જયજયકાર કરંત તો ॥૨૬॥

( વસ્તુ છંદ )

ઇંદભૂઇઅ ઇંદભૂઇઅ ચઢિય બહુમાન હુંકારો કરી
કંપતો સમોસરણ પહોતો તુરંત । ઇહ સંસા સામિ સવે,
ચરમનાહ ફેડે ફુરંત બોધિ બીજ સંજાય મને, ગોયમ
ભવહ વિરત્ત । દિક્ખા લેઈ સિક્ખા સહિય ગણહરપય
સંપત્ત ॥૨૭॥

( ઢાલ ૪થી-ભાષા )

આજ હુઓ સુવિહાણુ, આજ પચેલિમા પુણ્ દીઠા ગોયમસામિ, જો નિયનયણે અમિય ॥ ૨૮ ॥ સિરિ ગોયમગણહાર, પંચસયા મુનિ ભૂમિયકરે વિહાર, ભવિયા જણુ પડીબોહ કરે સમવસરણ મોઝાર, જે જે સંસા ઉપજે તે તે પરઉપગાર કારણુ પૂછે મુનિપવરો જિહા જિહા દીજે દિક્ખ, તિહા તિહા ઉપજે એ । આપ કન્હે અણહુત, ગોયમ દીજે ॥ ૩૧ ॥ ગુરૂ ઉપરે ગુરૂભત્તિ, સામી ગોયમ ઉપર્ન ચ્છલ કેવલનાણુ, રાગજ રાખે રંગ ભરે ॥ ૩૨ ॥ જો શૈલ, વંદે ચઢી ચઉવીશ જિણુ । આતમ લ ચરમસરીરી સોય મુનિ ॥ ૩૩ ॥ ઈઅ દેસણુ ગોયમગણહર સંચલિઓ । તાપસ પનરસએણુ, દીઠો આવતો એ ॥ ૩૪ ॥ તવ સોસિય નિયઅ શકિત નવિ ઉપજ એ । કિમ ચઢશે દઢકાય, દિસે ગાજતો એ ॥ ૩૫ ॥ ગુરૂઓ એણે અભિમ જો મન ચિંતવે એ । તો મુનિ ચઢીયો વેગ, દિનકરકિરણુ ॥ ૩૬ ॥ કંચણુ મણિનિષ્પન્ન, દંડ સહિયા । પેખવિ પરમાણંદ, જિણહર ભર ॥ ૩૭ ॥ નિયનિય કાયપ્રમાણુ, ચઉદિસિ સંઠિઅ જિ ચણુમવિ મનઉલ્લાસ, ગોયમગણહર તિહા વસિ વયર સ્વામીનો જીવ, તિર્યગ્ જૃભક દેવ તિહા । પુંડરીક કંડરીક અધ્યયન ભણી ॥ ૩૯ ॥ વલતા ગો સવિ તાપસ પ્રતિબોધ કરે । લઈ આપણુ સાથ, ચ

જૂથાધિપતિ ॥૪૦॥ ખીર ખાંડ ઘૃત આણ, અમિઅ વૂઠ અંગુઠ ઠવિ । ગોયમ એકણ પાત્ર, કરાવઈ પારણું સવે ॥૪૧॥ પંચસયા શુભભાવ, ઉજ્જવલ ભરિયો ખીરમીસે । સાચા ગુરૂ સંજોગ, કવલ તે કેવલ રૂપ હુઓ ॥૪૨॥ પંચસયા જિણનાહ, સમવસરણ પ્રાકારત્રય । પેખવિ કેવલનાણ, ઉપ્પન્નું ઉજ્જોયકરે ॥૪૩॥ જાણે જિણવિ પિયૂષ, ગાજંતી ઘણમેઘ જિમ । જિણવાણી નિસુણેઇ, નાણી હુઆ પંચસયા ॥૪૪॥

(વસ્તુછંદ)

ઇણે અનુક્રમે ઇણે અનુક્રમે નાણસંપન્ન, પન્નરહ સય પરિવરિય હરિય હુરિય જિણનાહ વંદઈ, જાણવિ જગગુરૂવયણ તિહ નાણ અપ્પાણ નિંદઇ ચરમજિણેસર ઇમ ભણઇ, ગોયમ મ કરિસ ખેઉ । છેડે જઈ આપણ સહી, હોસું તુલ્લા બેઉ ॥૪૫॥

(ઢાલ ૫મી–ભાષા)

સામિઓ એ વીરજિણંદ પુનિમચંદ જિમ ઉલ્લસિઅ, વિહરિઓ એ ભરહવાસમ્મિ વરિસ બહોતેર સંવસિઅ । ઠવતો એ કણયપઉમેસુ પાયકમલ સંઘહિ સહિઅ, આવિઓ એ નયણાણંદ નયરે પાવાપુરી સુરમહિય ॥૪૬॥ પેખિઓ એ ગોયમસામી દેવશર્મા પ્રતિબોધ કરે, આપણો એ ત્રિસલાદેવીનંદન પહુતો પરમપએ । વળતા એ દેવ આકાશ પેખવિ જાણિય જિણસમે એ, તો મુનિ મન વિખવાદ નાદ ભેદ જિમ ઉપનો એ ॥૪૭॥ કુણસમો એ સામિય દેખિ આપ કન્હે હું ટાલિઓ એ, જાણતો એ તિહુઅણનાહ લોકવિવહાર ન પાલિઓ એ । અતિભલું એ કીધલું સામિ જાણ્યું કેવલ માગશે એ.

જિમ મયગલ ગાજે, તિમ જિનશાસન મુનિપવરો ॥૫૪॥
જિમ સુરતરૂવર સોહે શાખા, જિમ ઉત્તમ મુખ મધુરી ભાષા,
જિમ વનકેતકી મહમહે એ। જિમ ભૂમિપતિ ભુયબલ ચમકે,
જિમ જિનમંદિર ઘંટા રણકે, તિમ ગોયમ લબ્ધે ગહગહે એ
॥૫૫॥ ચિંતામણિ કર ચઢિઓ આજ, સુરતરૂ સારે
વંછિતકાજ, કામકુંભ સવિ વશ હુઓ એ। કામગવી પૂરે
મનકામિય, અષ્ટ મહાસિદ્ધિ આવે ધામિય, સામિય ગોયમ
અણુસરો એ ॥૫૬॥ પણવક્ખર પહેલો પભણીજે,
માયાબીજ શ્રવણ નિસુણીજે, શ્રીમતિ શોભા સંભવે એ।
દેવહ ધુરિ અરિહંત નમીજે, વિનય-પહુત્ત ઉવઝાય થુણીજે,
ઇણ મંત્રે ગોયમ નમોએ ॥૫૭॥ પુરપુર વસતા કાંઈ
કરીજે, દેશ દેશાતર કાઇ ભમીજે, કવણ કાજ આયાસ કરો।
પ્રહ ઉઠી ગોયમ સમરીજે, કાજ સમગ્ગહ તતખણ
સીઝે, નવનિધિ વિલસે તાસ ઘરે ॥૫૮॥ ચઉદહસય
બારોત્તર વરસે, ગોયમગણહર કેવલ દિવસે, કિઓ
કિવત ઉપગાર પરો। આદેહિ મગલ એહ ભણીજે,
પરવમહોચ્છવ પહિલો કીજે, ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો
॥૫૯॥ ધન માતા જિણે ઉદરેધરિયા ધન પિતા જિણે
કુલ અવતરિયા, ધન સદ્ગુરૂ જિણે દિક્ખીયા એ।
વિનયવંત વિદ્યાભંડાર, જસગુણ કોઈ ન લબ્ભે પાર
વિદ્યાવત ગુરૂ વીનવે એ ॥૬૦॥ ગૌતમ સ્વામિતણો એ
રાસ, ભણતા સુણતા લીલવિલાસ, સાસય સુખ નિવિ
સંપજે એ। ગૌતમસ્વામિનો રાસ ભણીજે, ચઉવિહસઘ
રલિયાયત કીજે, ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો ॥૬૧॥ ઇતિ॥

## શ્રી જયસાગર ઉપાધ્યાય.

(સં ૧૪૬૦ થી ૧૫૦૫ લગભગ)

પંદરમી સદીને અંતે,

જૂની ગૂજરાતી ભાષામાં સૌથી પ્રથમ 'ચોવીસી'ના કર્તા આ વિદ્વાન મુનિવરને ખરતરગચ્છમાં શ્રી જિનરાજસૂરિએ દીક્ષા આપી હતી અને અભ્યાસ શ્રી જિનવર્ધનસૂરિ પાસે કર્યો હતો તેઓશ્રીને ઉપાધ્યાય પદવી શ્રી જિનભદ્રસૂરિએ સં૦ ૧૪૭૫ મા આપી હતી.

તેઓશ્રીએ સં૦ ૧૪૭૩મા શ્રી જેસલમેરના પાર્શ્વજિનાલયને લગતી પ્રશસ્તિ શોધી હતી અને શાંતિજિનાલયની પ્રશસ્તિ રચી હતી સં૦ ૧૪૮૮ મા સિંધુ દેશના મલિક વાહણપુરથી-અણહિલ્લપત્તનમા રહેતા ગચ્છનાયક, શ્રી જિનભદ્રસૂરિ ઉપર વિજ્ઞપ્તિ ત્રિવેણી પત્ર લખ્યો છે જેમા પોતાના તીર્થ પ્રવાસાદિનો અહેવાલ સુન્દર કાવ્યોમા રજૂ કર્યો છે

તેઓશ્રીએ પાટણમા જ્ઞાનકોશ-ભંડાર કરવા માટે શ્રાવકોને પ્રતિબોધ આપી, હજારો પુસ્તકોનુ પુનર્લેખન સં૦ ૧૪૯૫-૯૭મા કરાવ્યુ હતુ સં૦ ૧૪૯૫મા ધોળકા પાસે ઉદ્દરેપુર ગામમા વ્યવહારચૂર્ણિ બનાવી છે

પાટણ શહેરમા ૧૪૯૭મા એક પ્રતિ તેમણે લખાવેલી, તે પાટણના ભંડારમા આજે પણ વિદ્યમાન છે. તેઓશ્રીની ચોવીસી પ્રાચીન ગૂજરાતીમા સૌથી જૂની છે અને સુન્દર છંદોમા બનાવી છે જૂની ગૂજરાતી ભાષાના અભ્યાસીઓને તેથી તે સમયની ભાષાનો જરૂર ખ્યાલ આવશે

તેમનો જન્મ તથા નિર્વાણ સમય જાણવામાં આવ્યો નથી

## શ્રી જયસાગર ઉપાધ્યાયજીની કૃતિઓ.

ગૂજરાતી

૧ જિન કુશલસૂરિ ચતુષ્પદિ સ ૧૪૮૧
૨ વિજ્ઞપ્તિ ત્રિવેણી ગાથા ૭૦ સં. ૧૪૮૪
૩ ચૈત્ય પરિપાટી, ગાથા ૨૧ સં. ૧૪૮૭.
૪ નગરકોટ મહાતીર્થ ચૈત્ય પરિપાટી, સં૦ ૧૪૮૯ જુનાગઢ
૫ વજ્રસ્વામી ગુરૂ રાસ.
૬ ગૌતમ રાસ ગાથા ૧૨
૭ અષ્ટાપદ તીર્થ બાવની ગાથા ૫૯
૮ જિનસ્તોત્ર ગાથા ૧૪
૯ અજિતસ્તોત્ર ગાથા ૧૭
૧૦ શ્રી સ્તંભન પાર્શ્વસ્તવન ગાથા ૭
૧૧ શ્રી નેમિનાથ વિવાહલો ગા૦ ૨૬
૧૨ શ્રી આદિનાથ સ્તવન, ગાથા ૧૩
૧૩ શ્રી શાંતિસ્તવન, ગાથા ૧૦.

સંસ્કૃત

૧ શ્રી પર્વ સંસ્કૃત રત્નાવલિ કથા, ગાથા ૬૨૧ સ ૧૪૭૮ (પાટણ)
૨ વ્યવહાર ચૂર્ણિ ૧૪૯૭
૩ શ્રી પૃથ્વીચંદ્ર રાજર્ષિ-ચરિત્ર, પાલણપુર ૧૫૦૩
૪ ઉપસર્ગ હર સ્તોત્રવૃત્તિ.
૫ જિનદત્તસૂરિ ગુરૂ પારતંત્ર્યાદિ સ્તવનો પર વૃત્તિ
૬ બાધા નિવારણ વૃત્તિ.
૭ જીનદત્તસૂરિ કૃત સંદેહ દોલાવલી પર લઘુ વૃત્તિ



રચનાની થોડીક વાનગીઓ

(૧)

## શ્રી જિનકુશલસૂરિ ચતુષ્પદિ.

(રચના સમય સં૦ ૧૪૮૧)

આદિ-

ૐ શ્રીમજ્જિનકુશલસૂરિ સદ્ગુરુભ્યો નમ

રિસહ-જીણેસર સો જયઊ મગલ કેલિ-નિવાસ,
વાસવ-વદિય-પયકમલ, જગ હેતુ પૂરઇ આસ ૧

આસણિ તપી જપિ જોગિ દહુ, જે સમરઇ સિરિ સતિ.
તસુ ઘરિ સરવરિ હસ જીમ. નવ નિધિ તુ વિલસતિ ૨

સતિકરણુ ભવ ભય હરણુ, હરિ વસહ સિણગાર,
વજહિ સામલ મનિ વિમલ. નમહસુ નેમિકુમાર. ૩

અતે-કાઈ કરહુ પૃથિવિ પતિ સેવા કાઈ મનાવઊ દેવિદેવા,
ચિંતામણિ કાઈ મનિ

વારવાર હુઈ કવિતુ ભણજઇ. પી જીનકુશલસમરિજઇ,
સરઈ કાજ આયાસ વિણુ

સવત ચઉદ ઇગાસિય વરસિહિ. માલકણુપુર
વરિમનહરિસિરિ

અજીય જીણેસ પસાયતસિ.

કિયઊ કવિત હુઈ મગલકારણુ, વિઘન હરઇ પર પાપ નિવારણુ,
કોઇ મ સસઊ કરહુ મતિ (૬૬)

જિમ જિન સેવઈ સુરનરરાયા, શ્રી જિનકુશલ મુનિ સુર પાયા,
જયસાગર ઉવઝાય તિમ,
જિમ તે સુહ ગુરુ ગુણ અભિનંદઈ, રિદ્ધિ સમૃદ્ધિહિં સા ચિર
નંદઈ, મનવંછિત ફળ તસ્તુ હવઈએ. (૭૦)

સં૦ ૧૪૮૭—ચૈત્યપરિપાટી જેની ૨૧ ગાથા છે ને અતિરમણીય ઉત્તમ છે, તેની પ્રથમ ગાથા તથા ૨૦ મી ને ૨૧ મી ગાથા નીચે મુજબ છે

(૨)

મનોરંગિ, મઇ-આપણઈ બુદ્ધિ પામી,
જ જાણઉ ફિરી વંદિયઈ ભુવણસામી
ન આણુ હિ જે વંદિયા ભાવસારં,
વલી તે ફરી વંદિમો વારવારં ૧
જેમઈ ચઉદ સત્યાસિય વરસિહિં,
જાત્રર વંદિય ગરૂયઈ હરસિહિં,
નિતુ નિતુ તે મન ભાવિહિ વંદઉ,
સુખ સમાધિહિં તા ચિરૂ નંદઉ ૨૦

(ફલસાના રાગમાં)

(૫)

## શ્રી નેમિનાથ સ્તવન.

નમઉ નેમ જિણુવર, રયણુ મયણુ વિડંબણુ વીર;
ધીર મઝણિ ગિરનાર, સિરિ જિણિ પામિઉ ભવતીર ૧
તીરથમાહિ વિસેષિયઇ, ગુણિ ગસયઉ ગિરનાર;
જસુ સિરિ ચરગય મણિ, સરિસ સોહઈ નેમિકુમાર. ૨
નેમિ જિણેસર દંસણિહિં, સુકૃત ભરિઉ ભંડાર;
ઉર ડારિઉ દાલિદ્દ સિઉ, વરિઙ ચિત્ત વિકાર. ૩
ઇઅ કવિત સુ છંદિહિ મન અણુ દિહિ જયસાગર ઉવજ્ઝાઈ કિય
જો પઢઇ સુઠાણિહિ મધુરય વાણિહિ સા નર પામઈ સુકખસય ૪

(૬)

## શ્રી પાર્શ્વજિન સ્તવન.

આસા તરૂવર ઇક્ક તઉ આસ પૂરિ પહુપાસ તુહ,
પય મતિહિં ભવિયણહ ત્રુટઈ ભવ દુહ પાસ. ૧
જીરાઉલિ થંભણુ પુરિહિ જયવંતઉ ભગવંત,
મઇ ભટેઉ સોપાસ જિણ આણિઉ ભવભય અંત ૨
આઠ કમ્મ જિણિ નિજ્જણિય લાધઉ સિદ્ધિ વિલાસ,
પાસ નાહુ સો જગિ જયઉ પૂરઉ મનનીય આસ ૩
ઇઅ કવિત્ત સુછ દિહિ મન અણુ દિહિ જયસાગર ઉવજ્ઝાઇ કિય,
જો પઢઈ સુઠાણિહિ મધુરય વાણિહિ સો નર પામઈ સુક્ખ સય. ૪

(૭)

## શ્રી વીરજિન સ્તવન

સરલ જમ્મ જીવિય સહલ સરલ મણોરહ અચ્ચ,
પય પણમિ વિરહ તણુએ કિવન સયઇ કજ્જ ૧
રાગ દોસ વસિ જો કિયઉ મણુવયકાય પમાય,
તં મિચ્છા દુક્કડઉ ચઉ સરણ વીર જિણ પાય ૨
કરિ પસાઉ મુઝ તિમ કિમઇ **મહાવીર** જિણરાય,
ઇણિ ભવિ અહવા અન્નભવિ જિમ સેવઉં તું પાય ૩
ઇઅ કવિત્ત સુછ દિહિ મન અણુ દિહિ **જયસાગર** ઉવજ્ઝાઇ કિય,
જો પઢઇ સુઠાણિહિ મધુરય વાણિહિ સો નર પામઇ સુક્ખ સય ૪



## (૨)

# શ્રી લાવણ્યસમય.

માતા- ઝમકલ
પિતા- શ્રીધર
નામ- લઘુરાજ

ચતુર્વિંશતિ જિન સ્તવન,
માલીની છંદમા કડી ૨૭
છેલ્લી કડી ૨૮ હરિગીતમા
પ્રાચીન ગુજરાતી ભાષામા.

તપાગચ્છમા શ્રી સમયરત્ન મુનિના શિષ્ય **શ્રી લાવણ્યસમય** કવિ થઇ ગયા છે તેઓશ્રીનો જન્મ અમદાવાદમા સવત ૧૫૨૧મા થયો હતો સમયરત્ન મુનિએ તેને માટે તેમના પિતા સમક્ષ ભવિષ્ય ભાખ્યુ હતુ કે તમારો પુત્ર લઘુરાજ તપનો સ્વામિ થશે, અથવા કોઇ તીર્થ કરશે, કા તો મોટો યતિ થશે, અને મહાવિદ્વાન થશે તેઓશ્રીને દીક્ષા પાટણમા, પાલણપુરી ઉપાશ્રયમા મહોત્સવ-પૂર્વક તેમના દાદા ગુરૂ **લક્ષ્મીસાગરસૂરિએ** ૧૫૩૦ જેઠ સુદ ૧૦ને દિવસે આપી હતી તેઓશ્રીએ રચેલા શ્રી વિમલપ્રબધ રાસ (સ ૧૫૬૮)મા તેમનુ જીવન-ચરિત ટૂકુ આપ્યુ છે તેમા તેઓશ્રી લખે છે કે શ્રી સરસ્વતી માતાની કૃપાથી મને સોલમા વર્ષમા વાણી ઉદ્ભવી (કવિત્વ શક્તિ) જેનાથી પોતે છદ, કવિત ચોપાઇ અને ગદ્યપદ્યવાલા સરસ રાસ રચ્યા, વલી અનેક પ્રકારના ગીત રાગરાગણી અને સવાદ રચ્યા છે પડિત પદ સવત ૧૫૫૫મ મલ્યુ હતુ સ્વર્ગવાસ સ ૧૫૮૯ પછી ચોક્કસ સવત મલતો નથી અહી તેમની **ચતુર્વિંશતિ જિન સ્તવનની** આદિ અતની કડીઓ, **વિમલ પ્રબન્ધ રાસની** આદિ અતની ગાથાઓ, શ્રી **સેરીસા પાર્શ્વનાથ સ્તવનની** છેલ્લી કડી અને તેમના બે સ્તવનો તથા ભાગ કાવ્યો આપીએ છીએ

(ચતુર્વિંશતિ જિન સ્તવનની આદિ અને અતની ગાથાઓ)

આદિ—

કેવલિ [illegible] આપે દાન [illegible] નિવારે, [illegible] પખાલે પાપના પક ટાલે,
[illegible] સમાલે [illegible] ન માલે, નદન અજુઆલે, ગજ નિંદિ ગમ ટાલે.

અંતે- તપગચ્છ દિવાયર લબ્ધિસાયર સોમદેવસૂરીસરો,
શ્રી સોમવિજય ગણધારગેરૂઆ સમયરત્ન મુનિસગે;
માલિની છન્દઈ કય પબંધિઈ, તવિયા જિન ઉલટ ઘણઈ,
મઇ લહિઉ લાભ અનંત, લાવણ્યસમય સદા ભણઈ.

શ્રી વિમલપ્રબંધ ગ્રંથમા કવિની ભાષામા, વસ્તુ

આદિ- આદિ જિનવર આદિ જિનવર પ્રથમ પ્રણમ્યોસુ
અબાઇ ધુરી અર્બુદા સકલદેવિ શ્રીમાન ધ્યાઉ.
પુમાવય ચક્કેસરિ વાગ્વાણિ ગુણરગે ગાઉં-
સહિ ગુરૂ આયસ સગિ ધરી આલસ અલગ કરેશિ,
કહિ કવિઅણ હૂ વિમલમતિ વિમલપ્રબંધ રચેશિ ૧

### ચુપૈ.

સરસતિ રસનિવાણિસાર, કહિ કવિયણ મુઝ તસ આધાર,
અરસતિ વિણુ ચે બોલાબોલ, તે પ્રમાણિ નવિ ચડઇ નિહોલ (૨)

× × ×

રાસ રચિઉ રાસ રચિઉ નવલનવખડિ,
તસ ઉપ્પતિ ઈક્ષુલિના ધ્યાનિ પાસગળવિઉ ધ્યાયુ,
વિમલશ્રી વર્ણન કરિઉ, સરસ રાસ પ્રબંધ ગાયુ,
સવત પદર અડસઠ (૧૫૬૮) વડુરાસ વિસ્તાર,
તે પ્રમાણિ પુર ચડિઉ માળ સમુદ્ર મુઝારિ ૫૦

× × ×

### સેરીસા પાર્શ્વનાથની છેલ્લી કડી.

પાસ કલ્યાણક દસમ દીહાડએ, મહિયલ મહિમા પાસ દેખાડએ
દેખાડએ પ્રભુ પામ મહિમા, સવ આવે ઉમટયો
ધાજપૂજ મગળી આરતી તેણે પાપ પૂરવના ઘટયા,
સંવત પન્નર બાસઠ્ઠિ પ્રસાદ સેરિસા તણો
લાવણ્યસમે ઈમ આદિ બોલે, નમો નમો ત્રિભુવન ધણી

# શ્રી નેમનાથ સ્તવન

## (૧)

બે કરજોડી રે વીનવુ, પ્રિય તુઝ લાગું રે પાય,
નારી નવભવ કેરડી, કા મુઝ મેલ્હી રે જાય,
**તઇ મન મોહ્યું રે નેમજી,** બોલે રાજુલ નારી,
કંતા કા રથ વાલી રે, આયઊ તોરણ બારિ. તઇ૦ ૧

ગજ રથ ઘોડા રે છે ઘણા, પાયક સંખ્ય ન પાર,
જોતા જાન તુહ્મારી હિઅડિ હરષ અપાર તઇ૦ ૨

કુંડલ સોવત કેરડા, હિઅડે નવસર હાર,
ચડીઉ ગયવર ગાજતઇ, સોહિ સવિ સિણગાર તઇ૦ ૩

મંડપ મોટા રે માડીઆ, માચિં નવલ હો પાત્ર,
થાનકિ થાનકિ થાકલ, જોવા સિરિખીહિ યાત્ર તઇ૦ ૪

માનિ બલભદ્ર કાન્હજી, માનેઈ મોટા હો ભૂપ,
સેવઇ સૂરનર સામટા, તાઇરૂ અકલ સરૂપ. તઇ૦ ૫

સહજ સુરંગૂ રે સાસરૂ, પીહુર પન્હુ તઉ રે માઇ,
કરમ ન પ્રોતઇ રે કિમ કરૂ, જઉ પ્રિઉ ચોવનિ જાઈ તઇ૦ ૬

સામી પૂછિ રે સારથી, એ સિઉ ભરીઉ રે વાડ,
પ્રહિ તુહ્મ હો સિઈ રે પરગણુ, પ્રીછયુ પસુ અંતા પાડ તઇ૦ ૭

હરણી બોલિ રે હરિણુલ્વ, તઇ કા કર્યઉ રે પોકાર,
રહિ રહિ છાની રે છટસ્યુ, આવ્યા નેમિકુમાર તઇ૦ ૮

સાબર બોલિ રે સોબરી, સુંદરિ સાભલિ વાત,
જાયા જોસ્યા રે આપણા, આવ્યઉ ત્રિભુવન તાત, તઇ૦ ૯

રોઝ ભણિ રે રોઝડી, ઘડી ઇ ઘડુ થલ થાઇ;
આવ્યાઉ દેવ દયાલૂઓ, હરખઉ હિઅડલા માહિ. તઇ૦ ૧૦
સારથિ પૂછિઉ રે સામતિ, પસુઆં ત્રીછ્યુ રે વાડ;
સાવિજ મેલ્હયાંરે મોકલાં, વેગિ ઢલાવિઉ રે વાડ. તઇ૦ ૧૧
વરસીદાનિઇ રે વરસીઉ, અવનિ ઉરણુ કીધ,
ચડિઉ ગિરિ ગિરિનારિજઇ, ચોખું ચારિત્ર લીધ. તઇ૦ ૧૨
કહુ કિમ કીજઇ રે સ્વજની, કહુ કુણુ દીજઇ હો દોસ,
કારણુ વિણુ કહુ ક તજી, એ સિઉ એવડઉ રોસ. તઇ૦ ૧૩
ગાજિઉ વીજિઉ ગડગડીઉ, વૂઠઉ ગિરનારિ,
સરવર સહસારેવનિ ભર્યા, તરસી તોરી રે નારિ. તઇ૦ ૧૪
હયવર હીસઇ રે હાસલા, ગયવર બાઝિરે બારિ,
ભોગ ભલીપરિ ભોગવઉ, રૂઅડિ ર જુલ નારિ. તઇ૦ ૧૫
આપી (કીધ ઉરે) ઓરડીઉ, લોપ્યા અચલ આઘાટ,
પરભવિ પાતક મઇ કર્યાં, ધરમ ન વાહી રે વાટ તઇ૦ ૧૬
અંબર ગાજિઈ રે ગડગડિ, જલધર ધાર ન પાર,
નાહણુ આણેં રે નેહલઉ, વેદન વિરહ અપાર. તઇ૦ ૧૭
રાખ-ઇ માત નઇ માઉલા, રાખીઇ રાહીનઉ નાથ,
રાખઇ રાયજિ કેવડા, વાહઈ બલભદ્ર બાથ તઇ૦ ૧૮
સહિસાવનિં પ્રભૂ સાચરિઉ, ધરિઉ ધવલું હો ધ્યાન,
તતખિણુ ત્રિભૂવનરાજઈ, પામિઉ પંચમ જ્ઞાન તઇ૦ ૧૯
રૂપ કણુય મણિ કેરહુ, ત્રિગહું ત્રિભુવનિ સાર,
અમર, અસુર નર ઉલગિ, દુંદુભિ જયજયકાર તઇ૦ ૨૦
પૂઠિં પહુતી રે પદમીની, નયણે નિરખી હો નારિ,
મુનિ લાવણ્યસમય ભણિ, મલિયા મુગતિ મઝારિ. તઇ૦ ૨૧

રચના સંવત ૧૫૮૭

## શ્રી નેમિનાથ સ્તવન.

(૨)

આજરે આજરે સાંઈ મિઉ કરૂ,
ખલિઉ ખલિઉ વાલંભ ઈમ રે,
પ્રીતિ રે ન પાલી પ્રીઅડા પાછિલી,
કુહિ કંતા કીજસિ કીમ રે. ૧

લિધા રે અબોલા નેમિ જનમના,
બોલે બોલે રે રાજલિ નારિ રે,
રાખતડા રાજન રથ વાલીઉ,
આવ્યો આવ્યો તોરણુ બાર રે, લીધા૦ આચળી

અગર, ચંદન કેરો ઓરડો,
ફૂલડે વિછાહી છે ખાટ રે,
વીજલી ઝબૂકે વાહલા એકલી,
જોઉ જોઉ વાલિભ વાટ રે લીધા૦ ૨

આવીઉ માસ, અસાઢનો,
આવિઓ ગડગડી મેહ રે;
આવ્યા આવ્યા પંથી પરદેસીઆ,
નાવ્યો નાવ્યો નેમિ સનેહ રે લીધા૦ ૩

હંસલા વિહૂણી વાહલા હંસલી,
જલ વિણુ કમલિણી છોડ રે,
ચંદલા વિહૂણી કિસી ચાંદ્રિણી,
પ્રિય વિણુ કામિની કોડ રે. લીધા૦ ૪

મોરડા ફીંગાઇ મંદિરે મોરડે,
મોરડે હો નયણુલા લાલ રે,
બાપીડો પાપીઠો પાસે સર કરે,
નાહુલીઓ સાચું સાલ રે લીધા૦ ૫

ઝરમર ઝરમર ઝડી કરે,
પૃથ્વી પાલવી મેહ રે,
પાવસિ દાદુરા ડર ડરે,
નાહુલીઓ ન લીજે હો, નેહ રે, લીધા૦ ૬

શ્રાવણ વરસે વાહલા સરવડે,
સરવડાં લહિરડે જાઈ;
ભરિએરે ભાદ્રવડે પ્રિયડે પરિહરિ,
વિરહ વિગોએ મુઝમાંઈ એ. લીધા૦ ૭

આસો રે આવતો આણુડા,
વહૂઆ બહુંઆ સિરિ સિણગાર રે,
પરવ દિવાળી દિન દીપતો,
ઘરિ ઘરિ મંગલા ચાર રે. લીધા૦ ૮

સમરે ન દીઠો મારો સુરંગટો,
સાસુએ ન દીઠો મોરી માટ રે,
દેઉરીએ ન દીઠી સારી મુખડી,
નારૂલીએ ન દીઠી મોરી ઘાટ રે, લીધા૦ ૯

ચંદલીઆ ચાલે ચાલે ચમકતો,
નાહુલીઆને કહિજે સંદેસ રે,

ડુંગરિ દોહિલુ દેવ કા ગહીઓ,
નારિ ધરિ યોવના વેસ રે

આકરે ધતુરા શિવ સિરિ ચડે,
કંઠ નડે જો વિષઝાલ રે,
ઉત્તમ ન મેલ્હે આજો આદર્યા,
ઓર વરિ વિષધર માલ રે લીં

ઓગણિ બીજોરી વાહલા ફુલેભરી,
લીજે લીજે લલણા લાહ રે,
આવ્યા આવ્યા ફુલ કિમ મેલ્હીએ,
સુણ સુણ યાદવા નાહ રે લીંવા

રાતા, રાતા, કેસૂ કેશ ફૂલડાં,
રાતા રાતા દાડિમ ફૂલરે,
રાતી રાતી રાજુલ ઇમ વીનવે,
રાતા રાતા હૂઇ અમૂલ રે લીવા૦

આવે આવે અરથ જોઓ હટીઓ,
ઊગે ઊગે આથમિયા સૂર રે,
ગયો ગયો પ્રિય કિમ પામીએ,
જીવી જીવી યોવના પૂર રે લીવા૦ ૧૮

પ્રિય વિણુ સુનુ પીહર સાસરે,
માતે માને નહીઅ મુહસાલ રે,
કંત વિણુ કાંઇ કલંક ચડે,
રાજન રૂડા રહે રથ વાલ રે લીવા૦ ૧૫

સસરે તે દીઠો માહરો સરંગટો,
　　　સાસુડીએ માટ સુતે તરે,
દેઉરીએ તે દીઠી સારી સૂખડી,
　　　નાહુલીએ ન દીઠો મારે દેહ રે લીધા૦ ૧૬

ઉગ્રસેન કેરી હુ તો બેટડી,
　　　સમુદ્રવિજય તોરો તાત રે;
તોરી તોરી શિવા દેવિ માડલી,
　　　મારી મારી ધારણી માત રે લીધા૦ ૧૭

કત રે ન કીજે વાહુલા રૂસણુ,
　　　પૂરો પૂરો કામિની કોડ રે,
અંખુલા રે જમલિ નારિગડી,
　　　સરજી સરજી સરખી બે જોડ રે. લીધા૦ ૧૮

રાજુલિ ઊજાલિ ગિરિ જઇ મિલિ,
　　　ચાલી, ચાલી પ્રીયડા સાથિ રે,
**લાવણ્યસમય** મુનિવર ભણે,
　　　નારી નારી ત્રિભુવના નાથિ રે.

ભાગા રે, અબોલા નેમિ જનમના

-ઇતિ ગીત, સવત ૧૫૮૭ વર્ષે ચૈત્ર સુદિ પચમ્યા પ હસસયમ ગણિના લિપિકૃતમેતત્ શ્રી રાજધાનપુરે ૨-૧૧ દા ૮૨ ન ૧૭૪ દા

(૩)

## પંચ-ઇંદ્રિય-ગીત

( રાગ—કેદાર ગોડી )

નાગ નિચિંત વસઈ પાયાલિ, મહુયરિના સર માટિ રે,
તુ કઠ કરડીમાહિ બધાણો, વહિતો દીઠો વાટિં રે ૧

તેહ ગિરૂઆ ભાઈ તેહ ગિરૂઆ, જે વિષય ન સેવઈ વિરૂઆ રે

દીપક દેખી પંતગીઉ, લોચન લોભઇ નડીયો રે,
સોવ કારણિં, તે તો ફોકટ ફાહિ પડિયો રે
તેહ૦ ૨

ભમર ભમતા પણી વેલડીઇ, વિણુ સતોષિ વિગૂતો રે,
નાસિકા ઈન્દ્રીઇ રોલવ્યો, તેહનિં કેતકી ટો ખુતો રે
તેહ૦ ૩

પાણીમાહિ પલેવણૂ, માછલડી જલિ દીઠુ રે,
ગલી જ તા એણી જીભડીઇ, જે જગિ લાગુ મીઠુ રે
તેહ૦ ૪

વાસી વીંઝાચલ તણો, તેહનુ મયગલ મોટુ નામ રે,
પચમી ઈન્દ્રીઇ પરિભવ્યો, તેહનિં વેગિં છડાવ્યો ઠામ રે
તેહ૦ ૫

ઈન્દ્રી એકેકી કારણિ, નરગ તણા દુખ જોએ રે,
જેહનિ પાચે મોકલા, તેહની કવણ ગતિ હોઈ રે,
તેહ૦ ૬

વિષય સુખ ભાઈ વિષ સમાણા, હિયડા ભીંતર જાણી રે,
મુનિ **લાવનસમદ** ભણઈ, વિષય મ રાચીસ પ્રાણી રે
તેહ૦ ૭

## (૪)

# લોભ વિષે

( રાગ-દેશાખ )

ધર્મ્મ મમ મૂકીસિ વિનય મમ ચૂકીસિ, લોભ મ આણીસ ભાઈ;
કુડાં કર્મ્મ મમ બાધિસિ, મર્મ મ બોલિસિ રીસમ આણીસ ભાઈ,
જીવડા દુલ્લહુ માનવ ભવ લાધો, કાંઈ આપ સવારથ સાધો ૧

ધન કારણિ ધસમસતો હિંડઈ, જણ જોયણ સો જાઈ,
ઘર પાસિ પોસાલિં જાતા, ખરી વિમાસણ થાઈ રે.
જીવડા૦ ૨

ભૂખ્યો તરસ્યો રાઉલિ રાખ્યો, ઉપરિ સહેતો માર,
બિહુ ઘડી પચ્ચખાણ ન થાઈ, એકિ એકણ વાર રે.
જીવડા૦ ૩

લેખઈ બેઠઉ લોભે પેઠો, ચ્યાર પહોર નિશ જાગઈ,
બિહુ ઘડી પડિક્કમણા વેલા, ચોખો ચિત્ત ન રાખિઈ રે.
જીવડા૦ ૪

કીર્તિકારણ પગરણ માંડયુ, લાખ લોક ધન લૂંટઈ,
પુણ્યકારણિ પાય કોરે પન્હોતા, હાથિ થકી નવિ છૂટિઈ રે
જીવડા૦ ૫

પુણ્યકારણિ પોસલિઈ રે જાતાં, સુણતો સહિ ગુરૂવાણી,
એક વાત કરે એક ઉઠી જાઇ, નયણે નિદ્રા ભરાઈ રે
જીવડા૦ ૬

વાંકો અક્ષર મસ્તકિ મીડું, નલવટિ આઘો ચંદો;
મુનિ **લાવન્નસમે** ઈમ બોલઈ, તે ચિરકાલ નંદો રે.
જીવડા૦ ૭

(૫)

ગગ-ધન્યાશ્રી

કાઢો કાઢો શ્રાવિકા સુખડી, ચેલા ભૂખ્યા ભૂર રે,
સઘ મલ્યો છે સામટો, વેલા થાઈ અસૂર રે કાઢો૦ ૧

કરડ ભર્યા છે કોથલા, મોટા મોદક માટ રે,
દાલિ વાટિ દી કોલીયા, અનઈ દેવ દોહેલી વાટ રે કાઢો૦ ૨

ખાતા મીઠી ખડ હુતી, ભલો ભેલ ખજૂર રે,
વર વર સોલા વાટલા, ખાજા લાડુ કપૂર રે કાઢો૦ ૩

ખારિક બરમા દેમાઉરી, મીલા સાકર વાણી રે,
સેવ સુહાલી સાકલી, આપો સૂજતા જાણી રે કાઢો૦ ૪

સાતુ કરડે ઉતર્યા, ખ્યાસે બઈલિ ભાર રે,
દેતા ધનિ ખૂટે નહી, ભરો પુન્ય ભડાર રે કાઢો૦ ૫

લાવનિસમે ઈમિ ભણે, મલ્યો સઘનો સાથ રે,
દક્ષિણિ કરિ જે દેઈમઈ, મુગતિ રમણિનો સાથ રે કાઢો૦ ૬

(૬)

રચના સવત ૧૫૮૫

(ગગ-દેશાખ)

કાંકસાની ભાસ

પ્રાણી બેહેરીને પાધર્યા, જાતરયા પોસાલે રે,
કુઅરી માથે કાકસો, બેઠીથી પરસાલઈ રે. ૧

બાઈરે કુઅરિ કાકસો, એતો અમ્હે લેસ્યુ રે,
નહીતર અમ્હે અનપાણી, પરિત્યાગ કરસ્યું રે બાઈરે૦ ૨

અમ્હને આવતા દેખીનઈ, તેણઈ સોડિમાંહિ સાંત્યો રે,
લેહિ કઈસ્યું લાખીણી વહુઇ, સાસુ આહમો નાખ્યો રે બાઇરે૦ ૩
સાસુ બોલે માહતમા, એવડો સ્યો હઠ લીધો રે,
આજો નેંઈ ઘણુ ભેલો, મિં કાંકસ્યો તે કીધો રે બાઇરે૦ ૪
કુડા ઉતર માડીયા, વાતલડી તુઝ મોટી રે,
ડોમ્બી બાઈ આપો કાકસો, થાઉં છું અમ્હે ખોટી રે. બાઇરે૦ ૫
વારૂ ધારૂ માણુકા, એ માહતમાને કોઇ વારો રે,
કિમ આપુ એ કાંકસો, એ તો છે પીયારો રે. બાઇરે૦ ૬
ઉત્તમ નાતઈ અવતરી, કાકસો કિમ લીજે રે,
ગોલી ગોરસ ઉલટે તો, કાજી કેથી પીજે રે. બાઇરે૦ ૭
જુ મરિ જે પાપણી, ક્રોડ ક્રોકટ લીખો રે,
ઓરૂ તોહિ નવ આવતે, તેહનો એહજ સીખો રે બાઇરે૦ ૮
બાઇરિ કુઅરિ કન્હે થકી, કાકસો તે લીધો રે,
આણેરે જમવારે વલી, લેવા નિયમ લીધો રે બાઇરે૦ ૯
બાઇરે કુઅરી સમઝતા, સમજ્યો બાભહવાડો રે,
કાંકસાની આખડી, લેવરાવ્યો તે પાડો રે બાઇરે૦ ૧૦
**લાવણ્યસમે ઇમ ભણે, પનરસઇ પંચાસે રે,**
ઉજાણી (ઉજ્જાણી) નગરી કેડે, પોઆલહ પાસઈ રે બાઇરે૦ ૧૧

(૭)

## શ્રી દઢપ્રહાર મહામુનિ સજઝાય.

પાય પ્રણમીઅ સરસતી, વરસતી વચન વિલાસ,
મુનિવર કેવલધર ગાયસ્યું મહિમ નિવાસ.
ગાયસ્યું કેવલધર તે મુનિવર, દઢપ્રહાર ઋષિરાજ,
સીંહતણી પરિં સંજમ પાલી, જેણઈ સાર્યાં સિવ-કાજ,

કવણદ્વીપ પુર માત પિતા કુણ, કિમ પ્રગટયું એ નામ,
કરતા કવિઅણ સુણજ્યો ભવિઅણ, ભાવ ધરી અભિરામ. ૧

માકદી પુરવર જબૂદ્વીપ મઝારિ,
વિપ્રવસઈ **સમુદ્ર** તસુ નામઇ **સમુદ્રા** નારિ

નારી સમુદ્રા નિરમલ સીઅલિં, અવર સતી સિણગાર,
વિનય-વિવેક-વિચાર-વિચક્ષણ, લક્ષણ અગ ઉદાર,
કુલવતી કુલ-મડણ સુણીઇ, પ્રીઉસ્યુ પ્રેમ વિસાલ,
નવયૌવન ભરિ રગિ રમતા, જાયો સુત સુકુમાલ. ૨

જિમ જિમ સુત વાધઇ તિમ તિમ કરેઈ અન્યાય,
ઉવેખઈ માતનઈ લેખઈ ગણઈ ન તાય

માત તાત ઉવેખી કુઅર, કરઈ કઠિણ અન્યાય,
વિપ્રભણી કોઈ પ્રાણ ન મડઈ, તિમ તે છડઈ પાય,
નગરમાહિં અસમજસ દેખી, રાઉ રીસાણો ગાઢો,
નગર-તલાર પતિ ઈમિ જપઈ, કર ધરી બભણ કાઢો. ૩

જવ કાઢયો વિપ્ર તલારઈ સાહી હાથઈ,
મૂકયો તવ મલ્લીઉ જઈ પલ્લીપતિ સાથઈ

મલિઉ તત્ર પલ્લીપતિ, સપત્તિ તુઝ ભલાવી,
સવિ પાયક સવિ પુત્ર તણિ પરઈ, રહ્યો અમ મદિર આવી,
રહિ કુઅર પણિ પ્રાણી ઘાતઈ, પ્રાણીનઈ દૃઢ ઘાય,
લોકે નામ ઠવ્યુ તવ તેહનું, 'દૃઢપ્રહાર' દૃઢ કાય ૪

એકવાર કોસિસ્થળ નગર લૂસેવા છેક,
તે કુમાર સહિત સવે ચાલ્યા ચોર અનેક

ચાલ્યા ચોર ચપલ તે ચોપટ, ચિહું દિસિ ચોવટિ ધાય,
દેવ શર્મ દારિદ્ર બ્રાહ્મણ, તેહ તણુઈ ઘરિ જાય,
ઘણુઇ મનોરથિ ખીર રંધાવી, પુરતો કરવા સ્નાન,
એક હાલી હાંડલિ ઉપાડી, લેઇ ગયુ પરમાન. ૫

દુહો

બાપડલાં બાલુયડાં દેખિ કરી એ વાત,
વલવલતાં જઈ વીનવીઉં વેગઈ તાત.

વાત તાત સુણીનઇ કોપ્યો, તતખિણિ મંદિર આયો,
તે ઘુમડ ધસમસતો ભારે, ભોગલ લેઈ નઇ ધાયો,
બંભણ ચોર બથોબથિ જાંણી, દૃઢ પ્રહાર દૃઢ મારઈ,
દોહિલુ દેખી નિજ સ્વામીનઈ, વચિ પઇઠી ગાઈ નિવારઇ. ૬

દુહો

તેહ રોસઈ ભરીઉં ગો હણિ, હત્યા ફલ લીધ,
વલી ઘરનો સ્વામી બંભણ પૂરો કીધ.

ઘરનો સ્વામી હણિઉં જાણી, રોતી રડતિ નારિ,
ગર્ભવતી ઘણી ગાલ દેયતિ, આવી મંદિર – બાર,
ખડગ ધરિ કરિ ઉદર વિદાર્યું, ગર્ભ પડયો ફડફડતો,
નિરદયનઈ મનિ દયા ઉપની, શોસ થયો હવઈ પડતો. ૭

દુહો

હે હે ! ધિગ ! ધિગ ! મઇ કીધો કિસ્યો સંતાપ ?
વિણુ કારણિ લાગા પરતખિ પોઢા પાપ.

પરતખિ પોઢા પાપ ઘણાં મુઝ, લાગા તે સ્યું કહીઇ ?
ઇક્કેકા પાતિકથી નિશ્ચઇ, નરગ તણા ફલ લહીઇ,

માય તાય વિણુ તસ ધરિ બીજા, બાલિક હવઈ કિમ કરસ્યઈ,
એ હત્યા મુઝનઈ સસિ હોસ્યઈ, જો અણખુટઈ મરસ્યઈ. ૮

દુહો

એહ હત્યા ચ્યારઈ કરિ મન ચિંતઈ સોઇ,
મુઝ મહૂગતિ જાતા નહિ સખાઇ કોઈ

નહિ સખાઇ મહૂગતિ જાતા, ઈમ ચીંતવતાં એક,
નગર થિકો બાહિરિ મુનિ મલિઉ, વધો ધરી વિવેક,
ધર્મ સુણી પાતિક આલોયા, આદરીઉ જિન ધર્મ,
અન્નપાન મઈ ત્યા પરિહરવુ, જ્યા સંભરઈ કુકર્મ. ૯

દુહો

ઈમ કરીય પ્રતિજ્ઞા કાઉસગ્ગ રહ્યો ઋષિરાય,
તે નગરતણિ પણિ પોલઇ પરઠી પાય

પરઠી પાય રહ્યો ઋષિ પોલઈ, લોક લસ ધઈ ગાલ,
હત્યાના પાતિક સંભારી, કે મારઈ ઇંટાલ,
યતી મતી મનિ રીસ ન આણઇ, ખિમા ખડગ કર ધરઈ,
પહિલી બીજી ત્રીજી ચોથી, પોલઈ કાઉસગ કરઈ. ૧૦

દુહો

ઈમ કાઉસગ રહતા રિષિનઈ, હૂઆ છ માસ,
તિમ અન્ન ઉદક વિણ, કીધા સવિ ઉપવાસ

છ માસ ઉપવાસ કર્યો પણિ, નીમ ન પડિઉ ચૂક,
તપ-તેજઈ કાયા પરજાલી, પાતિક કીધાં ભૂક,
છઈલ પણિ કરમઈ ઉમરીઉ, ઉરઈ હુ ઉ સુજાંણ,
દઢપ્રહાર શુભ ધ્યાનઈ લીણો, પામ્યો કેવલનાણ. ૧૧

(૬)

## મહોપાધ્યાય શ્રી સમયસુંદરગણિ

### ચોવીસી રચના સંવત ૧૬૫૮ વિજયા દશમી.

ખરતરગચ્છમા શ્રી સકલચન્દ્રજી ગણિના શિષ્ય શ્રી સમયસુંદર ગણિ થયા છે તેઓના પિતાનુ નામ રૂપશી ને માતાનું નામ લીલાદે પોરવાડ વંશમા ગામ સાચોરના રહેવાસી હતા તેમની દીક્ષા શ્રી જિનચંદ્રસૂરિને હસ્તે થઇ હતી ગણિપદ પ્રાયે સં૦ ૧૬૪૦ મા મલ્યુ હતુ

જૈન ગુજરાતી સાહિત્યમાં ભક્તિ રચના પદો, સજ્ઝાયો, સ્તવનો, અને રાસો, તથા ગીતો અખંડપણે સાઠ વરસ સુધી તેમણે લખ્યાં છે સંસ્કૃત ભાષામા પણ તેઓએ ગ્રન્થરચના કરી છે લાહોરમાં અષ્ટલક્ષી ગ્રન્થ (એક વાક્યના, આઠ લાખ અર્થ ?) બનાવી અકબર બાદશાહને રંજીત કર્યો હતા અને ત્યાથી શ્રી જિનચંદસૂરિએ તેમને વાચક પદવી સં૦ ૧૬૪૯ માં લાહોરમા ફાગણ સુદ ૨ ને દિવસે આપી હતી

વાચકપદ ગુણ વિનયનઇ, સમયસુન્દર નઇ દીધઊ રે
યુગપ્રધાન જીનચંદ્ર, જાણિ રસાયણ સીધ ઊ રે.

આ વાચકપદના ઉત્સવની ખુશાલીમા બાદશાહ અકબરે ખભાતના બંદર ઉપર એક વર્ષ સુધી કોઇ મગર કે માછલીઓ ન મારે એવો હુકમ કર્યો હતો

ગૂજરાતથી લાહોર શ્રીજીનચંદ્રસૂરિ સાથે ૮૪ શિષ્યો ગયા, તે વખતે શ્રી સમયસુન્દરજી વિહારમાં સાથે હતા ત્યાર બાદ તેઓનો વિહાર મારવાડ-મેવાડમા થયો સં૦ ૧૬૫૮ અમદાવાદ, સં૦ ૧૬૫૯ ખભાત, સંવત ૧૬૬૨ સાંગાનેર, સંવત ૧૬૬૫ આગ્રા, સં૦ ૧૬૬૭

મરોટ, સ૦ ૧૬૬૮ મુલતાન, સં૦ ૧૬૭૨/૭૩ મેડતા, સં૦ ૧૬૭૪/૭૫ આજુબાજુ વિચરી ૧૬૭૬ માં ગણુકપુર આવ્યા. સં૦ ૧૬૮૧ માં જેસલમેર, તથા ૧૬૮૨ સોહનપુરથી શ્રી શત્રુંજયના શેઠ થેરૂસણુશાલીના સંઘમા ગયા હતા, ત્યાથી નાગોર આવ્યા, જ્યાં શ્રી શત્રુંજય-રાસ રચ્યો ૧૬૮૩ મા મેડતામા, સં૦ ૧૬૮૫ લુણુકર્ણુસર સં૦ ૧૬૮૭ પાટણુ આ વર્ષમાં ભારે દુકાળ પડયો. સં૦ ૧૬૮૯ અમદાવાદ, સં૦ ૧૬૯૧ ખંભાત, સં૦ ૧૬૯૪/૯૫ જલોર, સ૦ ૧૬૯૬ થી ૧૭૦૩ અમદાવાદ, તેઓશ્રીએ દરેક તીર્થોની જાત્રા કરી હતી. ને જેસલમેરમાં ઘણો વખત રહ્યા હતા. તેઓશ્રીએ મખનૂમ મહમદશેખને ઉપદેશ આપી પંજાબ પ્રદેશમા જીવદયા પળાવી હતી અને ગાયની મહત્તા ખાસ સમજાવી હતી, મેડતા તથા મંડોવરના રાજાઓ તેમને સારૂં માન આપતા હતા. જેસલમેરના રાઊલભીમ પાસે સાંઢ મારવાનું બંધ કરાવ્યું હતું. મરોટ નગરમાં શ્રી જિનદત્તસુરિ તથા જિનકુશલસુરિનું સ્મરણુ કરવાથી મેઘવૃષ્ટિ થયાનુ પોતે શ્રી મૃગાવતી રાસમા જણાવે છે. તેઓશ્રી જુદી જુદી દેશી, રાગો, તથા ઢાલોના ખરા જાણુકાર હતા, કે જે રાગો દેશીએનું પાછળના કવિઓએ અનુકરણુ કર્યું છે મૃગાવતી રાસમા પોતે જણાવે છે:—

> સધી પૂરવ મરૂધર, ગુજરાતી ઢાલ નવનવ ભાતી;
> ચતુર વિચક્ષણુ તુમે હોઈ ઢાલ મ ભાંગજ્યો કોઈ

તેઓશ્રીએ આવી રીતે જૈનેતર કવિ પ્રેમાનદ પહેલા પ્રખ્યાત આખ્યાનકાર તરીકે જાણી જૈન સાહિત્યમા જબરો ફાળો આપ્યો છે.

તેમના માટે, પ્રાચીન અભિપ્રાયો નીચે મુજબ છે

તેમના શિષ્ય હર્ષનંદન મધ્યાન્હ પદ્ધતિ ગ્રંથની પ્રશસ્તિમાં નીચે મુજબ કહે છે,

"વચનકલા કનિકલા-નિષ્ણાત, તર્ક વાચ્યકૃત્તિ, સા
સમયતત્ત્વવિદ્" આ વિશેષણો આપ્યા છે
કવિ રૂષભદાસ, શ્રી કુમારપાલ રાસમા કહે છે કે,

(૧૬૬૨ થી ૧૬૮૭)

"સુસાધુ હંસ સમયો સુરચદ, શીતલ, વચન જીસ
એ કવિ મોટા બુદ્ધિ વિશાલ, તે આગલ હું મુર

અર્વાચીન જૈનેત્તર કવિશ્રી **નાનાલાલ દલપતરા**
નીચે મુજબ કહે છે

"શ્રી **સમયસુંદરે** પુષ્કલ કૃતિઓ નાની-મોટી રચ
ગીતો તો અસખ્ય બનાવ્યા છે, તેમના સંબંધમા એવી
"**સમયસુદરનાં ગીતડાં** ભીંતના ચીતડા કે કુભારાણા
એમણે ગુજરાતી, સીંધી, મારવાડી, મેવાડી, ઢુઢારી, હિ
અનેક સ્થળોનાં ગીતો તથા દેશીઓ લઇ તેની લયમા
ઢાળો બનાવી કુશળતાથી રસને ખીલવી કાવ્ય ચાતુરી બનાવ
તે લોકપ્રિય થઇ છે, એટલુ જ નહીં પરતુ કવિપ્રિય પણ થઇ

તેઓશ્રી રચિત શ્રી સતોષછત્રીસીની પ્રશસ્તિ નીચે મુજ

જિમ નાગોર ક્ષમાછત્રીસી, કર્મ છત્રીસી મુલતાણીની,
પુણ્ય છત્રીસી સિદ્ધપુર કીધી, શ્રાવક નઇ હીત જાણીજી

તિમ સતોષ છત્રીસી કીધી, લુણકરણ સર, માંહીજી,
મેલ થયઉ માહોમાહી, આણુદ અધિક ઉચ્છાહીજી.

પાપ ગયુ પાચા વરસાનું, પ્રગટયો પુણ્ય પડુરજી,
પ્રીતિ સતોષ વધ્યઉ માહોમાહી, વાગા મંગલતુરજી. ૩

સંવત **સોલચઉરાસી** વરસે, સરમાંહિ રહી ચઉમાસિજી;
જસ સઉભાગ થયઉ જગમાંહિ, સહુ દીધિ સાબાસીજી ૩૫
યુગ **પ્રધાન જીનચંદ્રસૂરિસર** સકલચંદ તસ શિસજી;
**સમયસુંદર સંતોષછત્રીસી** કીધી જગીસજી. ૩૬

આ ઉપરથી જાણી શકાશે કે તેઓએ ગૂજરાતી ભાષામાં સેંકડો ગીતો રચ્યાં છે. કેટલાય વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે એક હજાર ઉપર ગીતો રચ્યા હશે ગીતોમા પણ ભાસ, સ્તવન, સોહલાં, ચંદ્રાનલા, હિંડોલના, પર્વગીત, મહિમા ગીત, વધાઇ વગેરે ઘણા પ્રકારો પાડયા છે.

તેઓશ્રી સંસ્કૃત, પ્રાકૃત, અને અપભ્રંશ ઉપરાંત ગૂજરાતી, મારવાડી, હિંદી, પંજાબી, સિંધી, વગેરે ભાષાઓના સારા જાણકાર હતા ગૂજરાતી અને મારવાડી ભાષામાં તેઓએ વિશેષ કૃતિઓ રચી છે "સીતારામ ચોપાઇ," દ્રૌપદી ચોપઇ, નળદમયંતી રાસ, જેવા મહાકાવ્યો પણ રચ્યા છે શ્રી નલદમયંતી રાસ પ્રસ્તાવના અને ટીપણ સાથે સને ૧૯૫૭મા પ્રો રમણલાલ ચી. શાહે (ગૂજરાતી અધ્યાપક સેંટ ઝેવીયર્સ કોલેજ) પ્રગટ કર્યું છે જે અભ્યાસીઓ માટે ઉપયોગી પ્રકાશન છે

આવી રીતે એક જ વાકય "राजानो ददते सौख्यम्" આઠ શબ્દોના વાકયના આઠ લાખ અર્થ કરી બતાવ્યા તેમના વિદ્યાગુરૂ શ્રી જિનસિંહસૂરિ અને સમયરાજ ઉપાધ્યાય હતા તેઓનો શિષ્ય પરિવાર લગભગ ૪૨ સંખ્યાનો હતો, કવિશ્રી દેવીદાસ, કવિશ્રી રાજસોમ તથા શ્રી હર્ષનંદન કવિએ શ્રી સમયસુંદરજી માટે પ્રશસ્તિ કાવ્યો રચ્યા છે તેઓશ્રીએ **સંસ્કૃતમાં** ૨૪ ગ્રંથરચના તથા **ગૂજરાતી**મા ૩૭ મોટી કૃતિઓ રચી છે તેઓશ્રીનુ અડધી હિંદી તથા અડધી સંસ્કૃત કાવ્યનો નમુનો રજુ કરીએ છીએ. શ્રી ચાર પ્રત્યેક બુદ્ધનો રાસ જેમા પદમાવતી જીવ રાશિ ક્ષમાપના છે, તે આગ્રામાં સં. ૧૬૬૫મા રચ્યો, ખાસ વાચવા જેવો છે.

૨૪ સ્થુલિભદ્ર રાસ ૧૬૯૧ ૨૫ ક્ષુલ્લક કુમાર રાસ ૧૬૯૪
૨૬ ચંપક શ્રેષ્ઠી ચોપાઈ જાલોર ૧૬૯૫
૨૭ શ્રી ગૌતમ પૃચ્છા ચોપાઇ ૧૬૯૫
૨૮ ધનદત્ત ચોપાઇ અમદાવાદ ૧૬૯૬
૨૯ શ્રી ચોવીશી ૧૬૯૬ ૩૦ બીજી ચોવીશી ૧૬૯૭
૩૧ વિહરમાન ચોવીશી ૧૬૯૭ ૩૨ સાધુ વંદના ૧૬૯૭
૩૩ પૂંજા રૂષીનો રાસ ૧૬૯૮ ૩૪ પાપ છત્રીસી અમદાવાદ ૧૬૯૮
૩૫ આલોયણા છત્રીસી મેડતા ૧૬૯૮ ૩૬ કેશી પ્રદેશી પ્રબંધ ૧૬૯૮
૩૭ શ્રી શત્રુંજયમંડન આદિનાથ સ્તવન ૧૬૯૯
હસ્ત લિખિત પ્રત છપાઇ છે આનંદ કાવ્ય મહોદધિ
ભા ૭, પ્રકાશક-દેવચંદ લાલભાઇ સુરત.
૩૮ દ્રુપદી સતી ચોપાઇ ૧૭૦૦

## શ્રી ઋષભદેવ જિન સ્તવન.

(રાગ-મારૂ)

ઋષભદેવહો મોરા હો,
પુન્ય સંયોગી પામીયો સ્વામી દરસણ તોરા હો. ॥૧॥
ચોરાસી લખ હૂં ભમ્યો, સ્વામી ભવના ફેરા હો,
દુઃખ અનંતા મેં સહ્યા, તિહાં બહુતેરા હો ॥૨॥
ચરન ન છોડું તાહરા સ્વામી, અબકી બેરા હો,
સમયસુંદર કહે સ્વામી, તુમથી કોન ભલેરા હો ॥૩॥

## શ્રી શાંતિનાથ જિન સ્તવન.

(રાગ-મારૂણી)

શાંતિનાથ તું સુણહુ સાહિબ, સરણાગત પ્રતિ પાલોજી,
તિણહૂ તોરે સરણે આયો, સ્વામી નયને નિહાલોજી.
શાંતિ૦ ૧.

દયાલ તારોજી, મુઝ આવાગમન નિવારોજી,
હું સેવક શાંતિ તુમારોજી, તુ સાહિબ શાંતિ હમારોજી.
શાંતિ૦ ૨.

પૂરવ ભવ પારેવો રાખ્યો, તિમ મુઝ ચરણે રાખોજી,
દીન દયાળ કૃપા કરી સ્વામી, મુઝને દરસણ દાખોજી.
શાંતિ૦ ૩.

શાંતિનાથ સોલમા તીર્થંકર, સેવે સુરનર કોડીજી;
પાયકમલ પ્રભુના નિત પ્રણમત, સમયસુન્દર કરજોડીજી.
શાંતિ૦ ૪.

## શ્રી નેમિનાથનું સ્તવન.

યાદવરાય જીવો કોડ વરીસ, ગગનમંડલ પ્રમુદિત,
ઉડિન દે પંખી આશીશ. યાદવ૦ ॥૧॥

હમ ઉપરિ કરૂણા તેં કીની,
જગજીવન જગદીશ. યાદવ૦ ॥૨॥

તોરણથી રથ ફેર સિધારે;
જોય રહ્યો સુજગીસ. યાદવ૦ ॥૩॥

સમુદ્રવિજયરાજાકો અંગજ,
સુરનર નામે શીશ. યાદવ૦ ॥૪॥

સમયસુંદર કહે નેમિ જિણંદકું;
તેરો નામ જપૂં નિશદીન. યાદવ૦ ॥૫॥

## શ્રી પાર્શ્વનાથજી સ્તવન.

(રાગ–દેવગધાર)

માઈઆજ હમારે આણંદા, પાર્શ્વકુમાર જિણંદકે આગે,
ભકિત કરે ધરણિંદા. હમારે૦ ॥૧॥

## તીર્થમાલા સ્તવન.

શત્રુંજે ઋષભ સમોસર્યા ભલા ગુણ ભર્યા રે,
સિદ્ધા સાધુ અનંત, તીરથ તે નમું રે. ૧

તીન કલ્યાક તિહાં થયાં મુગતે ગયા રે, નેમીશ્વર ગિરનાર,
અષ્ટાપદ એક દેહરો, ગિરિસેહરોરે, ભરતે ભરાવ્યાં બિંબ,
આબુ ચૌમુખ અતિ ભલો,
ત્રિભુવન તિલોરે વિમલવસઇ વસ્તુપાલ. તી૦ ૨

સમેતશીખર સોહામણો, રલિયામણોરે, સિદ્ધા તીર્થંકર વીશ;
નયરી ચંપા નિરખીએ, હૈયે હરખીએ, સિદ્ધા શ્રી વાસુપૂજ્ય.
તી૦ ૩

પૂર્વ દિશે પાવાપુરી ઋદ્ધિ ભરીરે, મુક્તિ ગયા મહાવીર;
જેસલમેર જુહારીએ, દુઃખ વારીયેરે, અરિહંત બિંબ અનેક.
તી૦ ૪

બિકાનેર જ વંદિએ, ચિર નંદીયેરે, અરિહંત દેહરાં આઠ;
સેરિસરો, સંખેશ્વરો, પંચાસરોરે ફલોધી, થંભણપાસ.
તી૦ ૫

આંતરિક, અજાવરો, અમિઝરોરે, જીરાવલો, જગનાથ;
"ત્રૈલોક્યદીપક" દેહરા, જાત્રા કરો રે, રાણપુરે રિસહેશ.
તી૦ ૬

શ્રી નાડુલાઇ જાદવો, ગોડી સ્તવોરે, શ્રી વરકાણો પાસ,
નંદીશ્વરનાં દેહરા બાવન ભલા રે, રૂચક કુંડલે ચાર ચાર
તી૦ ૭

શાશ્વતી અશાશ્વતી, પ્રતિમા છતી રે, સ્વર્ગ મૃત્યુ પાતાલ,
તીરથયાત્રા ફલ તિહા, હોજો મુઝ ઇહા રે, સમયસુંદર કહે એમ.
તી૦ ૮

## સજઝાય

(મન ઉપર)

(ધોબીડા તું ધોજે મનનુ ધોતીયુ રે)

ધોબીડા તું ધોજે મનનું ધોતીયું રે,
રખે રાખતો મેલ લગાર રે,
એણે રે મેલે જગ મેલો કર્યો રે,
વિણ ધોયું ન રાખે લગાર રે. ધો૦ ૧

જિનશાસન સરોવર સોહામણું રે, સમકિત તણી રૂડી પાલી રે;
દાનાદિક ચાર બારણાં રે, માંહી નવ તત્ત્વ કમલ વિશાળ રે.
ધો૦ ૨

તિહાં ઝીલે મુનિવર હંસલા રે, પીયે છે તપ જપ નીર રે;
શમ દમ આદે જે શીખ રે, તિહાં પખાલે આતમ ચીર રે.
ધો૦ ૩

તપવજે તપ તડકે કરી રે, જાળવજે નવ બ્રહ્મ વાડ રે;
છાંટા ઉડાડે પાપ અઢારના રે; એમ ઉજળું હોશે તતકાલ રે.
ધો૦ ૪

આલોયણ સાબુડો સૂધો કરે રે, રખે આવે માયા શેવાળ રે,
નિશ્ચે પવિત્રપણું રાખજે રે, પૂછિ આપણાં નિયમ સંભાળ રે.
ધો૦ ૫

રખે મૂકતો મન મોકળું રે, પડ મેલીને સંકેલ રે;
સમયસુંદરની શીખડી રે, સુખડી અમૃતવેલ રે.
ધો૦ ૬

## સ્થૂલભદ્ર-સજઝાય.

પ્રીતલડી ન કીજે રે નારી પરદેશીયાં રે, ખિણુ ખિણુ દાઝે દેહ,
વિછડીયાં વાલેસર મલવો દોહિલો રે, સાલે સાલે અધિક સ્નેહ
.. પ્રીત૦ ૧

આજ ન આવ્યા કાલે મ ભાલસો રે,ભમર ભમંતો જોઈ;
સાજનીયા વોલાવીને વલતા આવતાં રે,ધરતી ભારી થાય
પ્રીત૦ ૨

મનના મનોરથ મનમાહિ રહ્યા રે, કહાઇ કેરી સાથિ,
કાગલીઓ ને લિખતા ભીનો આસૂએ રે, કે ચઢીઓ વયરીડા હાથિ.
. પ્રીત૦ ૩

ઇણિપરિ થૂલભદ્ર કોસ્યા બુઝવી રે, સીયલ રયણુ સિણગાર,
સીયલ સુરંગી પહિરી ચુનડી રે, **સમયસુંદર** સુખકાર.
પ્રીત૦ ૪

## આલોચના સ્તવન

### શ્રી શત્રુંજય મંડન આદિનાથ સ્તવન.

(સંવત ૧૬૯૯ ભાદરવા સુદ ૧૩)

બે કરજોડી વિનવું જી, સુણિ સ્વામી સુવિદિત,
કૂડ કપટ મૂકી કરીજી, વાત કહું આપવીત,
કૃપાનાથ મુઝ વિનતિ અવધાર,
તું સમરથ ત્રિભુવન ધણીજી, મુજને દુસ્તર તાર—કૃપા૦ ૧
ભવસાયર ભમતા થકાજી, દીઠા દુંખ અનંત,
ભાગ્ય સંયોગે ભેટિયોજી, ભય ભંજણુ ભગવંત—કૃપા૦ ૨
જે દુંખ ભાજે આપણાજી, તેહને કહિયે દુંખ,
પરદુંખભંજન તૂ સુણ્યોજી, સેવકને દ્યો સુખ—કૃપા૦ ૩

આલોયણ લીધા પખીજી, જીવ રૂલઈ સંસારિ,
રૂપી લખણા મા સતીજી, એહ સુણ્યઉ અધિકાર -કૃપા૦ ૪
દૂષમ કાલે દોહિલોજી, શુદ્ધ ગુરુ સંયોગ,
પરમારથ પ્રીછે નહીજી, ગડર પ્રવાહી લોક -કૃપા૦ ૫
તિણ તુંજ આગલ આપણાજી, પાપ આલોઉં આજ,
માય બાપ આગલ બોલતાંજી, બાલક કહી લાજ -કૃપા૦ ૬
જિનધર્મ જિનધર્મ સહુ કહે જી, થાપે આપણીજ વાત;
સામાચારી જુઈ જુઇ જી, સંશય પડયાં મિથ્યાત -કૃપા૦ ૭
જાણ અજાણપણે કરીજી, બોલ્યા ઉત્સૂત્ર બોલ,
રતને કાગ ઉડાવતાજી, હાર્યો જનમ નિટોલ-કૃપા૦ ૮
ભગવંત ભાખ્યો તે કહાંજી કિહાં મુઝ કરણી એહ,
ગજ પાખર ખર કિમ સહેજી, સબલ વિમાસણ તેહ -કૃપા૦ ૯
આપ પ્રરૂપ્યુ આકરૂ જી, જાણે લોક મહંત,
પિણ ન કરૂ પરમાદિયોજી, માસાતુસ દૃષ્ટાંત.-કૃપા૦ ૧૦
કાલ અનંતે મેં લહ્યાજી, તીન રતન શ્રીકાર,
પિણ પરમાદે પાડિયાજી, કિહા જઇ કરૂ પુકાર -કૃપા૦ ૧૧
જાણુ ઉત્કૃષ્ટી કરૂ જી, ઉદ્યત કરૂ અ વિહાર,
ધીરજ જીવ ધરે નહીજી, પોતે બહુ સંસાર -કૃપા૦ ૧૨
સહજ પડયઉ મુઝ આપણીજી, ન ગમઇ ભુંડી વાત;
પરનિંદા કરતા થકાજી, જાયઇ દિન નઇ ગતિ -કૃપા૦ ૧૩
કિરિયા કરતા દોહિલીજી, આલસ આણઈ જીવ,
ધરમપખી ધંધઈ પડયઉજી, નરગઈ કરિસ્યઇ રીવ -કૃપા૦ ૧૪
અણહુતા ગુણ કો કહઈજી, તઉ હરખું નિસદીસ,
કો હિતસીખ ભલી કહઇજી, તઉ મનિ આણુ રીસ -કૃપા૦ ૧૫
વાદ ભણી વિદ્યા ભણીજી, પરરંજણ ઉપદેસ,

મન સ વેગ ધરયઉ નહીંજી, કિમ સંસાર તરેસિ -કૃપા૦ ૧૬
સૂત્ર સિદ્ધાત વખાણુતાજી, સુણુતાં કરમ વિવાગ,
ખિણુ ઇક મનમાહિ ઉપજઇજી, મુઝ મરકટ વઇરાગ -કૃપા૦ ૧૭
ત્રિવિધ ૨ કરી ઉચરૂ જી, ભગવ ત તુમ્હ હજુરિ,
વાર વાર ભાજુ વલીજી, છૂટક બારઉ દુરિ.-કૃપા૦ ૧૮
આપ કાજિ સુખ રાચતઇજી, કીધી આરંભ કોડિ,
જયણા ન કરી જીવનીજી દેવદયા પર છોડિ -કૃપા૦ ૧૯
વાચનદોષ વ્યાપક કહ્યાજી, દાખ્યા અનરથ દ ડ,
કુડ કહ્યઉ બહુ કેલવીજી, વ્રત કીધઉ સતખ ડ -કૃપા૦ ૨૦
અણુ દીધુ લીજઈ ત્રિણુ જી, તઉહિ અદત્તાદાન,
તે દુષણુ લાગા ઘણાજી, ગિણુતા નાવઇ ગાન.-કૃપા૦ ૨૧
ચંચલ જીવ રહઇ નહીંજી, રાચઈ રમણી રૂપ,
કામ વિટ બણુ સી કહુ જી, તું જાણુઇ તે સરૂપ -કૃપા૦ ૨૨
માયા મમતામઇં પડયઉજી, કીધઉ અધિકઉ લોભ,
પરિગહ મેલ્યઉ કારિમઉજી, ન ચડી સ યમ સોભ -કૃપા૦ ૨૩
લાગા મુઝનઇ લાલચઈજી, રાત્રીભોજન દોષ,
મઈ મન મૂ કયઉ મોકલઉજી, ન ધરયો ધરમ સ તોષ.-કૃપા૦ ૨૪
ઇણુ ભવિ પરભવિ દુહવ્યાજી, જીવ ચઉરાસી લાખ,
તે મુઝ મિચ્છામિ દુક્કડઉંજી, ભગવંત તોરી સાખિ.-કૃપા૦ ૨૫
કરમાદાન પનર કહ્યાજી, પ્રગટ અઢારહ પાપ,
જે મઇ સેવ્યા તે હવઈજી, બગસી ૨ માયબાપ -કૃપા૦ ૨૬
મુઝ આધાર છઈ એતલઉજી, સરદહણા છઇ સૂધ,
જિનધર્મ મીટઉ મનિ ગમઇજી, જિમ સાકરસુ દૂધ -કૃપા૦ ૨૭
રિષભદેવ તુ ગજીયઉજી, શેત્રુ જે ગિરિ સિણુગાર,
પાપ આલોઆ આપણાજી, કરિ પ્રભુ ! મોરી સાર -કૃપા૦ ૨૮

મર્મ એહ જિનધર્મનઉજી, પાપ આલોયાં જાઇ;
મનસું મિચ્છામિ દુક્કડઉંજી, દેતાં દૂરિ પુલાઇ.-કૃપા૦ ૨૯
તું ગતિ તું મતિ તું ધણીજી, તું સાહિબ તું દેવ!
આણ ધરૂ સિરિ તાહરીજી, ભવિ (૨) તોરી સેવ.-કૃપા૦ ૩૦

કલશ

ઇમ ચડિય શેત્રુંજ ચરણ ભેટયા નાભિનંદન જિનતણા,
કર જોડિ આદિ જિણુંદ આગઈ પાપ આલોયાં આપણાં,
જિણચંદસૂર સૂરીશ સદ્દગુરુ પ્રથમ શિષ્ય સુજસ ઘણઉ,
ગણિ સકલચંદ સુસીસ વાચક **સમયસુંદર** ગુણ ભણઇ. ૩૧

ઇતિ શ્રી શેત્રુંજય મંડણ શ્રી આદિનાથ સ્તવનં સમાપ્તં.
સંવત સોલ સો ૯૯ વર્ષે ભાદ્રવા સુદિ ૧૩ દિને લિખિતં સ્વયમેવ.



જિમ મન વંછિત પૂરવે રાયણ રૂખ પેખીય આ દિલ પગલડાં દૂરિ ગયાં સવિદુ:ખ ॥૨॥ આદિલ જીવનો જીવન જોતું નયણડે નિરખું તો લહું આણંદ અતિઘણો । હઈ-ડલાભિંતર હરખું ચિહુંગતિ માંહિ ભમી કરી મુઝમન ગાઢો અલીણો નિરૂપમ તાહરી મૂરતિ પેખીય નિશ્ચલ લીણો ॥૩॥ પુંડરીક ગુણવંતો ગુણે ગિરૂઓ જગિ ગણધાર પંચકોડિ મુનિ પરવર્યા, જસ પૂછિ પરિવાર ચૈત્રીય પુનિમ દિહાડલે મુગતિ ગયા ઇણિ ઠામ તુ એ તીરથ શિરલહો પુંડરગિરિ ને એ નામ ॥૪॥ નાભિરાયાં કુલ અતિ ભલુ ધન જનની મરૂદેવા કોડ ગમે સેવા કરે જેહના પુત્રની દેવા । ભણે **નન્નસૂરિ** બાલક જિમ આંપણા તાતને પાસે સાસય સુખની સુખડી માગું મનને ઉલ્લાસે ॥૫॥

## શ્રી શાંતિનાથનું સ્તવન. (દહીઊદ્રાપુર શાતિનાથ)

દહીઊદ્રાપુરિ દીપઇ, જોતા નયણ ન છીપઇ ।
શાતિ જિણેસર સ્વામી વિનવુ તુમ શિરનામી ॥૧॥
ઇણિ જગી અતિ ઘણો આજે, મહિમા તાહરો ગાજે ।
અલીય વિઘન સવિ ભાજે, તિહુ અણુજય ઢક્કા વાજે ॥૨॥
ચક્કા હિવતણી પદવી, ભોગ અનોપમ ભોગવી ।
તૃણ જિમ તે સહું છંડી, મોહ તણું બલ ખંડી ॥૩॥
તીર્થંકર પદ પામી, અવસરિ શિવપુર ગામી ।
શાતિ જિણેસર સોલમો, ભાવિ ભવિયણ સોઈ નમો ॥૪॥
જિણવરને પાયે લાગુ, અવર ન કાંઈય ન માગું ।
ભણે નન્નસૂરિ તુમ્હ સેવા, સમરથ તુહિ જ દેવા ॥૫॥

## શ્રી નેમનાથ સ્તવન. (શ્રી ગીરનાર સ્તવન)

ઉજલિગિરિ અમ્હે જાયસ્યું એ,
એણે તીરથિ નિમ્મલિ થાયસ્યું એ ॥
નેમિ જિણુંદ બાવીસમો એ,
મુઝ હઈડલાભિતર વીસમો એ ॥૧॥
નેહલીયે મનનો આમલો એ, પૂજી જે નેમિજી સામલો એ ।
કરમ તણા મલ જિમદલે એ,
એણિ મુગતિ રમણી સિરસામલે એ ॥૨॥
રાયમઈ રાયમઈ રામઈ એ, પ્રભુ છાંડીય મનમથને દમઇ એ ।
ઉજમિઉજલિ ગિરિ જઇએ, વ્રત લીધુ એકમના થઇએ ॥૩॥
પશુઅ જીવ ઉગારીઆ એ,
તેં ભવિયણ અતિઘણું તારીઆએ ।
તુ હિજ પીડિયા પીહરૂ એ, તુ સરણાગત વજ્ર પંજરૂ એ ॥૪॥
નેમિ જિણેસર સે ધણીએ, નવિ મેહલુ સેવા તુમ તણી એ ।
કરૂણા સાયર હિત ધરૂ એ,
ભણે **નન્નસૂરિ** સેવક ઉધરૂ એ ॥૫॥

## શ્રી પાર્શ્વનાથ સ્તવન-(શ્રી સ્થંભન પાર્શ્વનાથ સ્તવન.)

સકલ મૂરતિ ત્રેવીસમો સ્વામી. ખંભાયત પુરમંડણો એ ।
નવનિધિ પામીયે જેહને નામે. પાસ જિણેસર થંભણો એ ॥૧॥
જાસુ પસાઉલે કરે સાનિધિ, ધરણેંદ્રને પદમાવતી એ ।
ભોગ સંયોગની અવિહડ ઋદ્ધિ પામી જે મન ભાવતી એ ॥૨॥
દીસે થોડલા કલિમ ઝાર. મહિમા અવર દેવતા તણો એ ।

ઇણિ જગિમાને વરણુ અઢાર. દેવ દેહરાસર થભણો એ ॥૩॥

ન્યાન પખે કિંમ જાણીએ આજ થભણ પાસતું મારડીએ ।
જિન ગુણ ગાઇ નવલે નાહિ, મનને રંગે ગોરડી એ ॥૪॥

જયવંત થંભણ પાસ જિણંદ સેવક વછિત સુરતરૂ એ ।
નયણ સોહાવે પુનિમચંદ. ભણે નન્નસૂરિ સેવક ઉદ્ધરૂ એ ॥૫॥

## શ્રી વીરજિન સ્તવન—(સાચોર મહાવીર સ્તવન)

સાચોર પુરવર જગહ વિખ્યાત જાગતા અતિ ઘણુ જસ અવદાત
જેણે જીતુ બાવન વારહમીર.
સોઇ નમુ ચઉવીસમા શ્રીમહાવીર ॥૧॥

તું અદડ જિનવર ગુણહ ભંડાર. મૂરખ કિમ હું પામુઅપાર ।
વીનવું ભોલુડા હુ જિમ બાલ, તાત તુમ્હારી કરી સંભાલ ॥૨॥

હવડાએ તાહરૂ શાસન દીપે જેહ તણેવસિ ભવતૃષા છીપે ।
જેનર પીધુ ન કરણ કચોલે માણુસ ભવ ગયો આલેબોલે ॥૩॥

હિન્દષ્ટિ મૂકી અમી અમ છટ, તુંમસીઝે એકાજ નિઘટ ।
વલી વલી માગુ એ હુ તુમ પાસે.
સેવા એ તાહરી મનને ઉલ્લાસે ॥૪॥

### કલશ

પંચઈ તિરથ પંચ જિનેસરૂ. પંચમી ગતિ પુહતા સુંદરૂ
નન્નસૂરિ ઈમ છંદે નવ નવે. વીનવ્યા સુખદાયક તેસવે. ૫

—

તેઓશ્રી સં૦ ૧૬૯૯ માં અષાડ સુદ ૯ ને દિવસે પાટણમાં સ્વર્ગવાસ પામ્યા હતા તેમની કૃતિઓમાં

૧ નૈષધ કાવ્ય ઉપર સંસ્કૃત ટીકા

૨ ગજસુકુમાલ રાસ જે તેમના શિષ્ય જિનરત્નસૂરિએ પૂરો કર્યો છે

૩. શ્રી ગોડીપાર્શ્વનાથ લઘુસ્તવન ૭ કડીનું

## શ્રી ઋષભજિન સ્તવન.

(૧)

(ઢાળ)

મન મધુકર મોહી રહ્યો **ઋષભ**ચરણ અરવિંદ રે,
ઉડાયો ઉડે નહીં, લીણો ગુણ મકરંદ રે મન૦ ૧
રુપે રુડે ફૂલડે, અલવિન ઉડી જાય રે,
તીખાહી કે તરુ તણા, કંટક આવેદાય રે મન૦ ૨
જેહનો રંગ ન પાલટે, તેહસ્યું મિલીએ ધાય રે,
સંગ ન કીજે તેહનો, જે કામ પડયા કુમલાયરે. મન૦ ૩
જે પરવશ બંધન પડયા, લોકા હાથી બિકાયે રે,
જે ઘરઘરના પ્રાહુણા, તિણસ્યું મિલે બલાયે રે મન૦ ૪
ચઉવિહ સુરકર મધુકર સદા, અણહુંતે એક કોડિ રે,
ચરણકમલ જિનરાજના, સેવે બે કર જોડી રે મન૦ ૫

## શ્રી શાંતિનાથ સ્તવન.

(૨)

(સં૦ ૧૬૯૪)

કાલ અનંતા અનંત, ભવમાંહી ભમતા હો જે વેદન સહી,
શું કહીયે લેઇ નામ, બ્રાહ્મણ પણ હો ગત તિથિ વાચે નહી ૧
પારેવાશું પ્રીત, તેં જિમ કીધી હો તિમ તું હીજ કરે,
સાંભલી એ અવદાત, સહુકો સેવક હો મન આશા ધરે. ૨
હું આવ્યો તુમ તીર, મહિર કરી મુજપર હો સોમ નજર કરો,
ન લહે અંતર પીડ, અંતરજામી હો તું કિમ માહરો. ૩
શાનો દીન દયાલ, દુઃખીયા દેખી હો જો નાવે દયા,
કુણ કરશે તુજ સેવ, વહેતે વારે હો જો ન કરે મયા. ૪
લાધો ત્રિભુવન રાજ, જો સાચી હો તુજ સેવા સધે,
હુવે સમોવડ, જિનરાજ રૂંખ પ્રમાણે હો જિમ વેલો વધે ૫

## શ્રી નેમનાથ સ્તવન.

(૩)

(રાગ-રામગિરી)

સાંભલરે શામલીયા સ્વામી, સાચ કહું શિરનામી રે,
વાત ન પૂછે તું અવસર પામી, તો શાનો અંતરજામીરે
સા૦ ૧
આગલ ઉભા સેવા કીજે, પણ તું કિમહી ન રીઝે રે,
નિશ દિન તુજ ગાયો ગાઇજે, પિણ તિલમાત્ર ન ભીજે રે.
સા૦ ૨

જો મુજને ભવ સાયર તારો, તો શું જાયે તુમ્હારો રે;
જો પોતાનો બિરૂદ સભાલો, તો કાંઈ ન વિચારો રે.
સાં૦ ૩

હું શું તારૂં હું તારક શો, ઇમ છૂટી પડીય ન શકશો રે;
જો મુજને સેવક ગેવડ શો, તો વાતડીયા માહે પડશો રે.
સા૦ ૪

ઓછી અદિકી વાત બનાઈ, કહતાં ખોડ ન કાઇ રે;
ભગતવત્સલ જિનરાજ સદાઇ, કિમ વિરચે વરદાઈ રે
સા૦ ૫

## શ્રી પાર્શ્વનાથ સ્તવન

(૪)

( ઢાળ-હાસલીની )

મનગમતો સાહિબ મિલ્યો, પુરિસાદાણી પાસન રે,
પરતક્ષ પરતા પૂરવે, સફલ કરે અરદાસન રે ૧

ભવિયણ ભાવે ભેટીયે, લે સાથિ પરિવારન રે,
આજ વિષમ પંચમ આરે, સુરતરૂનો અવતારન રે. ભવિ૦ ૨

જે મુજ સરિખા માનવી, આણે મન સદેહન રે.
તેહને સેવક મૂકીને, સમજાવે સસનેહન રે ભવિ૦ ૩

જે સમરણ સાચે મને, કરશે વરી વિચારન રે.
તેહને પ્રભુ પુઠી રખો, થાશે સાનિધકારન રે. ભવિ૦ ૪
કીજે ચોલ તણી પરે, પરમેશ્વર શું પ્રીતન રે,

ભગતવત્સલ જિનરાજ મદાઈ,
કિમ વિરચે વરદાઈ રે. ભવિ૦ ૫

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૫)

(સુણ સુણ વાલહા—એ દેશી)

ભવિક કમલ પડિબોહતો, સાધુતણે પરિવાર,
ગામ નગર પુર વિહરતો, મિલિ ન સક્યો તિણવાર રે,
ચરમ જિણેસર લીનો સિવપુર વાસો રે ૧
ચરમ જિણેસર લીણો, સિવપુર વાસો રે,
સબલ વિમાસણ, કેમ કરૂ અરદાસો રે ચરમ૦ ૨
હવે અળગો જાઈ રહ્યો, તિહા કિણ કિમ અવરાય,
ચલતો સાથ ન કો મિલે, કિમ કાગળ દિવરાયો રે ચરમ૦ ૩
વાત કહુ તે સભળે, દૂર થકો પણ વીર;
પણ પાછો ન ઉત્તર લિખે, તિણ મો મન દિલગીર રે ચરમ૦ ૪
ઈમ જિનરાજ વિચારતા, આવ્યો ભાવ પ્રધાન,
તિણ તુ પરતક્ષ મેલવ્યો, હવે કર આપસ માનો રે ચરમ૦ ૫

## ચોવીસી કળશ.

ઇણિ પરિ ભાવની ગતિ મન આણી, સુધ સમકિત સહી નાણીજી,
વર્તમાન ચઊવીસી જાણી, શ્રી જિનરાજ વખાણીજી ૧
જો મૂરતિ નયણે નિરખીજે, જો હાથઈ પૂજી જઇજી,
જો રસના ઈ ગુણ ગાઈ જઇ, નરભવ લાહો લીજઈજી. ૨

યુગવર જિનસિંહસૂરિ સવાઇ, ખરતર ગુરુ બરદાઇજી,
પામઈ જિનવરના ગુણગાઇ, અવિચલ રાજ સદાયજી. ૩
પહલી પરત લિંખાઇ સાચી વારૂ ગુરૂ મુખ વાચીજી,
સમજી અરથ વિશેષઇ રાચી, ઢાલ કહેજ્યો જાચીજી. ૪
કેઈ ગુરૂ મુખ ઢાલ કહાવઉ, કેઇ ભાવના ભાવઉજી;
કે જિનરાજ તણા ગુણ ગાઓ, ચઢતી દઉલતિ પાવઉજી ૫

## બાહુબલી સજઝાય

(૬)

પોતે જઈ પ્રતિબૂઝવો, બંધવ અમલી માંણ રે,
વનમેં આવે બે બહિનડી, કહી પ્રભુવચન પ્રમાણ રે;
**વીરા તુમ્હે ગજ થકી ઊતરો,**
ગજ ચઢયા કેવલ ન હોઈ રે. ૧ વીરા૦

મુંઠ ભરત મારણ ભણી, ઊગામી ધરિ રીસ રે,
આવ્યો ઉપસમ રસ તિસે, સહિ સઈ એ મુઝ સીસ રે. ૨ વીરા૦

મદ મચ્છર માયા તજી, પંચ મુષ્ટી કરી લોચ રે,
ધીર વીર કાઉસગ્ગ રહ્યો, ઈમ મનસું આલોચ રે ૩ વીરા૦

આ ગતિ લઘુ બંધવ અછે, કિમ વંદિસુ તજિ માણ રે,
ઊપાડિસ પગ ઊપનો, ઈહાંથી કેવલજ્ઞાન રે ૪ વીરા૦

વેલડીએ તનુ વીટીયો, ડાભ અણી પગ પીડ રે,
મુનિવરને કાને બિહુ, ચિડીએ ઘાલ્યા નીડ રે ૫ વીરા૦

સહતાં એક વરસ થયો, ત્રિસ તાવડસી ભૂખ રે,
મોડા સો કાને પડયો, બહિની વચન પીયુષ રે ૬ વીરા૦

રાજરમણી ઋદ્ધિ મેં તજી, હય-ગય અનેક અનીક રે,
બ્રાહ્મી સુંદરી સાધ્વી, ન કરે વચન અલીક રે. ૭ વીરા૦

પ્રતિબૂઝ્યો આલોચતા, અવર ન એવડો મૂઢ રે,
હું કુંજર તે ગજ પરિહરી, ભાવત ગજ આરૂઢ રે ૮ વીરા૦

લઘુ બંધવ પિણ કેવલી, વંદિસું તજી અભિમાન રે,
પામ્યો પગ ઉપાડતા, અનુપમ કેવલજ્ઞાન રે ૯ વીરા૦

કેવલ ન્યાય ન ઊપનો, ઈહિલા દિનની વેઠ રે,
ચાંપીયો જિમ ઊકસિ મકે, બાહુબલિ પગ હેઠ રે. ૧૦ વીરા૦

ઝુઝયો બૂઝયો ઊવસ્યો, આજ લાગે સોભાગ રે,
સાધુતણા ગુણ ગાવતા, રાજ તણો વડો ભાગ રે. ૧૧ વીરા૦

—

(૬)

## શ્રી ભાવવિજયજી ઉવઝાય.

(લેખનકાલ, ૧૬૭૯ થી ૧૭૩૫ પ્રાયે) ચોવીસી રચના–સં ૧૭૦૯.

શ્રી તપગચ્છમા શ્રી વિજયઆણંદસૂરિની પાટે મુનિ વિમળના શિષ્ય આ મુનિશ્રી થઇ ગયા છે, તેઓશ્રીએ ચોવીશી શ્રી ખંભાત બંદરમા રચી છે દરેક સ્તવનો સુન્દર રાગરાગણીમા રચાયા છે તેમની ચોવીસીના સ્તવનોમા દરેક તીર્થંકરોની નીચે પ્રમાણે હકીકત આવે છે

૧. માતા, ૨. પિતા, ૩. લંછન, ૪ વર્ણ, ૫ તનુમાન, ૬ આયુ ૭ યક્ષ, ૮ યક્ષિણિ, ૯. વંશ, ૧૦ નગરી, ૧૧ આયુષ્ય અને ૧૨ નામ

તેઓશ્રીએ ખંભાતમાં, સંવત ૧૭૧૬-૧૭૧૭ શ્રી ચિંતામણી-પાર્શ્વનાથ તથા શ્રી નરિંગપુર પાસની પ્રતિષ્ઠા કરાવી છે તેઓ વિદ્વાન્ સંશોધક હતા તેઓ સમર્થ વિદ્વાન હોવાથી બીજા વિદ્વાનો પોતાની કૃતિનુ સંશોધન તેમની પાસે કરાવતા શ્રી જયવિજયજીની કલ્પદીપિકાનુ સંશોધન તેઓએ કર્યું છે તેમજ ઉ૦ શ્રી વિનય-વિજયજીની કલ્પસુબોધિકા પણ તેઓએ શોધી હતી તે કલ્પસૂત્રની ટીકા શ્રી વિનયવિજયજીએ સં૦ ૧૬૯૬ મા રચી હતી તેમજ શ્રી વિનયવિજયજીનો ૧૭૦૮ મા જુનાગઢમાં પૂર્ણ કરેલો મહાગ્રન્થ લોકપ્રકાશ પણ તેઓએ શોધી આપ્યો હતો આ સાથે તેઓના બાર સ્તવનો આપ્યા છે

પૂરવ લાખ ચૂઉરાસી જિવિત, નયરી વિનીતા રાયા.
ત્રિભુ૦ ૩

વંશ ઈક્ષ્વાગ ગોત્ર કાશ્યપનો, આદિ હેતુ વિખ્યાતો;
નારી સુનંદા મંગલા વલ્લભ, ભરતાદિક સુત તાતો.
ત્રિભુ૦ ૪

ગોમુખ યક્ષ ચક્કેસરી દેવી, જસ શાસન સુર સોહે રે;
ભાવ કહે તે પ્રભુને સેવે, કામધેનુ સો દોહે.
ત્રિભુ૦ ૫

## શ્રી શાંતિનાથ જિન સ્તવન.

(૨)

(રાગ—સામેરી—વીરા તેરી ગતિ સુનાઈ એ દેશી.)

શાંતિ પ્રભુ સોહે પરમ દયાલા, સોલસમો જિન પંચમ ચક્રી,
ગુણ ગાવે સુરબાલા. શાંતિ. ૧

વંશ ઈક્ષ્વાગ સદન વરદીપક, તેજ તપે અસરાલા;
દેહ તણે વાને કરી જીપે, જાચી ચંપકમાલા. શાંતિ. ૨

વિશ્વસેન નરવર કુલમંડન, ખંડે મોહ જંજાલા;
અચિરાનો નંદન ચિર પ્રતપો, સચરાચર પ્રતિપાલા. શાંતિ. ૩

ચ્યાલીશ ધનુષ માન તનુરાજે, હથિણા ઉર ભૂપાલા;
જીવિત લાખ વરસ જસ સુંદર, મૃગ લંછન સુકુમાલા. શાંતિ. ૪

ગરુડ યક્ષ નિરવાણી દેવી, સેવિત ચરણ મયાલા;
ભાવમુનિ જિનને સેવતાં, પામે લબ્ધિ વિશાલા. શાંતિ. ૫

## શ્રી નેમનાથ સ્તવન.

(૩)

(રાગ-ગોડી- નેમીસર વિનતી માનીયેય-એ દેશી)

નેમિસર જિન બાવીસમોજી, વીસમો મુજ મન માહિ,
વાલ્હો જીવનમાહિ. નેમિ૦
શ્રી હરિવંશ મેરૂગિરિ મંડન, નંદનવન યદુવંશ,
તિહા જે જિનવર સુરતરૂ ઉદયો, સુર નર રચિત પ્રશંસ.
નેમિ૦ ॥૧॥

સમુદ્રવિજય નૃપ શિવાદેવી સુત, સોરીપુર અવતાર,
અંગ તુંગ દશ ધનુષ મનોહર, અંજન વરણ ઉદાર
નેમિ૦ ॥૨॥

એક સહસ સંવત્સર જીવિત, લંછન શંખ સુહાય,
સુર ગોમેધ અંબિકા દેવી, સેવતી જસ નિત પાય
નેમિ૦ ॥૩॥

કેશવનો બલ મદ જેણે ગાલ્યો, જિમ હિમ ગલે ભાણ,
જેણે પ્રતિબોધી ભવિઅણ કોડિ, મોડી મનમથ બાણ.
નેમિ૦ ॥૪॥

રાજિમતિ મન કમલ દિવાકર, કરૂણારસ ભંડાર,
તે જિનજી મન વાંછિત દેજો, ભાવ કહે અણગાર
નેમિ૦ ॥૫॥

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

(૪)

(રાગ-ધન્યાશ્રી-વીર ગુરુ તુમતો યા ભલિકીનીએ દેશી)

પાસ જિન સેવક જન આધારે,
ત્રેવીશમો પ્રભુ પુરુષાદાની, ભવસાયર ઉતારે. પાસ૦ ॥૧॥
અશ્વસેન નૃપ વામા દેવી, કુંવર કુલ સિનગારે,
વંશ ઈક્ષ્વાગ ઉદયગિરિ દિનકર, અવગુન તિમિર નિકારે.
પાસ૦ ॥૨॥
નીલ બરન નવકર ઉન્નત તનુ, ફનિધર લછન ધારે,
એકસો વરસ સુજીવિત પાલી, મુગતિ નયરી પાઉં ધારે
પાસ૦ ॥૩॥
બાનારસી નયરીએ જન્મ્યો, જનમ મરન ભય વારે,
પાર્શ્વ યક્ષ પદ્માવતી દેવી, જેહુની સેવા સારે પાસ૦ ॥૪॥
કમઠ દર્પ દાવાનલ જલધર, મંગલ વેલિ વધારે,
સેવક ભાવ મયૂર બની પ્રભુ, નેક નજર અબ ધારે. પાસ૦ ॥૫॥

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૫)

વંશ ઇક્ષાગ સરોવરે, જે પ્રભુ હંસ સમાન ભ૦,
કનક કમળને જીપતો, જેહ તણો તનુવાન ભ૦ વર્ધ૦ ૨

સુતસિદ્ધારથ રાયનો, ત્રિસલા માત પ્રધાન ભ૦,
વરસ બહોતેર આઉખુ, સાત હાથ તનુ માન ભ૦ વર્ધ૦ ૩

વર્તમાન શાસન તણો, નાયક અકલ અબીહ ભ૦,
લંછન મિસિ સેવે સદા, જસ સત્ત્વે જીત્યો સીંહ ભ૦ વર્ધ૦ ૪

માતંગ યક્ષ સિદ્ધાયિકા, નિતુ સેવે જસ પાય ભ૦,
મહાવીર જિનરાયના, ભાવવિજય ગુણ ગાય ભ૦ વર્ધ૦ ૫

## ચોવીસી કળશ.

ઇમ થુણ્યા ૧ જીનવર નામ, ૨ લંછન, ૩ વર્ણ, ૪ શાસનસુર, ૫ સુરિ, ૬ તનુમાન, ૭ માતા, ૮ પિતા, ૯ જીવિત, ૧૦ વંશ, ૧૧ નયરીઉચ્ચરિ તપગચ્છ, પ્રભુશ્રી વિજયાણંદસૂરિ શ્રી વિમળ હર્ષ વાચક વરૂ, ઉવઝાય શ્રી મુનિ વિમલ સેવક, ભાવ સુખ સંતતિ કરૂં.



(૭)




## ચોવીસી રચના સં૦ ૧૭૧૨

શ્રી ખરતરગચ્છમાં આ મુનિ શ્રી **મહિમાસાગરના** શિષ્ય થયા છે તેઓની ચોવીસી સુન્દર રાગ-રાગણીવાળી છે

તેઓએ બનાવેલું શ્રી **અંતરિક્ષ પાર્શ્વનાથ** સ્તવનમાં તેઓએ જે હૃદયસ્પર્શી વિનતી કરી છે તે ભણતાં વાચતા આત્મા શાંત રસમા તરબોળ થઇ જાય છે. અવશ્ય મોઢે કરવા જેવુ છે.

આ સિવાય તેમની બીજી સાહિત્ય રચના જાણવામા નથી. આ સાથે તેઓના પાંચ સ્તવનો તથા શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથનો છંદ આપ્યો છે.

## શ્રી ઋષભજિન સ્તવન.

(૧)

(શ્રી જિનવાણી મયા કરો-એ દેશી)

આદિ જિણંદ મયા કરુ, લાગો તુમ્હસ્યું નેહા રે,
દિનરયણી દિલમેં વસે, જ્યું ચાતુક ચિત્ત મેહા રે.
બલિ જાઉ વાત સુણો મેરી ૧
મરુદેવી કે લાલના, મૂરતિ નવલ સુહાની રે,
અંખીયા તપતિ બૂઝાવહી, જ્યુ પ્યાસે કુ પાની રે બલિ૦ ૨
તુમ્હ સાહિબ હમ દાસ હૈ, સબ કછુ કર હો દિલાસા રે,
**આનંદવરધન** કે પ્રભુ, હમ હે તુમ્હારી આસા રે. બલિ૦ ૩

## શ્રી શાંતિનાથ સ્તવન.

(२)

( રાગ-વિહાગડો-નાચે ઈંદ્ર આણંદ સું એ દેશી )

ભગતવત્સલ પ્રભુ સાંભલો, ઓલંભે અરદાસ રે,
છોડંતા કિમ છુટશો, કરસો ખરી દિલાસ રે
ભગત૦ ૧

તુમ્હ સરીખા સાહિબ તણી, જો સેવા નિષ્ફલ થાય રે,
લાજ કહો પ્રભુ કેહને, સેવકનું શુ જાય રે. ભગત૦ ૨
ગુણ દેખાડીને હેલવ્યા, તે કિમ કેડો છાડે રે,
જિહાં જલધર તિહા બપૈયો, પીઉ પીઉ કરી મુખ માડે રે.
ભગત૦ ૩

જો પોતાનો લેખવો, તો લેખો ન વિચારો રે,
સો વાતે એક વાતડી, ભવ ભવ પીડ નિવારો રે. ભગત૦ ૪
તુમ્હ સરીખો કોઉ દાખવો, કીજે તેહની સેવ રે;
આણંદવરધન પ્રભુ શાંતિજી, અચિરાનંદન દેવ રે, ભ૦ ૫

## શ્રી નેમનાથ સ્તવન.

(૩)

( રગ ધન્યાશ્રી-ડોલીમ ગુજરી એ-દેશી )

યોવન પાહુના જાત ન લાગત વાર, યો૦
ચંચલ યોવન થિર નહી રે, જ્યાન્યો નેમિ જિના યો૦ ॥૧॥
નિંદ ન કીજે જાગીયે રે, અંત સહી મરના, યો૦
બાલ સંગાતી આપણા, દેખો કિહા ગયો બાલપના યો૦ ॥૨॥

૨૬ મહાબળ મલયાસુન્દરી રાસ ૧૭૫૧
૨૭ શત્રુંજય માહાત્મ્ય રાસ ૧૭૫૫
૨૮ શ્રી સત્યવિજય નિર્વાણ રાસ ૧૭૫૬
૨૯ રત્નચુડ મુનિ રાસ ૧૭૫૭ ૩૦ શીલવંતી રાસ ૧૭૫૮
૩૧ અભયકુમાર રાસ. ૧૭૫૮ ૩૨ અમરસેન જયસેન રાસ ૧૭૫૮
૩૩ રત્નસાર નૃપ રાસ. ૧૭૫૯ ૩૪ જંબુસ્વામિ રાસ ૧૭૬૦
૩૫ આરામ શોભા રાસ ૧૭૬૧ ૩૬ વસુદેવ રાસ ૧૭૬૨

## શ્રી રૂષભદેવ જિન સ્તવન.

(૧)

(રાગ—વેલાવલ)

રે જીવ મોહ મિથ્યાતમેં, કયું મુઝો અજ્ઞાની;
પ્રથમજીણંદ ભજે ન કયું, શિવસુખ કો દાની. (૧)
રે જીવ મોહ મિથ્યાતમેં.

ઓર દેવ એવે કહા, વિષયી કે માની;
તરી ન શકે તારે કહા, દુરગતિ નિશાની (૨)
રે જીવ મોહ મિથ્યાતમેં.

તારણતરણ જહાજ હે, પ્રભુ મેરા જાની,
કહે જિનહર્ષ સુતારિયે, ભવસિંધુ સુજ્ઞાની. (૩)
રે જીવ મોહ મિથ્યાતમેં.

## શ્રી ઋષભદેવ જિન સ્તવન.

(૨)

(રાગ—લલિત.)

દેખ્યો રે ઋષભ જિણંદ તબ તેરે પાતિક દૂરિ ગયો,

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૬)

(રાગ-જયશ્રી)

સાહિબ મેરા હો અબ તો મહિર કરૌ આરતી મેરી દૂરી કરૌ સા૦
ખાના જાદ ગુલામ જાણિ કે મુઝ ઉપરિ હિત પ્રીતિ ધરો સા૦ ૧
તુમ લોભી હુઈ બૈઠે સાહિબ હુ તૌ અતિ લાલચી ખરૌ, સા૦
તુમ ભાજો હુ તો ભાજૂ નહી ભાવરૂ મુઝ સુ આરૂ અરો સા૦ ૨
સાહિબ ગરીબ નિવાજ કરાવે હુ ગુનહી ભૌરો ડાવરૌ, સા૦
વીર જિણંદ સહાઈ જાકે કહૈ જિનહરખ સૌ કાહે કરૌ સા૦ ૩

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૭)

(રાગ-કેદારો-બિહાગડો)

મે જાણ્યુ નહિ, ભાવદુખ એસો હોઈ,
મોહ મગન માયા મે ખુનો, નિજ ભવહારે કોઈ (૧)
મે જાણ્યુ નહીં ભવ દુખ એસો હોઈ,
જન્મ મરણ ગર્ભવાસ અશુચિમે, રહેવો મહેવોસોઇ,
ભૂખ તૃષા પરવશ બંધન હાર શકે ન કોઇ મે જાણ્યુ૦ (૨)
છેદન ભેદન કુંભી પાચન, ખર વૈતરણી તોઇ,
કોઈ સુગઇ શકયો નહિ વે દુખ મે મરમરિઓ રોઈ.
મે જાણ્યુ૦ (૩)

સબહી સગાઈ જગત ઠગાઈ, સ્વારથ કે સબ લોઇ,
એક જિનહર્ષ ચરમ જીનવરકો, શરણુ હિયામેં હોઇ.
મે જાણ્યું૦ (૪)

## કલશ

(રાગ–ધન્નાશ્રી)

જિનવર ચઉવીસે સુખદાઇ,
ભાવભગતિ ધરી નિજ મન સ્થિર કરી
કીરતિ મન શુદ્ધ ગાઇ જિન૦ ૧

જાકે નામ કલ્પવૃક્ષ સમવરિ, પ્રાગમતિ નવ નિધિ પાઇ,
ચૌવીસે પદ ચતુરાઈ ગાવૌ, રાગ બંધ ચતુરાઇ જિન૦ ૨

શ્રી સોમગણિ સુપસાઉ પાઇકે, નિર્મલ મતિ ઉર આઇ,
શાંતિવર્ષ જિનહર્ષ નામ તૈ, હોવત પ્રભુ વરદાઈ. જિન૦ ૩



## શ્રી નેમિનાથ ગીત

(૩)

( રાગ–મેવાડિલ )

નેમિજિણ વંદિજઇ યદુરાય,
મનમોહન સુખરોહણ સોહણ, શામલ વરણી કાય. ૧
આપણ પઇ નિરબંધન હૂયઉ, પશુ બંધન છોડાય,
વરસીદાન આપિ જલ લિયઉ, પરિયણ કુ સમઝાય. ૨
તજિ રાજીમતી ભજિ તાજી, મતિ કેવલ લખમી પાય;
શ્રી જિનરતન લહઇ અવિચલ પદ, સોહમકુ સુખદાય. ૩

## શ્રી પાર્શ્વનાથ ગીત

(૪)

( રાગ–જયંતસિરી )

સાહિબ મોરા હો હૂં તુઝ આણ ધરૂં, મનવંછિત સુખ લીલ વરૂં;
ત્રિભુવન પતિ જિણવર ત્રેવીસમ ભજિ, ભજિ સુકૃત ભંડાર ભરૂં. ૧
અસરણ સરણ મઇ કીનઉ તિલ, ભરિ પાપ થકી ન ડરૂં;
કુરમ નિજરિ કરઉ મુઝ ઉપરિ, નરક નિગોદઇ જ્યૂ ન ડરૂં. ૨
પ્રવહણ સમ શ્રીપાસ જિણેસર અદરિ, કરિ ભવજલધિ તરૂ;
શ્રી જિનરતનસૂરિ ઇમ જપઇ, અવર ન માથઇ નાથ કરૂ. ૩

(૧૦)




ચોવીસી રચના-૧૭૨૦ આસપાસ

લેખનકાલ-૧૬૮૯ થી ૧૭૩૮

શ્રી તપગચ્છમા શ્રી હીરવિજયસૂરિની પરંપરામા ઉ૦ શ્રી કીર્તિવિજયજીના શિષ્ય આ મહોપાધ્યાયનો જન્મ સ ૧૬૬૦/૬૫ આસપાસ થયેલો હોય એમ લાગે છે ચોકસ સવત મલ્યો નથી. તેઓશ્રીના પિતાનુ નામ તેજપાલ તથા માતાનુ નામ રાજશ્રી હતુ તેઓની દીક્ષા સ૦ ૧૬૮૦ આસપાસ થઇ છે ઉ૦ શ્રી યશોવિજયજી તથા શ્રી આનદઘનજીના સમકાલીન સહિત્યપ્રેમી આગમ અભ્યાસી સમર્થ વિદ્વાન તથા પ્રસિદ્ધ શ્રી કલ્પસૂત્ર સુબોધિકાના કર્તા તરીકે ઉ૦ શ્રી વિનયવિજયજીએ સસ્કૃત તથા ગૂજરાતીમાં ઘણુ સાહિત્ય રચ્યુ છે. તેમનો અદ્વિતિય ગ્રથ લોકપ્રકાશ સ ૧૭૦૮માં જુનાગઢમાં રચાગો જેમાં જૈન દૃષ્ટિએ આખા વિશ્વલોકનું વર્ણન **વીસ હજાર** શ્લોક પ્રમાણ આ ગ્રથ છે તેઓશ્રીએ **સુરતમા** બિરાજમાન શ્રી **વિજયપ્રભસૂરિ** પર લખેલ વિજ્ઞપ્તિપત્ર નામે ઇદ્દૂત ખાસ વાંચવા જેવો છે ગૂજરાતી ભાષામા અતિ પ્રસિદ્ધ શ્રીપાલ રાસ ચૈત્ર ને આસોની આયબીલની અઠાઇના દિવસોમા ઘેર ઘેર વંચાય છે આ તેઓની છેલ્લી કૃતિ છે જે રાસ અધુરો રહ્યો તે **શ્રી યશોવિજયજી** ઉપાધ્યાયે પૂર્ણ કર્યો તેઓશ્રીની **ચોવીસીના** સ્તવનો સુદર ગભીર અર્થવાળા તથા ત્રણ ચાર ગાથાવાલા નાના છે શ્રી મહાવીરસ્વામીનુ સ્તવન બહુ પ્રચલીત છે

તેઓશ્રી માટે તાર્કિક શિરોમણી પ્રખર વિદ્વાન ઉપાધ્યાય શ્રી

સુરતમા ચાતુર્માસ હતા, તેમને વિજ્ઞપ્તિરૂપે લખ્યો છે–ચન્દ્રને દૂત તરીકે મોકલે છે જેમાં આખા રસ્તાનુ વર્ણન જણાવતા–કંચનગિરિ,ઝાલોર, શિરોહી, આબુ, અચલગઢ, સિદ્ધપુર, અમદાવાદ, વડોદરા, ભરૂચ અને છેવટે સુરત ગોપીપુરાના ઉપાશ્રયનુ સુન્દર વર્ણન કર્યું છે જેના એક શ્લોકનો નમુનો નીચે મુજબ છે. આ કાવ્યની કુલ શ્લોક સંખ્યા ૧૩૧ છે

मध्ये गोपीपुरमिह महान् श्रावकोपाश्रयोऽस्ति,
कैलासाद्रि प्रतिभट इव प्रौढलक्ष्मीनिधानम्।
अन्तर्वर्त्यार्हितमतगुरु प्रौढतेजोभिरुच्च,
ज्ज्योतिर्मध्यस्थित मघवता ताविषेणोपमेयः ॥१०१॥

**ભાવાર્થ:**—આ સૂર્યપુર નગરમા ગોપીપુરાના મધ્ય ભાગમાં હિમાલય પર્વતના પ્રતિસ્પર્ધી સૈનિક જેવો, મનોહર લક્ષ્મીના નિવાસ-સ્થાન સ્વરૂપ, વિશાળ શ્રાવકોનો ઉપાશ્રય છે અંદર બીરાજમાન જૈનશાસનના આચાર્યના પ્રખર તેજના સમૂહથી જેની કાંતિ બહાર ફેલાઇ રહી છે એવો આ ઉપાશ્રય જેના મધ્યભાગમા ઇન્દ્ર બીરાજ-માન છે એવા સ્વર્ગની સાથે ઉપમા પામી ગયો છે

જેવી રીતે સ્વર્ગમાં ઇન્દ્ર અને દેવો હોય છે તેવી રીતે આ ઉપાશ્રયમા આચાર્ય અને શ્રાવકો રહેલા છે

**શ્રી પુણ્યપ્રકાશ સ્તવન:**--ગુજરાતી ભાષામાં આલોચનાનુ અતિ સુંદર આઠ ઢાળ માંદા માણસને સંભળાવતા જો ગાનાર ભાવપૂર્વક રાગથી ગાય અને શ્રોતા દિલથી સાંભળે તો આત્મા શાંતરસમા તરબોળ થઇ જાય એવી સુંદર કાવ્ય ચમત્કૃતિ છે સાંભળવા અને સંભળાવવા જેવુ સ્તવન છે વળી વખતે માંદાને રોગ ભુલાવી દે અને પરભવ સાધી લે એવી રચના છે, તેમા ચોરાસી લાખ જીવયોનીને શુદ્ધ હૃદયથી ખમતખામણા કરવાની ભાવના પેદા કરે છે ને સાંભળતાં સાંભળતા અંત સમયે ભાવપૂર્વક પચ્ચક્ખાણ કરતાં

## શ્રી ઋષભદેવનુ સ્તવન

(૧)

( જબીસે લાગન-એ દેશી )

શેત્રુંજા સિર સેહરુ, હુ ખહુર આદિજિણંદ સોભાગી સુંદર;
મરુદેવીનો નંદન, સુખસુરતરુનો કંદ, રમો મનમંદિર. સો૦ ૧
સકળ કળા જિણે શીખવી, વર્તાવ્યો વિવહાર. સો૦
યુગલાધર્મ નિવારીઓ, દેખાડયો આચાર સો૦ ૨
નમિ–વિનમિ નિવાજીયા, દીધા વિદ્યાવંત સો૦,
બાહુબલી પ્રતિબુઝવ્યો, તું મોટો ભગવંત. સો૦ ૩
સેવા કરતા સ્વામીની, લહીએ મુગતિનિવાસ. સો૦,
કીર્તિવિજય ઉવજ્ઝાયનો, વિનય કરે અરદાસ. સો૦ ૪

## શ્રી ઋષભદેવ જિન સ્તવન.

(૨)

( કાયાપુર–એ દેશી )

વિમલગિરિ વિમલતા સમરીએ, કમલદલ નયન જગદીસ રે;
ત્રિભુવન દીપક દીપતો, જિહાં થયો શ્રી યુગાદીસ રે.
વિમલ૦ ૧
પાપના તાપ સવિ ઉપશમે, પ્રહ સમે સમરતા નામ રે;
પૂજતા પાય શ્રી ઋષભના, સંપજે વંછિતકામ રે.
વિમલ૦ ૨
રિદ્ધિ રાણિમ ઘણી ઘર મિલે, પયતલે કનકની કોડિ *

નાભિનરેનાથ સુત [illegible] વિનય કરજોડી રે
રેમ૦ ૩

## શ્રી શાન્તિનાથ સ્તવન

(૩)

શાંત જિનેસર સાહિબો, પાચમો [illegible] જાણો રે
ચોસઠ [illegible] ધણી, પ્રણમે [illegible] રે શાં૦ ૧
ઘોર વિઘન [illegible] જિન [illegible] સમીર રે
દુઃખ દાવાનલ ઓલવે, જિન [illegible] નીર રે શાં૦ ૨
કીર્તિવિજય ઉવઝાયનો, વિનય વદે [illegible] વાણી રે
શાન્તિ જિનેસર સેવના અવિહડ પુણ્યની ખાણી રે શાં૦ ૩

## શ્રી નેમનાથ સ્તવન.

(૪)

સામલીયા નેમજી પાતલીયા નેમજી
સોભાગી નેમજી, રંગીલા નેમજી (આંકણી)
નેમ હિયેરે વિમાસો, કાંઇ પડે રે વરાસે
જબકે ક્યું નાસો, મુજ પડે રે તરાસો સામ૦ ૧
નેમ હું તોરી દાસી, જુઓ વાત વિમાસી,
ઇમ જાતા હો નાસી, જગે થાશે હો હાસી સામ૦ ૨
એક વાર પધારો, વિનતિ અવધારો
મુજ મામ વધારો, પછે વહેલા સિધાવો સામ૦ ૩
શિવનારી ધૂતારી, સાધારણ નારી
મુજ કીધી શું વારી, નેમિ લીધો ઉદ્દારી સામ૦ ૪

કહતી ઈમ વાણી, રાજુલ ઉજાણી;
ભેટયો નેમ નાણી, પહોતા નિરવાણી. સામ૦ ૫
કીર્તિવિજય ઉવજ્ઝાયા, લહી તાસ પસાયા,
**નેમજી** ગુણ ગાયા, **વિનયે** સુખ પાયા સામ૦ ૬

## શ્રી નેમનાથ સ્તવન.

(૫)

(રાગ-રામગિરિ)

(છાનો રે છપીને કતા કિહા રહ્યો રે-દેશી)

રહો રે રહો રથ ફેરવો રે, આવો આવો આણે આવાસ રે,
જો રે હતું ઇમ જાયવું રે, કાઈ તો કરાવી એવડી આસ રે.
રહો૦ ૧
પીરસીને ભોજનથાળ ન તાણીએ રે, સીંચીને ન ખણીએ મૂળ રે,
ખંધે ચઢાવી ભૂમિ ન નાખીએ રે, ધોઇને ન ભરીએ ધૂળ રે
રહો૦ ૧
ચિગટ વિણુ તળવુ કિસ્યુ રે, આદિ વિના કિસો છેહ રે,
પરણ્યા વિણુ વૈધવ કિસ્યું રે. રોસ કિસ્યો વિણુ નેહ રે.
રહો૦ ૩
પાણી વિણુ પરવાલડી રે, કહો કેણી પરે વિંધાય રે,
ભીના વિણુ કહો લુગડાં રે, તાપે કિમ દેવાય રે રહો૦ ૪
આછિ વિના લાછા નહી રે, જુઓની વિચારી આપ રે,
પ્રેમ-સુધા વિણુ ચાખવે રે, સ્યો કરો એવડો સંતાપ રે.
રહો૦ ૫

## શ્રી પાર્શ્વજિન સ્તવન.

(૭)

( પૂજો રે પૂજો પાસ ચિંતામણી–એ દેશી )

આસ પૂરે સદા પાસ પરમેસરૂ, દાસ પરિ જાસ સુર સેવ સારે,
ભીમ ભવસાગરુ ઘોર ભય આગરૂ, વાહણ પરે લોકના થોક તારે
આસ૦ ૧
માત વામા સતી પુત હુલરાવતી, નવનવાં હાલરેં ગીત ગાવે;
રૂપ અદ્ભુત નિજ પુતનું દેખતાં, આનંદ ઉલટ અંગ આવે.
આસ૦ ૨
પાસ સુરદેવી પદ્માવતી ગુણવતી, ભગતજન વંછિત સર્વ આપે,
કીર્તિવિજય ઉવજ્ઝાયનો સેવક, વિનય નિજ ચિત્ત પ્રભુ પાસ
થાપે. આસ૦ ૩

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૮)

( બોલિડા હંસા રે વિષય ન રાચીઇ–એ દેશી )

સિદ્ધારથના રે નંદન વિનવું, વીનતડી અવધારી,
ભવમંડપમા રે નાટક નાચીઓ, હવિં મુજ દાન દેવારિ સિ૦ ૧
ત્રિણિ રતન પ્રભુ આપો આપજી, જિમ નાવઇ સંતાપ,
દાન દેઅંતા વલિ કોસિર કિસી, આપો પદવી રે આપ. સિ
ચરણ અંગુઠે મેરૂ કંપાવીઓ, સુરનો મોડયો રે માન;
કર્મ તણા તે રે ઝગડા જીતીઆ, દીધુ વરસી રે ।

તીરથ તીરથ સુરતિબંદરઇ એ,
જુહારિયાં જુહારિયા એહ ઇગ્યાર કે,
દુરગતિના દુઃખ વારિઆએ, ઊપનો ઊપનો અતિ આણંદ કે,
સુરતિ તીરથ જુહારિયાએ

અંતે—

તપગચ્છિ હીર સમાન ગણધર વિજયસિંહસૂરિએ,
તસગચ્છ ભૂષણ તિલક વાચક, કીર્તિવિજય સુખકંદએ,
તસ ચરણ સેવક વિનય ભગતઇ, થુણ્યા શ્રી જિનરાજએ,
શશીકલા[१६] સંવત વર્ષ વસુ નિધિ, ફલ્યાં વંછિત કાજએ.

## શ્રી ધર્મનાથ આત્મજ્ઞાન પ્રકાશ સ્તવન

### અથવા ઊપમિતિ ભવપ્રપંચ સ્તવન

અંતે—

મન વચ કાયા થિર કરી, પરમ શુક્લ ધરી ધ્યાન,
ચારઇ કરમ દહી લહઇ, પરમ નિંદ નિધાન ૧૩૧
સિદ્ધિ સદા સુખ અનુભવઇ, અનુપમ કાલ અનંત;
અજર, અમર, અવિચલ રહઇ, પ્રણમુ તે ભગવંત. ૧૩૨
ધર્મનાથ આરાધતા, એ સવિ સિઝઇ કાજ,
અંતરંગ રિપુ જીતીઇ, લહીઇ અવિચલ રાજ ૧૩૩
ધરમનાથ આરાધીઇ, સેવકની અરદાસ,
દયા કરીને દીજીઇ, મુગતિ મહોદય વાસ. ૧૩૪
વાસ ન દિયો મુગતિનો, તો દ્યો સહજ ઊદાસ,
તેહ લહિ અમ્હ સાધસ્યું, સહજઇ શિવ અભ્યાસ. ૧૩૫
સત્તરસઇ ૧૭, સોલોતરઈ ૧૬, સૂરતિ રહી ચઊમાસ,

તવન રચ્યું મેં અલ્પમતિ, આત્મજ્ઞાન પ્રકાશ. ૧૩૬
શ્રી વિજયદેવસૂરિંદ પટ્ટિ, શ્રી વિજયપ્રભસૂરિ,
શ્રી કીર્તિવિજય વાચક તણા, વિનયવિજય રસ પૂરિ ૧૩૭

## શ્રી પુણ્યપ્રકાશ સ્તવનની ઢાલ છઠ્ઠી

ધન ધન તે દીન માહરો, જીહાં કીધો ધર્મ
દાન, શીયલ, તપ, આદરી, ટાળ્યાં દુષ્કર્મ ધન૦ ૧
શેત્રુંજાદિક તીર્થની, જે કીધી જાત્ર,
જુગતે જીનવર પુજીઆ, વળી પોષ્યા પાત્ર ધન૦ ૨
પુસ્તક જ્ઞાન લખાવીઆ, જિનવર જિન ચૈત્ય,
સંઘ ચતુર્વિધ સાચવ્યા, એ સાતે ક્ષેત્ર ધન૦ ૩
પડિક્કમણાં સુપરે કર્યાં, અનુકંપા દાન,
સાધુ સૂરિ ઉવજ્ઝાયને, દીધાં બહુમાન ધન૦ ૪
ધર્મકાજ અનુમોદીએ, એમ વારોવાર,
શિવ ગતિ આરાધન તણો, એ સાતમો અધિકાર ધન૦ ૫
ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠામ,
સમતા ભાવે ભાવીએ, એ આતમરામ ધન૦ ૬
સુખ-દુઃખ કારણ જીવને, કોઇ અવર ન હોય;
કર્મ આપ જે આચર્યાં, ભોગવીએ તે સોય ધન૦ ૭
સમતા, વિણ જે અનુસરે, પ્રાણી પુણ્યના કામ,
છાર ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ ધન૦ ૮
ભાવ ભલી પરે ભાવીએ, એ ધર્મનો સાર;
શિવગતિ આરાધન તણો, એ આઠમો અધિકાર ધન૦ ૯

### કલશ

ઇય તરણતારણ સુગતિ કારણ, દુઃખ નિવારણ જગજયો;
શ્રી વીરજિનવર ચરણ થુણતા, અધિક મન ઉલ્લટ થયો. ૧

શ્રી વિજયદેવસૂરિંદ પટધર, તીરથ જંગમ ઇણે જગે,
તપગચ્છપતિ શ્રી વિજયપ્રભસૂરિં, સૂરિ તેજે ઝગમગે. ૨

શ્રી હીરવિજયસૂરિ શિષ્ય વાચક, કીર્તિવિજય સુરગુરૂ સમો;
તસ શિષ્ય વાચક વિનયવિજયે, થુણ્યો જિન ચોવીસમો. ૩

સય સત્તર સંવત ઓગણત્રીશે, રહી રાંદેર ચોમાસ એ;
વિજય દસમી વિજય કારણ, કીયો ગુણ અભ્યાસ એ. ૪

નરભવ આરાધન સિદ્ધ સાધન, સુકૃત લીલ વિલાસ એ,
નિર્જરા હેતે સ્તવન રચીયું, નામે પુણ્ય-પ્રકાશ એ ૫



(૧૧)




## ચોવીસી રચના ૧૭૨૫ આસપાસ

### સમય ૧૬૬૫ થી ૧૭૩૫ આસપાસ

સત્તરમી સદીના સમર્થયોગી મહાન અધ્યાત્મજ્ઞાની, આગમના અભ્યાસી અને મહાવિદ્વાન શ્રી **આનંદઘનજી** અપર નામ **લાભાનંદજી**ના જીવન સબંધી, નિશ્ચિત સાલવાર જન્મ, દીક્ષા ને સ્વર્ગવાસ સબંધી કાંઈ હકીકત મળતી નથી, પણ અનુમાનથી તેઓશ્રીનો જન્મ, લગભગ ૧૬૬૫ આસપાસ હોવો જોઈએ અને નિર્વાણ સમય ૧૭૩૫ આસપાસ હોય એમ લગભગ મનાય છે તેઓશ્રીનુ સાધુ-અવસ્થામાં નામ શ્રી **લાભાનંદજી** હતુ તેઓનો જન્મ બુંદેલખંડ જીલ્લામા થયો હતો તેઓનો વિહાર મોટે ભાગે મારવાડ અને પાલણપુર આજુબાજુ હતો તેઓશ્રીએ ઘણા ચોમાસા મેડતામા (જોધપુર જીલ્લો) કર્યાં હતા એમ ઐતિહાસિક રીતે સાબીત થાય છે તેઓશ્રીનો પંન્યાસ **શ્રી સત્યવિજયજી** સાથે ઘણો સારો પરિચય હતો એમ જણાય છે અને દીક્ષા શ્રી તપગચ્છમા લીધી હોય એમ જણાય છે

તેઓશ્રીનો દેહોત્સર્ગ મેડતામા થયો છે શ્રી સત્યવિજયજી પંન્યાસ ક્રિયોદ્ધાર કરી શ્રી આનંદઘનજી સાથે વનવાસમાં રહ્યા હતા. એમ શ્રી આત્મારામજી મહારાજ શ્રી **જૈનતત્ત્વાદર્શ** ગ્રન્થમા કહે છે.

હવે તેઓશ્રીની **ચોવીસી** સબંધી થોડુ વિવેચન કરીએ. તેઓશ્રીની ચોવીસીમા, બાવીસ સ્તવનો તેઓશ્રીએ બનાવ્યા છે. બાકીના બે સ્તવનો બીજાની કૃતિ છે તેઓશ્રીની આ સ્તુતિ કાવ્યોમાં,

તેઓશ્રીનું અગાધજ્ઞાન તથા અપૂર્વ શૈલી જણાઇ આવે છે કેટલાક સ્તવનોમા એવા ટકશાળી કાવ્યો રચાયા છે, કે જે ખરેખર મોઢે કરી રાખવા જેવાં છે ટૂંકાં કાવ્યોમા શાસ્ત્રનો સાર મુકવો એ તેમની કૃતિઓની ચમત્કૃતિ છે અને સ્તવનોમા વૈરાગ્ય, તત્ત્વજ્ઞાન, યોગ તથા અધ્યાત્મજ્ઞાન દરેક વિષયો ઝળકી ઉઠે છે

તેઓના સ્તવનો વાંચતા આત્મા શાતરસમા મગ્ન થઇ જાય છે અને વૈરાગ્યવાસિત બને છે જુદા જુદા રાગોમા તેઓશ્રીએ સ્તવનો તથા પદો ગાયા છે– જેવા કે, વેલાવલ, ટોડી, સારંગ, ગોડી, કેદારો, આશાવરી, વસત, સોરઠ, માલસિરિ, દીપક, માલકોશ વગેરે

(૧)

૯મા સુવિધિનાથ સ્તવનમાં પ્રભુપૂજા વિષે લખે છે:—

સુવિધિ જિણેસર પાય નમીને, શુભ કરણી એમ કીજે રે,
અતિ ઘણો ઉલટ અંગ ધરિને, પ્રહ ઊઠી પૂજીજે રે. ૧
દ્રવ્ય ભાવ શુચિ ભાવ ધરિને, હરખે દહેરે જઇએ રે,
દહ તિગ પણ અહિગમ સાચવતા, એક–મના ધુરિ થઇએ રે. ૨
સુવિધિ જિણેસર પાય નમીને.

× ×

ઈમ પૂજા બહુ ભેદ સુણીને, સુખદાયક શુભ કરણી રે;
ભવિક જીવ કરશે તે લહેશે, આનંદઘન પદ ધરણી રે. ૮
સુવિધિ જિણેસર પાય નમીને.

* *

૧૧મા શ્રી શ્રેયાંસનાથ સ્તવનમા અધ્યાત્મજ્ઞાન વિષે કહે છે.—

નિજ સ્વરૂપ જે કિરિયા સાધે, તેહ અધ્યાતમ લહીએરે,
જે કીરીયા કરી ચઉગતિ સાધે, તે ન અધ્યાતમ કહીએ રે ૩
શ્રી શ્રેયાંસજિન અ તર જામી

× ×

અધ્યાત્મ જે વસ્તુ વિચારી, બીજા જાણે લબાસી રે,
વસ્તુ ગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મત વાસી રે ૬
શ્રી શ્રેયાસ જિન અ તર જામી આતમ રામી નામી રે

× ×

૧૩મા શ્રી વિમલનાથ સ્તવનમા પ્રભુદર્શનથી આત્માને, થતો આનદ પ્રગટ કરી પ્રભુપદની માગણી કરે છે.

દુ ખ દોહગ દૂરે ટળ્યા રે, સુખ સંપદ શું ભેટ,
ધીગ ધણી માથે કીયા રે, કુણ ગંજે નર ખેટ,
વિમલ જિન દીઠા લોયણ આજ
મ્હારાં સિધ્યા વ છીત કાજ, વિમલ જિન દીઠાં લોયણ આજ. ૧

× ×

અમિય ભરી મૂરતી રચી રે, ઊપમા ન ઘટે કોય,
શાત સુધારસ ઝીલતી રે, નિરખતા તૃપ્તિ ન હોય ૬
વિમલ જિન દીઠાં લોયણ આજ.
એક અરજ સેવક તણી રે, અવધારો જિન દેવ,
કૃપા કરી મુજ દીજીએ રે, આનદઘન પદ સેવ ૭
વિમલ જિન દીઠાં લોયણ આજ.

૧૪મા શ્રી અનંતનાથજીના સ્તવનમાં શ્રી જિનેશ્વરની આજ્ઞા પાળવી કેટલી દોહલી છે તેનું વર્ણન કવિશ્રી કરે છે

ધાર તરવારની સોહલી, દોહલી, ચઊદમા જિનતણી ચરણ સેવા;
ધાર પર નાચતાં દેખ બાજીગરા, સેવના ધાર પર રહે ન દેવા.
ધાર૦ ૧

\+ +

૧૫મા સ્તવનમા શ્રી ધર્મનાથજી સ્તવનમા ધર્મી આત્માનુ લક્ષણ કવિશ્રી બતાવે છે

ધર્મ જિનેસર ગાઊં રંગશું, ભંગ મ પડશો હો પ્રીત-જિ૦
બીજો મનમંદિર આણું નહી, એ અમ કુલવટી રીત-જિ૦ ૧
ધર્મ જિનેસર ગાઉં રંગશું.
ધરમ ધરમ કરતો જગ સહુ ફીરે, ધરમ ન જાણે હો મર્મ-જિ૦
ધરમ જિનેસર ચરણ ગ્રહ્યા પછી, કોઈન બાધે હો કર્મ-જિ૦ ૨

\+ +

મન મધુકર વર કરજોડી કરે, પદકજ નિકટ નિવાસ-જિ૦
ઘનનામી આનંદઘન સાંભળો, એ સેવક અરદાસ-જિ૦ ૩
ધર્મ જિનેસર ગાઊં રંગશુ

\+ +

સોલમા શ્રી શાંતિનાથજીના સ્તવનમા આત્મશાંતિ અને સમભાવનુ કવિશ્રી નિરૂપણ કરે છે

શાંતિજિન એક મુજ વિનંતિ, સુણો ત્રિભુવન રાય રે,
શાંત સરૂપ કિમ જાણીએ, કહો મન પરખાય રે. શાંતિ૦ ૧

\+ +

માન-અપમાન ચિત્ત સમગણે, સમગણે કનક પાષાણ રે;
વંદક નિંદક સમગણે, ઇસ્યો હોવે તું જાણ રે. શાંતિ૦ ૯

સર્વ જગ જંતુને સમગણે, સમગણે તૃણ મણિ ભાવ રે;
મુક્તિ સંસાર બેહુ સમગણે, મુણે ભવજલનિધિ નાવ રે.
શાંતિ જિન૦ ૧૦

- -

શાંતિ સરૂપ એમ ભાવશે, ધરી શુદ્ધ પ્રણિધાન રે,
આનંદઘન પદ પામશે, તે લહેશે બહુ માન રે. શાંતિ૦ ૧૫

× ×

સત્તરમા શ્રી કુંથુનાથજીના સ્તવનમાં મનને વશ કરવાની મુશ્કેલી વિષે
કવિશ્રી મનની સ્થિતિનું આબેહુબ વર્ણન કરે છે

કુંથુજિન મનડું કિમહિ ન બાઝે, હો કુંથુજિન
જિમ જિમ જતન કરીને રાખું, તિમ તિમ અલગું ભાજે હો.
કુંથુજિન૦ ૧

રજની વાસર વસતી ઉજડ, ગયણ પાયાલે જાય,
સાપ ખાયને મુખડું થોથું, એહ ઉખાણો ન્યાય હો કુંથુ૦ ૨

મુગતિ તણા અભિલાષી તપીઆ, જ્ઞાનને ધ્યાન અભ્યાસે;
વયરીડું કાંઇ એહવું ચિંતે, નાખે અવલે પાસે હો કુંથુ૦ ૩

આગમ આગમ ધરને હાથે, નાવે કિણ વિધ આંકુ,
કિહાં કણે જો હઠ કરી અટકું તો, વ્યાલ તણી પરે વાંકુ હો કુંથુ૦ ૪

જો ઠગ કહું તો ઠગતો ન દેખું, શાહુકાર પણ નાહિ,
સર્વ માંહે ને સહુથી અળગું, એ અચરિજ મનમાંહિ હો કુંથુ૦ ૫

જે જે કહું તે કાન ન ધારે, આપ મને રહે કાલો;
સુર નર પંડિત જન સમજાવે, સમજે ન મ્હારો સાલોહો.
કુંથુ० ६

મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકલ મરદને ઠેલે,
બીજી વાતે સમર્થ જે નર, એહને કોઇ ન જેલે હો. કુંથુ० ७

મન સાધ્યું તેને સઘળું સાધ્યું, એહ વાત નહીં ખોટી;
એમ કહે સાધ્યું તે નવિ માનું, એક હી વાત છે મોહોટી હો.
કુંથુ० ८

મનડું દુરારાધ્ય તેં વશ આણ્યું, તે આગમથી મતિ આણું,
**આનંદઘન** પ્રભુ માહરૂં આણો, તો સાચું કરી જાણું હો
કુંથુ० ९

હવે તેઓશ્રીના પદો માટે શું લખવાનુ હોય ? તેઓએ ૧૦૮ ઉપરાત પદો રચ્યા છે અને તેનુ વિવેચન શ્રી મોતીચંદ ગીરધરલાલ કાપડીયાએ સવિસ્તર કર્યું છે ને તેમાથી ૫૦ પદોનુ વિવેચન છપાયુ છે બાકીના ૫૮ પદોનુ વિવેચનવાળુ સાહિત્ય શ્રી મહાવીર જૈન વિદ્યાલય પાસે છે તેઓ વ્હેલી તકે પ્રગટ કરશે એવી આશા છે સુજ્ઞ વાંચકોને તે વાચવા ભલામણ છે. અત્રે તો તેઓના પદોમાથી થોડા પદો રજુ કરી સતોષ માનીએ છીએ પદોમા વૈરાગ્યરસ, શાતરસ, અધ્યાત્મજ્ઞાન, ભારોભાર ભરેલા છે તેઓશ્રીના ૧૦૮ પદોનુ વિવેચન શ્રીમદ બુદ્ધિસાગરસૂરિજીએ કર્યું છે શ્રી આનદઘન પદ ભાવાર્થ સંગ્રહ, પ્રકાશક શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મડળ ત્રીજી આવૃત્તિ જે વાંચવાથી આનદ ઉત્પન્ન થાય અને વૈરાગ્ય પેદા થાય અને નિશ્ચય અને વ્યવહાર દૃષ્ટિથી જે વિસ્તારથી વિવેચન કર્યું છે તે અવશ્ય વાચવા જેવું છે. શ્રી આનંદઘનજીના સ્તવનો ઉપર પ્રખર વિદ્વાનો પૂર્વાચાર્યો શ્રી

## શ્રી ઋષભદેવ સ્વામીનું સ્તવન.

(૧)

( રાગ–મારુ )

( કરમપરીક્ષાકરણ કુમર ચલ્યો રે—એ દેશી )

**ઋષભ** જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઔર ન ચાહું રે કંત;
રીઝયો સાહેબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ–અનંત.
ઋષભ૦ ૧

પ્રીત સગાઈ રે જગમાં સહુ કરે રે, પ્રીત સગાઈ ન કોય;
પ્રીત સગાઈ રે નિરુપાધિક કહી રે, સોપાધિક ધન ખોય
ઋષભ૦ ૨

કોઇ કંતકારણ કાષ્ઠભક્ષણ કરે રે, મિલશું કંતને ધાય,
એ મેળો નવિ કહીએ સંભવે રે, મેળો ઠામ ન ઠાય. ઋષભ૦ ૩

કોઈ પતિરંજન અતિ ઘણું તપ કરે રે, પતિરંજન તન તાપ,
એ પતિરંજન મેં નવિ ચિત્ત ધર્યું રે, રંજન ધાતુમિલાપ.
ઋષભ૦ ૪

કોઇ કહે લીલા રે અલખ અલખતણી રે, લખ પૂરે મન–આશ;
દોષરહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષવિલાસ ઋષભ૦ ૫

ચિત્ત પ્રસન્ને રે પૂજન ફળ કહ્યુ રે, પૂજા અખંડિત એહ,
કપટ રહિત થઈ આતમ–અરપણા રે, આનંદઘન પદ રેહ
ઋષભ૦ ૬

## શ્રી શાંતિનાથ સ્તવન.

(૨)

( રાગ મલ્હાર-ચતુર ચોમાસો પડકમી એ દેશી )

**શાંતિજિન એક મુજ વિનતી, સુણો ત્રિભુવનરાય રે,**
**શાંતિ સરૂપ કિમ જાણીયે, કહો મન કિમ પરખાય રે.**
શાંતિ૦ ૧

ધન્ય તું આતમ જેહને, એહવો પ્રશ્ન અવકાશ રે,
ધીરજ મન ધરી સાભળો, કહુ શાતિ પ્રતિભાસ રે શાતિ૦ ૨

ભાવ અવિ શુદ્ધ સાવ શુદ્ધ જે, કહ્યા જિનવર દેવ રે,
તે તિમ અવિતથ સદ્દહે, પ્રથમ એ શાંતિ પદ સેવ રે
શાતિ૦ ૩

આગમધર ગુરૂ સમકિતી, ક્રિયા સ વર સાર રે,
સ પ્રદાઈ અવ ચક સદા, સુચિ અનુભવ ધાર રે શાંતિ૦ ૪
શુદ્ધ અવલ બન આદરે, તજી અવર જ જાલ રે,
તામસી વૃત્તિ સવિ પરિહરી, ભજે સાત્ત્વિકી સાલ રે.
શાતિ૦ ૫

ફલ વિસ વાદ જેહમા નહીં, શબ્દ તે અર્થ સ બધી રે,
સકલ નયવાદ વ્યાપી રહ્યો, તે શિવ સાધન સ ધિ રે
શાતિ૦ ૬

વિધિ પ્રતિષેધ કરી આતમા, પદારથ અવિરોધ રે,
ગ્રહણુવિધિ મહાજને પરિગ્રહ્યો, ઇસ્યો આગમે બોધ રે
શાતિ૦ ૭

દેતાં દાન સંવત્સરી રે વાલા, સહુ લહે વંછિત પોષ મ૦;
સેવક વંછિત નવિ લહે રે વાલા, તે સેવકનો દોષ. મ૦
ધરિ૦ ૮

સખી કહે એ સાંભળો રે વાલા, હું કહું લક્ષણ સ્વેત મ૦;
ઈણ લક્ષણ સાચી સખી રે વાલા, આપ વિચારે હેત. મ૦
ધરિ૦ ૯

રાગીસુ રાગી સહુ રે વાલા, વૈરાગી સ્યો રાગ મ૦;
રાગ વિના કિમ દાખવો રે વાલા, મુગતિ સુંદરી માગ મ૦
ધરિ૦ ૧૦

એક ગુહ્ય ઘટતું નહિ રે વાલા, સઘળો ઈ જાણે લોગ મ૦,
અનેકાંતિક ભોગવો રે વાલા, બ્રહ્મચારી ગતસોગ. મ૦
ધરિ૦ ૧૧

જિણ જોગે તુઝને જોઉં રે વાલા, તિણ જોગે જોવો રાજ મ૦;
એક વાર મુઝને જુવો રે વાલા, તો સીઝે મુઝ કાજ. મ૦
ધરિ૦ ૧૨

મોહદશા ધરી ભાવતાં રે વાલા, ચિત્ત લહે તત્વ વિચાર મ૦;
વીતરાગતા આદરી રે વાલા, પ્રાણનાથ નિરધાર મ૦ ધરિ૦ ૧૩

સેવક પિણ તે આદરે રે વાલા, તો રહે સેવક મામ મ૦,
આશય સાથે ચાલીએ રે વાલા, એહિજ રુડું કામ મ૦
ધરિ૦ ૧૪

ત્રિવિધયોગ ધરી આદર્યો રે વાલા, **નેમનાથ** ભરતાર મ૦,
ધારણ પોષણ તારણો રે વાલા, નવરસ મુગતાહાર મ૦
ધરિ૦ ૧૫

કારણરૂપી પ્રભુ ભજ્યો રે વાલા, ગણ્યો ન કાજઅકાજ મ૦;
કૃપા કરી પ્રભુ દીજીએ રે વાલા, **આનંદઘન** પદરાજ. મ૦
ધરિ૦ ૧૬

ઘરિ આવો હો વાલિમ ઘરિ આવો,
મારી આશાના વિસરામ મનરાવાલા,
રથફેરો હો સાજન રથ ફેરો,
સાજન માહરા મનોરથ સાથ મનરાવાલા ૧

નારી પખો સ્યો નેહલો રે વાલા, સાચ કહે જગનાથ મ૦;
ઇશ્વર અરધ ગે ધરી રે વાલા, તું મુઝ ઝાલે ન હાથ મ૦
ઘરિ૦ ૨

પશુજનને કરુણા કરી રે વાલા, આણી હ્રદય વિચાર. મ૦,
માણુસની કરુણા નહી રે વાલા, એ કુણ ઘર આચાર મ૦
ઘરિ૦ ૩

પ્રેમ કલ્પતરુ છેદીયો રે વાલા, ઘરિયો યોગ ઘતૂર મ૦,
ચતુરાઇ રો કુણ કહો રે વાલા, ગુરુ મિલિઓ જગસૂર મ૦
ઘરિ૦ ૪

માહરુ તો એમા કયુ નહી રે વાલા, આપ વિચારે રાજ. મ૦,
રાજસભામા બેસતા રે વાલા, કી સડીબધ સી લાજ મ૦
ઘરિ૦ ૫

પ્રેમ કરે જગ જન સહુ રે વાલા, નિરવાહે તે ઓર. મ૦,
પ્રીત કરીને છાડી દે રે વાલા, તેહસું ચાલે ન જોર મ૦
ઘરિ૦ ૬

જો મનમા એહવુ હતુ રે વાલા, નિસ પતિ કરત ન જાણુ મ૦,
નિસ પતિ કરીને છાડતા રે વાલા, માણુસ હુયે નુકસાણ મ૦
ઘરિ૦ ૭

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૫)

(રાગ-ધન્યાસી)

વીર જિનેશ્વર ચરણે લાગું, વીરપણું તે માગું રે;
મિથ્યા મોહ તિમિર ભય ભાગું, જીત નગારું વાગું રે. વીર૦ ૧
છદ્મસ્થ વીરય લેશ્યા સંગે, અભિસંધિ જ મતિ અંગે રે;
સૂક્ષ્મ થૂલ ક્રિયાને રંગે, યોગી થયો ઉમંગે રે. વીર૦ ૨
અસંખ્ય પ્રદેશ વીર્ય અસંખે, યોગ અસંખિત કંખે રે;
પુદ્ગલગણુ તિણે લ્યેસુ વિશેષે, યથાસકતિ મતિ લેખે રે.
વીર૦ ૩
ઉતકૃષ્ટે વીરયને વેસે, યોગ ક્રિયા નવિ પેસે રે;
યોગતણી ધ્રુવતાને લેશે, આતમસકતિ ન ખેસે રે. વીર૦ ૪
કામ વીર્ય વશિ જિમ ભોગી, તિમ આતમ થયો ભોગી રે;
સૂરપણે આતમ ઉપયોગી, થાયે તેહને અયોગી રે. વીર૦ ૫
વીરપણું તે આતમઠાણે, જાગ્યું તુમચી વાણે રે,
ધ્યાન વિનાણે સકતિ પ્રમાણે, નિજ ધ્રુવપદ પહિચાણે રે.
વીર૦ ૬
આલંબન સાધન જે ત્યાગે, પર પરિણુતિને ભાગે રે;
અક્ષય દર્શન જ્ઞાન વિરાગે, આનંદઘન પ્રભુ જાગે રે
વીર૦ ૭

(૬)

(રાગ-આશાવરી)

રામ કહો રહેમાન કહો કોઉ, કાન કહો મહાદેવ રી;
પારસનાથ કહો કોઉ બ્રહ્મા, સકલ બ્રહ્મ સ્વયમેવરી રામ૦ ૧

ભાજન ભેદ કહાવત નાના, એક મૃત્તિકા રૂપ રી,
તૈસે ખંડ કલ્પના રોપિત, આપ અખંડ સ્વરૂપ રી રામ૦ ૨
નિજપદ રમે રામ સો કહિયે, રહિમ કરે રહેમાન રી,
કરશે કર્મ કાન સો કહિયે, મહાદેવ નિર્વાણ રી. રામ૦ ૩
પરસે રૂપ પારસ સો કહિયે, બ્રહ્મ ચિન્હે સો બ્રહ્મરિ,
ઇહ વિધ સાધો આપ **આનંદઘન** ચેતનમય નિઃકર્મરી. રામ૦ ૪

(૭)

(રાગ-સારંગ અથવા આશાવરી)

અબ હમ અમર ભયે ન મરેંગે. અ૦
યા કારન મિથ્યાત દીયો તજ, કયું કર દેહ ધરેંગે અ૦ (૧)
રાગ દોસ જગ બંધ કરત હૈ, ઇનકો નાસ કરેંગે,
મર્યો અનંત કાલ તે પ્રાની, સો હમ કાલ હરેંગે. અ૦ (૨)
દેહ વિનાસી હું અવિનાસી, અપની ગતિ પકરેંગે,
નાસી જાસી હમ થિર વાસી, ચોખે વ્હૈ નિખરેંગે અ૦ (૩)
મર્યો અનન્તવાર વિન સમજ્યો, અબ સુખ-દુઃખ વિસરેંગે,
**આનંદઘન** નિપટ નિકટ અક્ષર દો, નહી સમરે સો મરેંગે (૪)

(૮)

(રાગ-કલ્યાણ)

યા પુદ્ગલકા કયા વિસવાસા, હે સુપનેકા વાસારે, યા પુદ્ગલકા
ચમત્કાર બિજલી દે જૈસા, પાની બીચ પતાસા,
યા દેહીકા ગર્વ ન કરના, જંગલ હોય ગાવાસા,
યા પુદ્ગલકા૦ (૧)
જૂઠે તન, ધન જૂઠે જોબન, જૂઠે હે ઘરવાસા,
**આનંદઘન** કહે સબહી જૂઠે, સાચા શિવપૂર વાસા,
યા પુદ્ગલકા૦ (૨)

(૯)

## આયુષ્યની અસ્થિરતા વિષે.

(રાગ–વેલાવલ)

ક્યા સોવે ઉઠ જાગ બાઉરે,
અંજલિ જલ જ્યું આયુ ઘટત હૈ,
દેત પહોરિયાં ઘરિય ઘાઉરે. ક્યા૦ ૧
ઇંદ ચંદ નાગિંદ મુનિ ચલે, કોણ રાજા પતિ સાર રાઉરે;
ભ્રમત ભ્રમત ભવ જલધિ પાયકેં,
ભગવંત ભજન વિન ભાઉ ના ઉરે ક્યા૦ ૨
કહા વિલંબ કરે અબ બાઉરે, તરી ભવજલનિધિ પાર પાઉરે,
આનંદઘન ચેતનમય મૂરતિ,
શુદ્ધ નિરંજન દેવ ધ્યાઉરે ક્યા૦ ૩

## શરીર અને આત્મા વિષે.

સાખી.

જગ આશા જંજીરકી, ગતિ ઉલટી કુલ મોર,
ઝક્યો ધાવત જગતમેં રહે છૂટો ઇક ઠોર.

(રાગ–આશાવરી)

અવધૂ ક્યા સોવે તન મઠમે, જાગ વિલોકન ઘટમેં. અવધૂ૦
તન મઠકી પરતીત ન કીજે, ઢહિ પરે એક પલમે,
હલચલ મેટિ ખબર લે ઘટકી, ચિહ્ને રમતાં જલ મેં અવધૂ૦ ૧
મઠમેં પંચ ભૂતકા વાસા, સાસા ધૂત ખવીસા,
છિન છિન તોહી છલનકું ચાહે, સમજે ન બૌરા સીસા
અવધૂ૦ ૨
શિર પર પંચ વસે પરમેસર, ઘટમે સૂછમ બારી;
આપ અભ્યાસ લખે કોઈ વીરલા, નિરખે ધ્રૂકી તારી. અવધૂ૦ ૩
આશા મારી આસન ધરી ઘટમે, અજપા જાપ જગાવે,
આનંદઘન ચેતનમય મૂરતિ, નાથ નિરંજન પાવે. અવધૂ૦ ૪

કોઈ કોઈને કેડે મત પડો, કેડ પડયાં આણે લાજ,
નિરાગી પ્રભુ પણ ખિચીઓ, ભગતે કરી મેં સાત રાજ.
શ્રી શાંતિ૦ ૩

મન માંહિ આણી વાસીઓ, હવે કિમ નિસરવા દેવાય;
જો ભેદ રહિત મુજ શું મિલે, તો પલક માંહિ છૂટાય.
શ્રી શાંતિ૦ ૪

કબજે આવ્યા કિમ છુટશો, દીધા વિણુ કવણુ કૃપાલ,
તો શ્યું હઠવાદ લેઈ રહ્યા, કહે **માન** કરો ખુસિયાલ.
શ્રી શાંતિ૦ ૫

## શ્રી નેમીનાથ સ્તવન.

(૩)

( અબ પ્રભુ સુ ઇતની–કહું એ દેશી )

નેમિ જિણુંદ નિરંજણો, જઈ મોહ થલે જલ કેલ રે,
મોહનના ઉદભટ ગોપી, એકલમલ્લે નાંખ્યા ઠેલ રે. ॥૧॥

સ્વામી સલૂણા સાહિબા, અતુલીબલ તુ વડવીર રે, સા૦

કોઇક તાકી મૂકતી, અતિ તીખાં કટાક્ષનાં બાણુ રે;
વેધક વચણુ બંદુક ગોલી, જે લાગે જાયે પ્રાણુ રે. સા૦ ॥૨॥

અંગુલી કટારી ઘોચતી, ઉછાલતી વેણી કૃપાણુ રે,
સિંથો ભાલા ઉગામતી, સિંગ જલ ભરે કોક બાણુ રે. સા૦ ॥૩॥

ફૂલ દડા ગોલી નાખે, જે સત્ત્વ ગઢે કરે ચોટ રે;
કુચયુગ કરિ કુંભસ્થલે, પ્રહરતી હૃદય કપાટ રે સા૦ ॥૪॥

(૧૩)

## જ્યોતિર્ધર મહોપાધ્યાય શ્રી યશોવિજયજી.

પ્રખર નૈયાયિક, તાર્કિક શિરોમણિ, મહાન જ્યોતિર્ધર, ન્યાયવિશારદ, ન્યાયાચાર્ય આગમ રહસ્યવિદ, ગૂર્જરગિરાના સાહિત્યકાર શ્રી યશોવિજયજીનો જન્મ ગુજરાતમાં પાટણ પાસે ધીણોજથી ત્રણ માઈલ દૂર આવેલા કનોડુ ગામમાં થયો હતો. તેઓશ્રીનો જન્મ સંવત મળતો નથી. તેઓશ્રીના પિતાનું નામ નારાયણ અને માતાનું નામ સોભાગદે હતું.

આઠ વર્ષની ઉંમરે સાંભળવા માત્રથી ૪૪ ગાથાનું શ્રી ભક્તામર સ્તોત્ર સંસ્કૃત કંઠસ્થ કર્યું હતું. આ વાત જાણી મુનિવર શ્રી નયવિજયજીએ જસવંતકુમારની માગણી તેમની માતાજી પાસે કરી. જૈન આગમોના ઉદય કર્યો. કુટુંબના સાત ઘર વચ્ચે એકનો એક પુત્ર હોવા છતાં માતાજીએ રજા આપી અને સં. ૧૬૮૮માં પાટણમાં આચાર્ય શ્રી વિજયદેવસૂરિજીને હાથે દીક્ષા આપવામાં આવી. સાથે તેમના ભાઈ પદમસિંહે પણ દીક્ષા લીધી જેમનું નામ મુનિશ્રી પદ્મવિજયજી રાખવામાં આવ્યું. ગુરુ પાસે શાસ્ત્રાભ્યાસ કર્યો. અગિયાર વર્ષ બાદ સંવત ૧૬૯૯માં અમદાવાદમાં આઠ અવધાન કર્યાં ને સમયે શેઠ ધનજી સુરા તથા શહેરના અન્ય અગ્રણીઓએ તેમને વધુ અભ્યાસ કરાવવા વિનંતી કરી; ને કાશી અભ્યાસ કરવા પોતાના ગુરુ શ્રી નયવિજયજી મહારાજ સાથે ગયા. તે સમયે ત્યાંના પંડીતોનું ખર્ચ અમદાવાદના શેઠ ધનજી સુરાએ કર્યો ત્યાં ત્રણ વર્ષ રહી ન્યાય, તર્ક વગેરે વિષયોનો અભ્યાસ કર્યો ને વિદ્યાગુરુનો અપૂર્વ પ્રેમ મેળવ્યો, અને ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કર્યો, એટલું જ નહિ પણ અન્ય છ એ દર્શનોનું તલસ્પર્શી અધ્યયન કર્યું

*   *

નિદ્રા હોય મોહ પટરાણી, રમાદિકથી મ હારી
અંતરાય દરવાનું ને જ્ઞાનાવરણીય લડતા ભાગી મ૦ ૭

જય જય હુઓ મોહ જ મુઓ હુઓ નું જગનાવ,
લોકાલોક પ્રકાશ થયો તવ, મોક્ષ ગતવે ભાગ મ૦ ૮

છતો તિમ ભગતને છતાવે, મહાગો મનાવે.
તરણતારણ સમરથ છે તું હી, માનવિજય નિત ધ્યાવે મ૦ ૯



(૧૩)

## જ્યોતિર્ધર મહોપાધ્યાય શ્રી યશોવિજયજી.

પ્રખર નૈયાયિક, તાર્કિક શિરોમણી, મહાન્ જ્યોતિર્ધર, ન્યાય વિશારદ, ન્યાયાચાર્ય શાસન પ્રભાવક, ગૂર્જરરત્ન પૂજ્યપાદ શ્રી યશોવિજયજીનો જન્મ ગુજરાતમાં પાટણ પાસે ધીણોજથી ત્રણ માઇલ દૂર આવેલા કન્હોડુ ગામમાં થયો હતો તેઓશ્રીનો જન્મ સંવત મલતો નથી તેઓશ્રીના પિતાનું નામ **નારાયણ** અને માતાનું નામ **સોભાગદે** હતુ

સાત વર્ષની ઉમ્મરે સાંભળવા માત્રથી ૪૪ ગાથાનું શ્રી ભક્તામરસ્તોત્ર સંસ્કૃત કંઠસ્થ કર્યું હતુ આ વાત જાણી મુનિવર શ્રી **નયવિજયજી**એ જશવંતકુમારની માગણી તેમની માતાજી પાસે કરી જૈન આગેવાનો એકત્ર કર્યા. કુટુંબમા સાત ઘર વચ્ચે એકનો એક પુત્ર હોવા છતા માતાજીએ રજા આપી અને સ. ૧૬૮૮માં પાટણમાં આચાર્ય શ્રી વિજયદેવસૂરિજીને હાથે દીક્ષા આપવામાં આવી સાથે તેમના ભાઇ પદમસિંહે પણ દીક્ષા લીધી જેમનુ નામ મુનિશ્રી **પદ્મવિજયજી** રાખવામાં આવ્યુ. ગુરૂ પાસે શાસ્ત્રાભ્યાસ કર્યો. અગીયાર વર્ષ બાદ સવત ૧૬૯૯માં અમદાવાદમાં આઠ અવધાન કર્યાં. તે સમયે શેઠ ધનજી સુરા તથા સઘના અન્ય અગ્રણીઓએ તેમને વધુ અભ્યાસ કરાવવા વિનતી કરી, ને કાશી અભ્યાસ કરવા પોતાના ગુરૂ શ્રી નયવિજયજી મહારાજ સાથે ગયા તે સમયે બ્રાહ્મણ પડીતોનો ખરચ અમદાવાદના વતની શાહ ધનજી સુરાએ કર્યો ત્યા ત્રણ વર્ષ રહી ન્યાય, તર્ક વગેરે વિષયોનો અભ્યાસ કર્યો ને વિદ્યાગુરૂનો અપૂર્વ પ્રેમ મેળવ્યો, અને ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કર્યો, એટલુ જ નહિ પણ અન્ય છએ દર્શનોનુ તલ સ્પર્શિ અધ્યયન કર્યું.

* *

તેઓશ્રીએ શ્રી દ્રવ્યગુણપર્યાય રાસ બનાવી ટોણો મારનારાઓને ચૂપ કર્યા તેના ઉપર પોતે ટીકા રચી છે

ત્યાંથી વિહાર કરી વડોદરે, મીયાગામ થઈ સુરત તથા ગંદિરમાં ચોમાસા કર્યા. ત્યાં પં. સત્યવિજયજી તથા શ્રી જ્ઞાનવિમલસૂરિનો સમાગમ થયો ને ત્યા દેવતાનુ આરાધન કરી ત્રણે મહાપુરૂષોએ ક્રિયોદ્ધાર કરવાનો નિર્ણય કર્યો

શ્રી સુરત ગોપીપુરામા આવેલા શ્રી સૂર્યમંડન પાર્શ્વનાથના દેરાસરમા આ નિર્ણય કરી ગચ્છાધિપતી શ્રી વિજયસિંહસૂરિએ મુખ્ય અઢાર શિષ્યોને ક્રિયોદ્ધાર માટે જણાવ્યું અને પં. સત્યવિજયજીએ આ બીડુ ઝડપી લીધુ તે કાર્યમાં ઉપા શ્રી યશોવિજયજીનો સંપૂર્ણ સહકાર હતો.

ત્યારબાદ મેડતા (જી. જોધપુર)માં શ્રી આનંદઘનજીનો મેળાપ થયો અને વિશેપ પરિચય થતા અધ્યાત્મજ્ઞાનથી સ્થિરતા આવી શ્રી આનંદઘનજી ઉપાધ્યાયજી માટે કહેતા કે–'હુ તો સંત છુ ' પણ ઉપા૦ યશોવિજયજી તો શાસનના રક્ષક, ગીતાર્થ પ્રવર્તક અને આત્માર્થી પુરૂપ છે તેઓશ્રીએ સંસ્કૃત, પ્રાકૃત તથા ગુજરાતી ભાષામાં વિપૂલ સાહિત્ય રચના કરી છે ગુજરાતી ભાપામા લગભગ ૫૩ કૃતિઓની રચના કરી છે ઘણા ખરા ગ્રન્થોનુ પ્રકાશન થયુ છે સં ૧૯૯૨મા ગુર્જર સાહિત્ય સંગ્રહ બે વિભાગમાં પ્રગટ થયા છે તેને સામાન્ય અર્થ સાથે પ્રકાશન કરવાનુ આ ફંડ તરફથી નક્કી કર્યું છે, ને એક બે વર્ષમાં વિભાગો પાડીને તેનુ પ્રકાશન ગુજરાતી વાચકો સમક્ષ રજુ કરવાની ઉમેદ છે તેઓશ્રીની શ્રી જંબુકુમાર રાસની હસ્તલિખિત પ્રતિ ઉપરથી તેની ફોટો કોપી તૈયાર કરાવી છે. ને તેનુ આધુનિક શૈલીએ વિવેચન ટીપ્પણ તૈયાર કરી, પ્રગટ કરવામા આવશે. તેઓશ્રીના ગુજરાતી કાવ્યોમાં ભકિતરસ વૈરાગ્ય તથા

તારૂં ધ્યાન તે સમકિત રૂપ, તેહ જ જ્ઞાનને ચારિત્ર તેહ છેજી,
તેહથી રે જાએ સઘલાં પાપ ધ્યાતા ધ્યેય સ્વરૂપ
હોયે પછેજી ૪

દેખી રે અદ્ભુત તાહરૂં રૂપ, અચરિજ ભવિક અરૂપી પદ વરેજી,
તાહરી ગત તું જાણે હો દેવ, સમરણ ભજન તે
વાચક જસ કરેજી ૫

## શ્રી શાન્તિનાથ જિન સ્તવન.

(૫)

( [illegible] ની દેશી )

ગજપુર નયર વિભૂષણ દૂષણ ટાલતા રે કે દૂષણ૦
વિશ્વસેન નરનાહનો કુલ અજુઆલતો રે કે કુલ અ૦
અચિરાનંદન વંદન કીજે નાહલ્યું રે કે કીજે નં૦
શાંતિનાથ મુખ પૂનિમ શશિ પરિ ઉલ્લસ્યું રે કે શશિ પ૦ ૧

કંચન વરણી કાયા માયા પરિહરે રે કે માયા૦
લાખ વરસનું આઉખું મૃગ લંછન વરે રે કે મૃગ૦
એક સહસ્યું વ્રત ગ્રહે પાતિક વન દહે રે કે પાતિ૦
સમેતશિખર શુભ ધ્યાનથી શિવ પદવી લહે રે કે શિવપ૦ ૨

ચાલિશ ધનુ તનુ રાજે ભય ઘણા રે કે ભાજે૦
બાસઠ સહસ મુનિસર વિસમે પ્રભુ તણા રે કે વિસમે૦
એકસઠ સહસ છસેં વલી અધિકી સાહુણી રે કે અધિ૦
પ્રભુ પરિવારની સંખ્યા એ સાચી સુણી રે કે એ સા૦ ૩

ગરૂડ યક્ષ નિરવાણી પ્રભુ સેવા કરે રે કે પ્રભુ૦
તે જન બહુ સુખ પાવશે જે પ્રભુ ચિત્ત ધરે રે કે પ્રભુ૦

મદઝરતા ગજ ગાજે તસ ઘર આંગણે રે કે તસ૦
તસ જગ હિમકર સમ જશ કવિઅણ ભણે રે કે જશ૦ ૪

દેવ ગુણાકર ચાકર હું છું તાહરો રે કે હું છું૦
નેહ નજર ભરી મુજરો માનો માહરો રે કે મુજ૦
તિહુઅણ ભાસન શાસન ચિત કરુણા કરો રે કે ચિત૦
કવિ જશવિજય પયંપે મુજ ભવ દુ ખ હરો રે કે મુજ૦ ૫

## શ્રી શાંતિનાથ જિન સ્તવન.

(૬)

( સુણી પશુઆ વાણી રે—એ ઢાલ )

જગ જન મન રંજે રે, મનમથ બલ ભજે રે, ....૧
નવિ રાગ ન દ્વેષ તું, અંજે ચિત્ત શ્યું રે.

શિર છત્ર વિરાજે રે, દેવ દુંદુભિ વાજે રે,
ઠકુરાઈ ઇમ છાજે, તોહિં અકિંચનો રે ....૨

થિરતા ધૃતિ સારીરે, વરી સમતા નારી રે;
બ્રહ્મચારી શિરોમણિ, તો પણ તુ સુણ્યો રે. ....૩

ન ધરે ભવ રંગો રે, નવિ દોષ આસંગો રે;
મૃગ લંછન ચંગો, તો પણ તૂ સહી રે ..૪

તુજ ગુણ કુણ આખે રે, જગ કેવલી પાખે રે,
સેવક જશ ભાખે, અચિરા સુત જયો રે. ....૫

પશુઅ પુકાર સુણી કરી, ઇણિ અવસરે જિનરાય,
તસ દુઃખ ટાળી વાળી, રથ વ્રત લેવા જાય,
તબ બાલા દુઃખ ઝાલા, પરવશિં કરે રે વિલાપ,
કહિયે જો હવે હું છંડી, તો દેશો વ્રત આપ. ....૬

સહસ પુરુષસ્યું સંયમ લીએ, શામલતનુ કંતિ,
જ્ઞાન લહી વ્રત આપે, રાજીમતી શુભ સંતિ,
વરસ સહસ આઉખું, પાળી ગઢ ગિરનાર,
પરણ્યા પૂર્વ મહોચ્છવ, ભવ છાંડી શિવનાર. ....૭

સહસ અઢાર મુનીસર, પ્રભુજીના ગુણવંત,
ચાલીસ સહસ સુસાહુણી, પામી ભવનો અંત,
ત્રિભુવન અંબા અંબા–દેવી સુર ગોમેધ,
પ્રભુ–સેવામાં નિરતા, કરતા પાપ નિષેધ. ....૮

અમલ કમલ દલ લોચન, શોચન રહિત નિરીહ,
સીહ મદન ગજ ભેદવા, એ જિન અકળ અબીહ;
શૃંગારી ગુણધારી, બ્રહ્મચારી શિર લીહ,
કવિ **જસવિજય** નિપુણ ગુણ, ગાવે તુઝ નિસ દીહ. ....૯

## શ્રી નેમિનાથ સ્તવન.

(૮)

તોરણથી રથ ફેરી ગયા રે હા, પશુઆ દેઈ દોષ મોરે વાલિમા;
નવ ભવ નેહ નિવારીયો રે હાં, શો જોઇ આવ્યા જાન. મો૦ ૧
ચંદ્ર કલંકી જેહથી રે હા, રામને સિતા વિયોગ; મો૦
તેહ કુરંગને વયણડે રે હાં, પતિ આવે કુણ લાજ. મો૦ ૨

છોરૂંગી મૈં નહિ તેરો સંગ, ગઇલી ચલુ જિઉં છાયા
અંગ. દિલ૦ ૯

એમ વિલવતી ગઇ ગઢ ગિરનાર, દેખે પ્રીતમ રાજુલ નાર.
દિલ૦ ૧૦

કંતે દીનું કેવલજ્ઞાન, કીધા પ્યારી આપ સમાન. દિલ૦ ૧૧

મુગતિ મહલમેં ખેલે દોય, પ્રણમે જસ ઉલસિત હોય. દિલ૦ ૧૨

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

### (૧૦)

(રાગ–મલ્હાર)

વામાનંદન જિનવર, મુનિવરમાં વડો રે કે મુનિ૦
જિમ સુરમાહિ સોહે, સુરપતિ પરવડો રે કે સુ૦
જિમ ગિરિમાંહી સુરાચલ, મૃગમાહે કેસરી રે કે મૃ૦
જિમ ચંદન તરૂમાંહે, સુભટમાંહી મુર અરી રે કે સુ૦ ૧

નદીયાંમાંહિ જિમ ગંગ, અનંગ સુરૂપમાં રે કે અ૦
ફૂલમાહિ અરવિંદ, ભરતપતિ ભૂપમાં રે કે ભ૦
ઐરાવણ ગજમાહિ, ગરૂડ ખગમા યથા રે કે ગ૦
તેજવંતમાંહિ ભાણુ, વખાણુમાહિ જિન કથા રે કે વ૦ ૨

મંત્રમાંહિ નવકાર, રતનમાંહિ સુરમણિ રે કે ર૦
સાગરમાહિ સ્વય ભુરમણ,–શિરોમણિ રે કે ૦
શુકલધ્યાન જિમ ધ્યાનમાં, અતિ નિરમલપણે રે કે અ૦
શ્રી નયવિજય વિબુધ પય,–સેવક ઈમ ભણે રે કે સે૦ ૩

કંપિલછન નવકર તનુ જિનજી, સજળ ઘના ઘન વન્ન,
સંયમ લીએ શત તીનસ્યુ હો, સવિ કહે જયું ધન ધન્ન.
પરમે૦ ૨

વરસ એકશત આઉખું હો, સિદ્ધિ સમેતગિરીસ,
સોળ સહસ મુનિ પ્રભુ તણા હો, સાહૂણી સહસ અડતીસ.
પરમે૦ ૩

ધરણરાજ પદ્માવતી હો, પ્રભુશાસન રખવાળ,
રોગસોગ સંકટ ટળે હો, નામ જપત જપમાળ. પરમે૦ ૪
પાસ આસપુરણ અબ મેરી, અરજ એક અવધાર,
શ્રી નયવિજય વિબુધ પદ સેવી, જસ કહે ભવજળતાર.
પરમે૦ ૫

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૧૩)

( રાગ–ધનાશ્રી )

ગિરૂઆરે ગુણ તમ તણા, શ્રી વર્ધમાન જિન રાયા રે;
સુણતાં શ્રવણે અમી ઝરે, મારી નિરમળ થાએ કાયા રે ગિ૦ ૧
તુમ ગુણગણ ગંગાજળે, હુ ઝીલી નિરમળ થાઊ રે,
અવર ન ધંધો આદરૂં, નિશદિન તારા ગુણ ગાઊં રે. ગિ૦ ૨
ઝીલ્યા જે ગંગા જળે, તે છીલ્લર જળ નવી પેસે રે,
જે માલતી ફૂલે મોહીયા, તે બાવળ જઈ નવી બેસે રે. ગિ૦ ૩
ઈમ અમ્હે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યાને વળી માચ્યા રે;
તે કિમ પરસુર આદરે, જે પરનારી વશ રાચ્યા રે. ગિ૦ ૪
તું ગતિ તું મતિ આશરો, તુ આલંબન મુજ પ્યારો રે;
વાચક જસ કહે માહરે, તુ જીવ જીવન આધારો રે ગિ૦ ૫

કુંણિલંછન નવકર તનુ જિનજી, સજળ ઘના ઘન વન્ન;
સંયમ લીએ શત તીનસ્યું હો, સવિ કહે જ્યું ધન ધન્ન.
પરમે૦ ૨

વરસ એકશત આઉખું હો, સિદ્ધિ સમેતગિરીસ,
સોળ સહસ મુનિ પ્રભુ તણા હો, સાહૂણી સહસ અડતીસ.
પરમે૦ ૩

ધરણરાજ પદ્મમાવતી હો, પ્રભુશાસન રખવાળ,
રોગસોગ સંકટ ટળે હો, નામ જપત જપમાળ. પરમે૦ ૪
પાસ આસપુરણ અબ મેરી, અરજ એક અવધાર,
શ્રી નયવિજય વિબુધ પદ સેવી, જસ કહે ભવજળતાર.
પરમે૦ ૫

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૧૩)

( રાગ–ધનાશ્રી )

ગિરૂઆરે ગુણ તમ તણા, શ્રી વર્ધમાન જિન રાયા રે;
સુણતાં શ્રવણે અમી ઝરે, મારી નિરમળ થાએ કાયા રે ગિ૦ ૧
તુમ ગુણગણ ગંગાજળે, હું ઝીલી નિરમળ થાઊં રે,
અવર ન ધંધો આદરૂ, નિશદિન તારા ગુણ ગાઊં રે. ગિ૦ ૨
ઝીલ્યા જે ગગા જળે, તે છીલ્લર જળ નવી પેસે રે,
જે માલતી ફૂલે મોહીયા, તે બાવળ જઈ નવી બેસે રે ગિ૦ ૩
ઈમ અમ્હે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યાને વળી માચ્યા રે;
તે કિમ પરસુર આદરે, જે પરનારી વશ રાચ્યા રે. ગિ૦ ૪
તું ગતિ તું મતિ આશરો, તુ આલંબન મુજ પ્યારો રે;
વાચક જસ કહે માહરે, તુ જીવ જીવન આધારો રે ગિ૦ ૫

ચરણ તુઝ શરણમેં ચરણ ગુણનિધિ ગ્રહ્યા,
ભવતરણ કરણદમ સરમ દાખો,
હાથજોડી કહે **જસવિજય** બુધ ઈસ્યું,
દેવ નિજ ભુવનમાં દાસ રાખો. આજ૦ ૭

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૧૫)

દુઃખ ટળિયાં સુખ દીઠે મુજ સુખ ઉપનાં રે,
ભેટયા ભેટયા **વીરજિણંદ** રે;
હવે મુજ મન મંદિરમાં પ્રભુ આવી વસો રે,
પામું પામું પરમાનંદ રે. દુઃખ૦ ૧

પીઠબંધ ઈહાં કીધો સમકિત વજ્રનો રે,
કાઢયો કાઢયો કચરો ને ભ્રાંતિ રે;
ઇહાં અતિ ઊંચા સોહે ચારિત્ર ચંદ્રુઆ રે,
રુડી રુડી સવર ભીત્તિ રે. દુ.ખ૦ ૨

કર્મ વિવર ગોખિ ઇહાં મોતી ઝુમણાં રે,
ઝુલઈ ઝુલઈ ધી ગુણ આઠ રે,
બાર ભાવના પંચાલી અચરજ કરે રે,
કોરિ કોરિ કોરણિ કાઠ રે દુખ૦ ૩

ઇહાં આવી સમતા રાણીસ્યું પ્રભુ રમો રે,
સારી સારી થિરતા સેજ રે,
કિમ જઇ સકસ્યો એક વાર જો આવસ્યો રે,
રંજયા રજયા હિયડાની હેજ રે દુ.ખ૦ ૪

## પરમાત્મા-દર્શન.

(૧૭)

( રાગ-કાફી જંગલો)

**ચેતન ! અબ મોહે દર્શન દીજે. ટેક૦**

તુમ દર્શને શિવસુખ પામી જે, તુમ દર્શને ભવ છીજે.
ચેતન૦ ૧

તુમ કારણ તપ-સંયમ કિરિયા, કહો કહાંલો કીજે;
તુમ દર્શન બિન સબયા જૂઠી, અંતર ચિત્ત ન ભીંજે. ચેતન૦ ૨

ક્રિયા મુઢમતિ હે જન કોઇ, જ્ઞાન ઓરકું પ્યારો;
મિલિત ભાવ રસ દોઉ ન ચાખે, તું દોનું સેં ન્યારો ચેતન૦ ૩

સબમેં હે ઓર સબમે નાંહિ, તું નટ રૂપ અકેલો,
આપ સ્વભાવે વિભાવે રમતો, તું ગુરૂ અરૂ તું ચેલો. ચેતન૦ ૪

જોગી જંગમ અતિથિ સંન્યાસી, તુજ કારણે બહુ ખોજે;
તું તો સહજ શકિતસ્યુ પ્રગટે, ચિદાનંદકી મોજે. ચેતન૦ ૫

અકલ અલખ પ્રભુ તું બહુરૂપી, તું અપની ગતિ જાને,
અગમ રૂપ આગમ અનુસારે, સેવક સુજસ બખાને. ચેતન૦ ૬



૩ **શ્રી શાંતિનાથ ચરિત્ર**—મહાકવિ હર્ષે બનાવેલું **નૈષધીય** મહાકાવ્યના દરેક શ્લોકનું એક એક પાદ લઈ નવા ત્રણ પાદો રચી ૭ સર્ગમા બનાવ્યું છે.

૪ **શ્રી સપ્તસંધાન મહાકાવ્ય**—સં. ૧૭૬૦માં નવસર્ગમાં રચ્યું. તેમા શ્રી પાચ તીર્થંકરો શ્રી રૂષભદેવ, શ્રી શાંતિનાથ, શ્રી નેમનાથ, શ્રી પાર્શ્વનાથ, શ્રી મહાવીરસ્વામીના જીવન-ચરિત્રો તથા શ્રી રામચંદ્ર તથા શ્રી કૃષ્ણવાસુદેવ એમ સાત મહાપુરૂષોના જીવન-ચરિત્રો લખ્યાં આ કાવ્ય પર પોતે ટીકા પણ રચી છે.

૫ **શ્રી અર્હદ્ ગીતા**—જેમાં છત્રીસ અધ્યાયો છે. શ્રી ભગવદ્ગીતામાં જેમ શ્રી ભગવાન ઊવાચ અને શ્રી અર્જુન ઊવાચ એ વાકયો છે, તેમ આ અર્હદ્ ગીતામાં શ્રી ભગવાન ઊવાચ અને શ્રી ગૌતમ ઊવાચ એમ દરેક અધ્યાયના પ્રારંભમાં છે. આ ગ્રંથમાં જ્ઞાન-સાધના, ક્રિયા-સાધના તથા આધ્યાત્મિક વિષયોની ચર્ચા છે. ૨૭મા અધ્યાયના ૧૫ શ્લોકમાં ઉપાધ્યાયજીએ જિન તથા શિવના સમાન અર્થોની વ્યાખ્યા કરી છે, જે શ્લોક નીચે મુજબ છે.

एवं जिनः शिवो नान्यो नाम्नि तुल्येऽत्र मात्रया ।
स्थानादि योगाज्जरायो र्नवयोश्चैक्यमजायत ॥१५ ॥

**ભાવાર્થ**—જિનનો "જ" અને "ઇ" તથા શિવનો "શ" અને "ઇ" બન્નેનુ તાલુ સ્થાન છે તથા જિનનો "ન" અને શિવનો "વ" બન્નેનું દન્તસ્થાન સરખુ છે;

શત્રુંજય ગિરિ છત્ર, નાભિ નરેસર પુત્ર,
આજ હો જીપે રે, જગદીસર તેજે ભાણુનેજી. ૨

આયો હું પ્રભુ પાસ, સેવક શો શાબાશ;
આજ હો આશા રે, સાહિબ વિણુ કેહની દાસનેજી. ૩

મન માને અરદાસ, માને મોટિમ જાસ,
આજે હો તોહે રે, મન મોહે નયન પસાઉલેજી. ૪

નામ ધરી જે નાથ, લે સહુનાં દિલ હાથ;
આજ હો નેહી રે, સ્થિતિ એહી મોટા મેઘનીજી૦ ૫

## શ્રી શાંતિનાથ સ્તવન.

(૨)

( સાહિબ બાહુ જિનેસર વિનવુ—એ દેશી )

સજની શાંત મહારસ સાગરૂ, સેવો શાંતિજિણંદ હો;
સ૦ આશ પૂરે સવિદાસની, વિચરે કાંઈ વિદેશ હો. સ૦ શા૦ ૧

સ૦ સમતા શું મમતા ધરી, સંઘરી રાખી શાંતિ હો,
સ૦ એ પ્રભુસેવાથી સહી, ભાવઠ ભાંજે ભ્રાંતિ હો.સ૦ શાં૦ ૨

સ૦ ઇણે ઘરવાસે ભોગવી, ષટ્ખંડ ઋદ્ધિ નાથ હો,
સ૦ તીર્થંકર પદ સંપદા, ભોગવી શિવપુર સાથ હો. સ૦ શાં૦ ૩

સ૦ દેવ અવર જે આદરે, જે છંડી જિનરાય હો,
સ૦ તે સુરતરૂ છાયા તજી, બાઉલીયા દિશિધાય હો સ૦ શા૦ ૪

સ૦ પરિજન અરિજન બેઉ સમાં, સમવડી રંકને રાય હો;
સ૦ પ્રભુ સમતારસ પૂરીયો, મેઘ સમો કહેવાય હો. સ૦ શા૦ ૫

## શ્રી નેમિનાથ સ્તવન.

### (૩)

(દીઠો સુવિધ જિણંદ સમાધિ રસે ભર્યો હો લાલ સ૦—એ દેશી)

રાજી કરીયે આજ કે, યાદવ રાજીયા હો લાલ કે યાદવ રાજીયા;
નાથ નિવાજ અવાજના, વાજા વાજીયા હો લાલ કે–વા૦
જલપરે જગ સુખ્યાન કે, રાજે રાજીયા હો લાલ કે–રા૦
દીજે મુજ શિર હાથ કે, છત્ર જપુ છાજીયા હો લાલ કે–છ૦ ૧

તુમ સોભાગી સ્વામી, રાગી જન ઘણા હો લાલ કે–રા૦
વલી સેવાનો જોગ ન, પામે તુમ તણા હો લાલ કે–પ૦
અવધારો અરદાસ સદા કુણ કેહની હો લાલ કે–સ૦
ભાવ તિસિ દીયો સિદ્ધિ કે, નિશ્ચય નેહની હો લાલ કે–નિ૦ ૨

સ્વારથીયાની વાત, નકો મન સદ્દહે હો લાલ કે–ન૦
પરમારથીયા લોક, તુમે સહુકો કહે હો લાલ કે–તુ૦
શિવ સારથીયા જીવ, જગત્રય ધારીયે હો લાલ કે–જ૦
સહુ સાથે તિમ નાથ, નેહી પણ તારીયે હો લાલ કે–ને૦

તુમ પ્રસાદ જસવાદ, સવાદ સવે મલે હો લાલ કે–સ૦
ન હુએ કોઈ અપવાદ, નિવાજ સરસ ભલે હો લાલ કે–નિ
તુઠયો જાણી જિણુંદ કે, પૂઠો પડિવજયો હો લાલ કે–પ
અષ્ટ સિધ્ધિ લઇ હાથ કે, મહિમા વજવજયો હો લાલ કે–મ૦

જુગતે આઠે જામ કે, નામ ન વિસરૂ હો લાલ કે–ના૦
ગુણે તુમહિ જાણી મન, મોટીમ હુ ધરૂ હો લાલ કે–મો
મયા કરો મહારાજ, નિવાજે ઇણિપરે હો લાલ કે–નિ૦
પિયુ પિયુ સાદે **મેઘ** મહી તલસર ભરે હો લાલ કે–મ૦

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

(૪)

( તે મુનિવર જગ વંદીયે—એ દેશી )

જિનવર પ્રાસ પસાઉલે, ઘર છાજે હો વર મંગલ કેલિ કે;
પ્રભુ બગસીસ કરે સહી, સહુ કાજે હો રાજે રંગરેલિ કે. ૧
સોભાગી એ જિન સેવિયે, સેવાનો હો સાહિબ છે જાણ કે;
મંત્ર તંત્રાદિ જપ્યા વિના, સેવકને હો કરે જગ સુલતાન કે. સો૦ ૨
પુરીસાદાણી પાસજી, મહી મહિમા હો જાગે જયવંતકે;
ધરણેંદ્ર ને પદમાવતી, કરે સાનિધ હો ભગતા ભગવંત કે. સો૦ ૩
દાસ કહે કરજોડીને, તેં કીધા હો જગ મહા ઉપગાર કે;
નારાયણ નર રાજીયો, તે તુજને હો છાજયો છત્રધાર કે. સો૦ ૪
કમલ રમલ કરે ઘણી, ઘણીઆણી હો આણી અતિરૂપ કે;
ભોગ ભલી પરે ભોગવે, તુજ ધ્યાને હો માને થયા ભૂપ કે સો૦ ૫
સાહી બાહ તે જેહની, પાતસાહી, હો આવી તસ હાથ કે;
સોવન રૂપા મેઘ જયું સહી વરસે હો નમતાં તુમ નાથ કે.સો૦ ૬

## શ્રી મહાવીર જિન સ્તવન

(૫)

( સુણ જિનવર શેત્રુંજા ધણીજી—એ દેશી )

કોડી ગમે ગુન્હા કર્યાજી, વિષયે થયો લયલીન,
તે બગસીસ હવે કરોજી, અરિહંત વીર અમીન.
જિનેસર શાસનનો શણગાર ૧
ઓળગીયા ઓળ ભડેજી, મત આણો મન રીસ,

જે પૂછે સરજ્યા સદાજી, જપે ઈમ જગદીશ ૨ જીનેસર૦
લળી લળી લટકે પાયે પડુ જી, વળી વળી વિનવુ એહ,
સમકિત ચિત્ત તુમશુ મિલ્યોજી, મત મુકાવો નેહ. ૩ જિનેસર૦
કહો કેણી પરે કીજીયેજી, વ્હાલો તુ વીતરાગ,
જાગતે કાઇ ન રજીએજી, લાલચનો શો લાગ ૪ જિનેસર૦
ધ્યાતા દાતા ધન તણોજી, ત્રાતા તુ જિનરાય,
કેવલ લક્ષ્મી વર કરોજી, **મેઘવિજય** ઉવજઝાય ૫ જિનેસર૦

## ચોવીસી કળશ.

(૬)

ઈમ થુણ્યા જીનવર સરસ રાગે, ચોવીસે જગના ધણી,
થિર રાજ આપે, જાસ જાપે, આપ આવે સુરમણિ,
સવિ સિદ્ધિ સાધો જિન આરાધો, **સ્તવન માળા** ગળે ધરી,
બહુ પુન્ય જોગે સુખ સજોગે, પરમ પદવી આદરી (૧)
તપગચ્છ રાજે તેજ કાજે, શ્રી **વિજયપ્રભ** ગણધરૂ,
તસ પટ્ટધારી વિજયકારી, **વિજયરત્ન** ધુર ધરૂં,
કવિરાજ રાજે ગુણ ગાજે, **કૃપાવિજય** જયકરૂં,
તસ શિષ્ય ગાવે ભગતિભાવે, **મેઘવાચક** જિનવરૂ (૨)

---

दिवसे दिवसे लक्ख देइ सुवन्नस्स खडिय एगो।
एगो पुण सामाइय करेइ पहुप्पह तस्स॥

અર્થ–એક માણસ રોજ સુવર્ણની એક લાખ ખાડી (૫૬ મણ) શુભ ક્ષેત્રમાં દાન કરે છે અને એક માણસ રોજ સામાયિક કરે છે, તો તે દાન આપનાર સામાયિકના ફળને પહોચતો નથી ૧

સામાયિકમાં સાવદ્યના પરિહારવડે જે જીવોના પ્રાણોને અભય મળે છે, તે પ્રાણોનુ મૂલ્ય સમસ્ત પૃથ્વીના મૂલ્ય કરતા પણ અધિક છે, તેથી સર્વ દાનોમા અભયદાન મુખ્ય છે

(૧૫)




( ચોવીસી રચના, સંવત ૧૭૩૦ ઔરંગાબાદ )

શ્રી તપગચ્છમાં શ્રી **વિજયપ્રભસૂરિના** સમયમાં શ્રી લાભવિજયજીના શિષ્ય શ્રી વૃધ્ધિવિજયજી થયા છે. તેઓશ્રીનો જન્મ સંવત કે સ્વર્ગવાસ સંવત વગેરે હકીકત જાણવામાં નથી. તેઓશ્રીની સાહિત્ય-રચના નીચે મુજબ.

(૧) શ્રી જીવવિચાર સ્તવન સ ૧૭૧૨ ગણદેવી
(૨) શ્રી નવતત્ત્વવિચાર સ્તવન સ ૧૭૧૩ ઘોઘાબદર.
(૩) શ્રી ચોવીસી સં ૧૭૩૦-ઔરંગાબાદ
(૪) શ્રી ઉપદેશમાલા પ્રકરણ બાલાવબોધ
(૫) શ્રી દશવૈકાલિકની સજ્ઝાય

## શ્રી ઋષભજિન સ્તવન.

(૧)

( મ્હારી સહીરે સમાણી—એ દેશી )

નાભિ નરેસર નંદન પ્યારા, જીવન જગદાધારારે,
મ્હારાં અંતરજામી;
તુહિજ માહરો આતમરામ, હું બલિહારી તુમ નામ રે,
મ્હારા અંતરજામી, તું સુંદર સિવગઇ ગામી રે.
મ્હારા અંતરજામી. ૧ (આંકણી)
મુઝ મનમોહ્યું તુજ મુખ મટકઈ,લાગી લાલ વિલોચન લટકાઇ રે.
મ્હા૦

તુઝ મિલવા નઇ મુજ મન તરસઇ, વલી હેજ ઇહિયડલુ હરસાઇરે.
મ્હા૦ ૨

આજ મનોરથ સવિ મુઝ ફલીઓ, જો તુ સાહિબ મિલિઓ રે,
મ્હા૦

જબ થઇ તુઝ સ્યુ મુઝ લય લાગી, સબ ભાવઠિત બ થઇ ભાગી રે
મ્હા૦ ૩

પ્રીતિની રીતિ પ્રભુ જો પાલો, તો નેહ નિજર નિહાલો રે. મ્હા૦
જો મુઝ વછિત કાજ સુધારો, તો એ વીનતિ અવધારો રે.
મ્હા૦ ૪

જો નિજ સેવક પ્રભુ જાણી જઇ, તમ વીનતિ દિલ આણી જઇરે
મ્હા૦

મહેર કરી મુજરો તમ દીજઇ, વૃદ્ધિવિજય સુખ કીજઇરે
મ્હા૦ ૫

## શ્રી શાંતિનાથ સ્તવન.

(૨)

( ઝંઇર આમા આલલિ રે—એ દેશી )

શાંતિ જિણેસર સાહિબારે, વસિયો મનમા આઇ,
વીસાર્યો નવિ વીસરઇ રે, જો વરિસા સો થાઇ જિણેસર૦ ૧
( આચલી )

રાત દિવસ સૂતા જાગતા રે, દિલથી દૂર ન હોય,
અંતરજામી આપણો રે, તિલક સમો તિહુ લોય
જિણે૦ ૨

નયણ ઉરે નિહાલતાં રે, સાહેબનો દીદાર;
હેજઈ હિયડું ઉલ્લસઈરે, કીજઈ તસ બલિહાર. જિણં૦ ૩
શુણી દૂરિ રહ્યાં થકાં રે, દરિસણની હુઈ ચાહ;
પણિ તો પૂગઈ મન રૂલી, જો ઝાલઈ પ્રભુ બાંહ. જિણં૦ ૪
દીજે દેવ દયા કરી રે, દરસણ આપો આપ;
અહ્નિસિ કૈં અલવેશ દૂરે, વૃદ્ધિવિજયે તુઝ જાપ. જિણં૦ ૫

## શ્રી નેમિનાથ સ્તવન.

(૩)

( બન્યો હે કુંયરરો સહેરો—એ દેશી )

નેમિનગીના નાહલા, સામલીયા સસનેહ હો;
સયણ સાંભલો મુજ મન વાતડી, કહઈ રાજુલ ગુણ ગેહહો
સયણ૦ ૧

વારી હો તુઝ પરિ સાહિબા, ચૂક પડઇ જન મુગધનઈં;
પણિ ચતુર તે ચૂકઈં કેમહો, સ૦, જે સુણિ પિસુણા વાતડી,
પરિહરો ઈંમ પ્રભુ નેમ હો સયણ૦ વારી હો તુઝ૦ ૨
પિસુણ તે પરઘર ભાંજવા, અછતી દાખઈ ખોડિ હો સયણ,
વિરલા હોઈ પરકજૂ, પણિ પરઘર ભંજણ કોડિહો સયણ૦
વારી૦ ૩

આપ વિયોગી જે હુઈ, તે ન સહઈ પરસંયોગ હો, સયણ૦
એ કલિકાલમાં અતિઘણાં, એહવા અદેખા લોગહો સયણ૦
વારી૦ ૪

જો જો સ્યો ચતુરાઇ ઈ ગુણ અવગુણ સુ વિચારી હો સયણ,
તો તુમ્હે વૃદ્ધિવિજય પ્રભુ, માનસ્યો વીનતિ સાર હો સયણ૦
વારી હો૦ ૫

ચતુર હુઈ તે સમઝી કહ્યો, ભાવભેદ ભલી ભાતિ જી,
ઢાલ કહેજ્યો રૂડઈ રંગઈ, આલાપી મન ખાંતિજી ૨

રહી અવરંગાવાદિ ચુમાસઈ, સંવત સત્તરવીસજી,
ભાદ્રવ માસિ બહુ ઉલ્લાસિ, વદિ પંચમી સુજગીસજી ૩

યુગ પ્રધાન વરતપગચ્છનાયક, શ્રી વિજયપ્રભસૂરિંજી;
બુધ શ્રી શ્રીરવિજય પદસેવક, શ્રી લાભવિજય ગુરુ ગાજિંજી. ૪

તસ પદ પંકજ મધુકર વિનવઈ, વૃદ્ધિવિજય કરજોડિજી;
એ ચઉવીસી ભાવઈ ભણતા, પામજ્યો વંછિત કોડિજી. ૫

॥ इति चतुर्विंशति जिनगीतानि संपूर्णानि ॥

---

आस्तामचिन्त्यमहिमा जिन! संस्तवस्ते,
नामापि पाति भवतो भवतो जगन्ति।
तीव्रातपोपहतपान्थजनान्निदाघे,
प्रीणाति पद्मसरसः सरसोऽनिलोऽपि ॥
—कल्याणमन्दिर स्तोत्र श्लोक-७

અર્થ-હે જિનેશ્વર! અચિન્ત્યમહિમાવાળું આપનું સ્તવન તો દૂર રહો, તમારું નામ પણ ત્રણે જગતના જીવોને સંસારથી તારે છે ગ્રીષ્મ ઋતુમાં તીવ્ર તાપથી પીડાયેલા પથિકોને કમળયુક્ત સરોવરનો જળકણોવાળો પવન પણ પ્રસન્નતા ઉપજાવે છે



(૧૬)

# શ્રી ચારિત્રકુશલ

(૧૭૩૧ ચોવીશી–રચના)

શ્રી કરણકુશળજીના શિષ્ય શ્રી ચારિત્રકુશળજીએ ચોવીસી સંવત ૧૭૩૧ માં રચી છે બીજી ગ્રંથ-રચના જાણવામાં નથી. ચોવીસીને અંતે નીચે મુજબ છે

સંવત ૧૭૩૧ વર્ષે ચતુર્વિંશતિ જીનાના સ્તવનાનિ કૃતાનિ શ્રાવિકા લાડકુમર પઠનાય लेखकपाठकयो प्रत्यहं सुखं भूयात्। શ્રીરસ્તુ, કલ્યાણમસ્તુ, શ્રીમદ્‌જિનશાતિ-પાદાબ્જ પ્રસન્નૈઃ

ચોવીસીની શુદ્ધ પ્રતિ (શ્રી ગોડીજી જ્ઞાન ભંડાર આ. ૩૪. પત્ર ૬) છે. આ સાથે તેમનાં પાચ સ્તવનો લીધા છે.

## શ્રી ઋષભદેવ સ્તવન.

(૧)

(સીમધર કરજો એ દેશી)

મોહિ રહ્યા મન મોજસું, સુંદર ઊચઈ ગેહનરે,
જો છો પ્રભુ તુમ વેગલા, પાલજો નેહ અછેહનરે
મનડુ હમારૂં મોહીયુ૰ ૧

મનડું હમારૂં મોહીયું, શ્રી શ્રી રિષભજી જીણંદનરે,
લપટાણો દિલ તોહશું, જીમ જાણો અહિચંદનરે મનડું૦ ૨

શંકર ગંગાની પરઇ, પંકજ ભમર કહેવાયનરે,
મારી સાયર ચંદ્રમા, મોતી સીપ સુહાયનરે મનડું૦ ૩

જલદ અનઇ મોરા મનઇ. તરૂ પંખીનઈ કહીઇરે,
જિમ વિરહણિ વલ્લભ મનૈ, હસ્તિ રેવા લહી જઇરે મનડું૦ ૪

ઈમ તુમસું દિલ માહરૂં, લાગો પ્રભુ નિરધારનરે,
સમરથ સાહિબ તું સહી, સકલ જંતુ જગિતારનરે મનડું૦ ૫

સફલ થઇ મુજ જીભલડી, અમૃતમય જલધારનરે,
ગુણ ગાતાં જીનજી તણાં, ટલીઆ પાપ અપારનરે,
મનડું૦ ૬

અંગ આલસ સવિ પરિહરી, થુણીઆ શ્રી જિનરાજનરે,
કેશરકુશલ ગુરૂ શીસને સફલ ફલ્યા શુભ કાજનરે મનડું૦ ૭

## શ્રી શાંતિનાથ સ્તવન.

(૨)

( દેશી—ગ્સીપાની )

ચિત્તડું વેંધ્યું રે શાંતિજીણંદશું, પલટયો નવિ પલટાય, દયાકર,
અંગ સકોમલ નિરૂપમ નિરખતા, લોચન હરખિત થાય.
દયાકર ચિત્તડું૦ ૧

મનહર મૂરતિ મનમાહિ વસી, અવરન નાવ ફરે દાય દયાકર,
આંબ અંજબફલ મૂકી વેગલા, આકડોડા કુણ ખાય. દયાકર
ચિત્તડું૦ ૨

જે જેહસું દિલ લાગું ..વ ટલ, કહીએ કોડી ઉપાય, દયાકર;
મજીઠ તણું રંગનો પટ ધોઇએ, તોહી રંગ ન જાય, દયાકર.
ચિત્તહું૦ ૩

આસ કરી નઈ રે જાચક આવીયાં, તસ કીમ કીજૈ નિરાશ દયાકર;
જીમ તિમ નેહિ દિલાસો દેઈને, સફલ કરો મુજ આસ.
દયાકર. ચિત્તહુ૦ ૪

વિશ્વસેન કુલે દિનમણિ સારિખો, અચિરા માત સુજાણ દયાકર,
કેરણકુશલ ગુરૂ સેવકને હોય, ભવિ ભવિ જિનવર પ્રાણ.
દયાકર. ચિત્તહું૦ ૫

## શ્રી નેમનાથ સ્તવન

(૩)

(મોટા મોટા યાદવ વંશ કાંઈ લજાવે સાહિબ શામલા હો લાલ)

હાંજી રથફેરી ચાલ્યા યાદવરાય, રાજુલ સહીયાંમુખી
સાભલી હો લાલ,
હાજી મુરછાગતિ થઇ તામ, ચેત રહિત ધરણી ઢલી હો લાલ. ૧
હાજી નયણે આંસુ ધાર, જાણે પાવસ ઊલટયો હો લાલ,
હાંજી કરતી વિરહ વિલાપ, પ્રીતમ કાંઈ મુજથી ફીટયા
હો લાલ ૨

હાજી કોઇક અવગુણ દાખિ, વાલ્હા વિરચિજૈ પછે હો લાલ;
હાંજી અબલા તજી નિરદોષ, ફિર ચાલ્યા શોભા નછે
હો લાલ. ૩

હાજી હું જાનતી મનમાહિ, માહરી સમવડી કુણ કરઈ હો લાલ;

હાંજી (સમુદ્ર વિજય) ગયનંદ, ત્રિભુવનપતિ સુજને વરે.
હો લાલ ૪

હાંજી હવિકી મનમાં આશ, હું કરતી નેમ તાહરી હો લાલ,
હાંજી કીધી નિપટ નિરાશ, આશ ન્હીં મન માહરી. હો લાલ. ૫

હાંજી સુદર્શન કીકી માહરી ચાલ, સાસૂનઈ પાયે ના પડી હો લાલ;
હાંજી નેમજી ન દીઠો માહરો રૂપ, દેવરીઓ ન ચાખી
માહરી સુખડી. હો લાલ. ૬

હાંજી રાજુલ ધરી વઇરાગ, પીઉ પહિલાં શિવ સંચરી હો લાલ,
હાંજી ચારિત્રકુશલ કહે ધન્ય, ત્રિહું જગમાં શોભાવરી.
હો લાલ. ૭

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

(૮)

(ઢાલ-નીંદલીની)

ઇંદ્રપુરી સમ સોહતી વણારસી હો નયરી સિણગાર કિ;
અશ્વસેન ભૂપતિ ભલો વામા ઘરિ હો ઘરણી સુવિચાર કિ૦ ૧

ત્રિણ જગનાયક જનમીયા, મહોદય હો દાયક મહારાજ કિ;
આજિ હરખ અંગે ઉપનો તુમ સુરતિ હો દીઠ જિનરાજ કિ.
ત્રિણ જગ૦ ૨

ધન દિન જિનવર આજનો, મૈં દિઠો હો દરસણ સુખકાર કિ;
અનંત ગુણે કરિ રાજતો, પ્રભુ ગુણનો હો નાવે પાર લગાર કિ.
ત્રિણ જગ૦ ૩

અહનિશિ સુતા જાગતાં, તોરા ગુણ ગાવું દિલમાંહિ કિ;
ઈશ્વર કિહું માગુ નહિ, આપો આપો નિજ પદવી ઉછાહિ કિ.
ત્રિણ જગ૦ ૪

ત્રેવીસમા જિન આગલે, કરજોડી હો કરીએ અરદાસ કિ, ૪
કેરણ કુશલ ગુરૂ શિસને, સભારી હો દીજઈ સુખવાસ કિ.
ત્રિણ જગનાયક૦ ૫

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૫)

(રાગ–ધન્યાશ્રી–મેટયારે ગિરિરાજ–દેશી)

સુવર્ણ રૂપા રત્ના, ગઢ રચે રૂચિરસું સાર,
તિહાં બઈસી દે દેશના પ્રતિબોધે રે, પ્રભુ પરખદા બારા કે. ૧

સમરયાં રે જિનરાજ, મુજ ભાવથી રે સઘલી ગઈ ભાજ,
સીધા રે મુજ મનના કાજ, સમરયા રે જિનરાજ ૨

વાણી તે જોયોજન ગામિણિ, નમી સમાણી જાણી,
કુસુમ વૃષ્ટિ કરે દેવતા, અંગે અધિકોરે શુભ ઉલ્લટ આણિકે.
સમ૦ ૩

વાજિંત્ર વાજે સામટા, સુર દુંદુભિ ઝણકાર,
સોલ સજી દેવાગના, જિન આગલિરે કરે નાટક સાર કે
સમ૦ ૪

આજ ઘડી મુજ રંગરલી, મુર વૃક્ષ ચઢીઓ હાથ;
કામ કુંભ વર પામીયો, હુઓ હુઓ રે હુ સહીરે સનાથ કે.
સમ૦ ૫

ચઊવીસમા જિન વિનંતી, ચિત્ત આણીએ મહારાજ,
હુવિત પુર દૂરે ટલ્યો, અબ હુઈ રે મુજસુ દિન અવાજ કિ.
સમ૦ ૬

ધન્ય ધન્ય ત્રિશલા માડલી, જગી જનમીયા જયકાર,
નામ જપતાં તાહરો, સુખ શિવના રે જીન લહીએ ઉદાર કિ
સમ૦ ૭

ભાવ ધરિ જે ગાવસે, લહસ્યે તે સુખ કરાર;
મજ્જન ભોજન સાસતા, વલી સંપદ રે સાચી નિરધાર કિ.
સમ૦ ૮

સાચ મતે સમરણ કરૂ, હું તાહરૂં જીનરાય;
કરણ કુશલ ગુરૂ શીષ નઇ, પ્રભુ દીજૈ રે તુમ સુભ સુપસાય કિ.
સમ૦ ૯

---

ध्यानाज्जिनेश ! भवतो भविन क्षणेन,
देहं विहाय परमात्मदशां व्रजन्ति ।
तीव्रानलादुपलभावमपास्य लोके,
चामीकरत्वमचिरादिव धातु भेदा॰ ॥
—कल्याणमन्दिर स्तोत्र श्लोक-१९

અર્થ—હે જિનેશ્વર ! આપના ધ્યાનથી ભવ્યપ્રાણિઓ ક્ષણવારમાં શરીરનો ત્યાગ કરીને પરમાત્મદશાને પ્રાપ્ત કરે છે જેમ લોકમાં ધાતુભેદોમાટી પાષાણમા મળેલ ધાતુઓ પ્રબળ અગ્નિ વડે પાષાણપણાનો ત્યાગ કરીને તત્કાળ સુવર્ણપણાને પ્રાપ્ત કરે છે.



(૧૭)

## શ્રી તત્ત્વવિજયજી.

(ચોવીસી રચના-૧૭૩૫, વિજાપુર)

પ્રખ્યાત મહોપાધ્યાય શ્રી યશોવિજયજીના શિષ્ય શ્રી તત્ત્વવિજયજી છે. તેઓશ્રીએ વિજાપુરમાં ચોવીસી રચના કરી છે. તેઓશ્રીનો જન્મ સંવત-સ્થળ તથા સ્વર્ગવાસની હકીકત જાણવામાં નથી આવતી તેઓશ્રીની ચોવીસી શિવાય બીજી સાહિત્ય-રચના ૧-શ્રી અમરદત્ત મિત્રાનંદ રાસ સં૦ ૧૭૨૪ સ્યાણી શહેરમા બનાવ્યો. ૨ શ્રી જ્ઞાનપંચમી સ્તુતિ

અમરદત્ત મિત્રાનંદ રાસની પ્રશસ્તિ,

ચોમાસું રહી સ્યાણી સહેરઇ, શ્રી નયવિજય વિબુધ વરરાજે.
જશવિજય ઉવજ્ઝાય શિરોમણી;
તસપદ-પદ્મ મધુકર સરિખો સેવકમા શિરતાજજી,
અમરદત્ત મિત્રાનદરાસ તત્ત્વવિજય કવિરાજજી,

ચોવીસીની પ્રત ન મળવાથી શ્રી ઋષભદેવ સ્તવનની બે કડી તથા શ્રી મહાવીરસ્વામી સ્તવનની કલશ કડી લીધી છે. આખી પ્રત મળેથી બીજી આવૃત્તિમા લઈશુ

### શ્રી ઋષભદેવ સ્તવન.

(૧)

(ઘડીરે આમા આબલી રે-એ દેશી.)

ઋષભજીણુંદ મયા કરી રે, દરિસન દાખો દેવ,

અલજો છઇ મનમાં ઘણો રે, કરવા તાહરી સેવ.
જીણેસર તુમ્હસુ અધિક સનેહ. ૧

## શ્રી વીરજિન સ્તવન.

(૨)

**શ્રી નયવિજય** કવિરાજ વિરાજઇ,
શ્રી જશ વિજયવાચક છાજઇ,
સેવક **તત્ત્વવિજય** ઇમ જ પઇ, નિત નિત નવલ દિવાજઇ રે.
પ્રભુ વીર જીણુંદ મે ગાયો, ૫

---

धन्यास्त एव भुवनाधिप! ये त्रिसन्ध्य-,
माराधयन्ति विधिवद्विधुतान्यकृत्या ।
भक्त्योल्लसत्पुलकपक्ष्मलदेहदेशा,
पादद्वय तव विभो! भुवि जन्मभाजः ॥

—कल्याणमन्दिर स्तोत्र, श्लोक-३४

અર્થ—હે ત્રણ ભુવનના ધણી, હે વિભો! અન્ય કાર્યોને જેણે સર્વથા છોડી દીધા છે અને ભકિતથી ઉલ્લાસ પામતા પુલકિત થયેલા શરીરના ભાગોવાળા જે પ્રાણીઓ વિધિપૂર્વક ત્રણે કાળ આપના બન્ને ચરણોને પૂજે છે, તેઓ જ ધન્ય છે



(૧૮)



## શ્રી જીવણુવિજયજી.



ચોવીશી રચના-૧૭૩૮-રાણકપુર.

શ્રી હીરવિજયસૂરિજીની પરંપરામા શ્રી જીવવિજયજીના શિષ્ય શ્રી જીવણુવિજયજી થયા તેઓશ્રીની બીજી કૃતિ શ્રી આલોચના અનુમોદના સજ્ઝાય છે તે સિવાય બીજી ગ્રંથ-રચના જાણવામા નથી આચાર્ય શ્રી રામચંદ્રસૂરિના શિષ્ય શ્રી માનતુગવિજયજીના સગ્રહમાથી આ ચોવીશી લીધી છે. આ સાથે તેમના પાચ સ્તવનો લીધા છે

### શ્રી આદિનાથજિન સ્તવન

(૧)

(દેશી—ગોડીની)

મોહ્યો મન મધુકર ગુણ ફૂલ, સાહિબજી ઉડાયો ઉડે નહિ જી;
પ્રભુસુરતિ અતિહી અમૂલ, સા૦ નયણ ઠરે દીઠો સહીજી. ૧
મલવા મનમે મોરી છે આશ, સા૦ પણ કર્મ અશુભ દીસે ઘણા જી;
વિસવાવીસ અછે વિશ્વાસ, સા૦ તુજથી તાવ જાશે ચેતનતણા જી. ૨
કોઈ પૂર્વ ભવાંતર નેહ, સા૦ આવી બન્યોરે તુમથી ઘણો જી;
તિણે દાખો રખે પ્રભુ છેહ, સા૦ હાજરબંદો હું છુ જિનતણો જી. ૩
જાણોવલી વેલા જો મુઝ, સા૦ તો ઢીલ ઘડી કરતા રખે જી;
વાલ્હા વાત કહી જે મેં ગુજ, સા૦ હેત ધરી હિયડે લખે જી ૪
તું તો નાભિનો નાભિનો નંદ, સા૦ આદિકરણ આદીસરૂજી;
એ તો મરૂદેવી સુત સુખકંદ, સા૦ જીવણુવિજયને જયકરૂ જી. ૫

## શ્રી શાંતિજિન સ્તવન.

( ૨ )

( કેવલી અચલ કહેવાણી )

જય જગનાયક જિનચંદા, તુજ દરિસણ નયનાનંદારી,

સુણો સાહિબ શાંતિ જિણંદા !

જિન સોલસમો પંચમ ચક્રી, પય પ્રણમે ચોસઠ શક્રરી સુ૦ ૧

આપ ઓલગુઆ મન આણો, મલિયો મનમાન્યો એ ટાણોરી સુ૦

અવસર લહી ચતુર ન ચૂકે, નિજ દાસ નિરાશ ન મૂકેરી સુ૦ ૨

ટલે તન-મન તાપ તો મેરા, ચાહી ચરણ ગ્રહું હું તોરારી, સુ૦

તુજ સંગમથી સુખ પાયો, જાણે ગંગાજળમાં ન્હાયોરી. સુ૦ ૩

અલગા અરિવંછિત હોશી, સાહિબજો સનમુખ જોશીરી, સુ૦

પ્રભુ મિલવા જે મન કરશે, થઈ એકમનો ધ્યાન ધરશેરી સુ૦ ૪

નેક નજરે નાથ ! નિહાલી, મુજ ટાલો મોહજ જાલીરી, સુ૦

કહે જીવણ જિનચિત્તધારી, ભજિયે ભવિ મુક્તિ તૈયારી સુ૦ ૫

## શ્રી નેમિનાથ જિન સ્તવન.

(૩)

(પ્રથમ જિનેશ્વર પૂજવા સૈયર મોરી )

સુખકર સાહિબ શામલો, જિનજી મારો નાહ સુરંગો નેમ હો;

કામિત કલ્પતરૂ સમો, જિ૦ રાજિમતી કહે એમ હો,

કામણગારા કંતજી ! મનમોહન ગુણવંતજી ! જિ૦

એક રસોરથ વાલ હો ૧

ત્રેવડ મુજ તજવા તણી, જિ૦ હુતી જો શિવ હુંશ હો;

અબલા બાલ ઉવેખવા, જિ૦ શી કરી એવડી ધૂમ હો કા૦ ૨

ઉંડા કાં ન આલોચિયા, જિ૦ સગપણ કરતાં સ્વામી હો;
પાણી પી ઘર પૂછવું, જિ૦ કાંઈ ન આવે તે કામ હો. કા૦ ૩
ઓલંભે આવે નહીં, જિ૦ રાજુલ ઘર ભરતાર હો;
વાલિમ વંદન મન કરી, જિ૦ જઇ ચડી ગઢ ગિરનાર હો. કા૦ ૪
શિવપુર ગઈ સંજમધરી, જિ૦ અનુપમ સુખરસ પીધ હો;
જીવણ જિન સ્તવના થકી, જિ૦ સમકિત ઉજ્જવલ કીધ હો.
કા૦ ૫

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

(૪)

(મોહ મહીપતિ મહેલમેં બેઠે.)

મનમોહન મેરે પ્રાણથી પ્યારે, પાસજી પરમનિધાન લલના;
પૂરવ પુણ્યે દરિશન પાયો, આયો અબ જસ વાન,
બલિહારી જાઉં જિણંદની હો. ૧
વામાનંદન પાપનિકંદન, અશ્વસેન કુલચંદ લલના;
જાકી મૂરતિ સૂરતિ દેખી, મોહ્યા સુરનર વૃંદ. બલિ૦ ૨
તીન ભુવનકે આપ હૈ ઠાકુર, ચાકર હૈ સબ લોક, લલના,
નીલ વરણ તનુ આપ બિરાજે, છાજે ગતભય શોક બલિ૦ ૩
કમઠા-સુરકો મદ પ્રભુ ગાલ્યો, ટાલ્યો કોપ કો કોટ, લલના;
અતિ અધિકાઈ આપકી દીસે, નિજ કર્મ શિરે દીની ચોટ.
બલિ૦ ૪
ઘનઘાતી પણ દૂર નિવારી, લહી કેવલ થયા સિદ્ધ, લલના;
જીવણ કહે જિન પાસ પસાયે, અનુભવ રસ ઘટ પીધ. બલિ૦ ૫

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૫)

(પરમાતમ પૂરણ કલા)

વધતી વેલી મહાવીરથી, મ્હારે હવે હો થઇ મંગલ માલકે;
દિન દિન દોલત દીપતી, અલગી ટલી હો બહુ આલ જંજાલકે.
વીર જિણંદ જગવાલ હો. ૧
તારક ત્રિશલાનંદનો, મુજ મલિયો હો મોટે સૌભાગ્યકે;
કોઇ ગમે વિધિ કેલવી, તુજ સેવીશ હો લાયક પાય લાગ્યકે
વીર૦ ૨
તાહરે જે તેહ માહરે, હેજે કરી હો વર વંછિત એહકે;
દીજે દેવ! દયા કરી, તુજ સંપત્તિ હો મુજ વલ્લભ તેહકે.
વીર૦ ૩
સૂતાં સાહિબ સાંભરે, બેઠા પણ હો દિનમે બહુ વારકે;
સેવકને ન વિસારજો, વિનતડી હો પ્રભુ એ અવધારકે વીર૦ ૪
સિદ્ધારથ સુત વિનવ્યો, કર જોડી હો, મદ મચ્છર છોડકે,
કહે જીવણ કવિ જીવનો, તુજ તૂઠે હો સુખ-સંપત્તિ કોડકે.
વીર૦ ૫

### કલશ.

(૬)

(રાગ-ધનાશ્રી-ગાયો ગાયો રે)

ગાયા ગાયા રે, મેં તો જિનગુણ રંગે ગાયા,
અવિનાશી પ્રભુ ઓલગ કરતાં, આનંદ અંગ ઉમાયા રે. મે૦ ૧

ધ્યાન ધરીને જિન ચોવીસે, જેહ નરે નિત્ય ધ્યાયા;
પરગટ પંચમગતિના ઠાકુર, તે થયા તે જ સવાયા રે. મેં૦ ૨

આ ભવ પરભવ વલીય ભવોભવ, અનંત અનંત જિનરાયા;
અનંત લીલામેં જે જઇ વસિયા, તે માહરે મન ભાયા રે. મેં૦ ૩

૭ ૧ ૩ ૮
મુનિ શશિ શંકર લોચન, પરવત વર્ષ સોહાયા,
ભાદો માસની વદિ આદ્યા ગુરૂ, પૂર્ણ મંગલ વરતાયારે. મેં૦ ૪

રાણકપુરમેં રહીય ચોમાસું, જગ જશ પડહ વજાયા;
દિન દિન ચડત કલા થઇ જાણો, હૃદયકમલ જિન ધ્યાયારે મેં૦ ૫

ભવ-દુઃખ વારક સકલ ભટ્ટારક, **શ્રી હીરવિજય** સૂરિરાયા;
તસ શિષ્ય **શુભવિજય** પયસેવક, **જયવિજય** જસ લાયારે.
મેં૦ ૬

શિષ્ય સુખંકર **નિત્યવિજય** બુધ, **જીવવિજય** સુપસાયા,
**જીવણવિજયે** જિન ચોવીસે, ગાતા નવનિધિ પાયારે. મેં૦,



(૧૯)

## શ્રી મેઘવિજયજી. (ગંગવિજય શિષ્ય)

(ચોવીસી રચના-૧૭૩૯-વજીરપુર)

તેમની ચોવીસી પ્રત ન મળવાથી કલશ અત્રે આપવામાં આવ્યો છે મળેથી બીજી આવૃત્તિમાં લઈશું.

### કલશ.

ચઉવીસઈ જીણવરતણાં લાલા, સ્તવન કીધાં પ્રત્યે કઈ રે;
જીતી જનમ પાવન થયા લાલા, ગાયતાં જીન સુવિવેકઇ રે.
શાસન૦

પારેખ આસકરણ જીનરાગી લાલા, વજીરપુર નગરને વાસીરો,
તસ આગ્રહ ઈ કરી જીન સ્તવ્યા લાલા,
પાતિક ગયા અતિ નાસીરે. શાસન૦

સંવત સતર ઓગણચાલીસ ઈ લાલા,
વજીરપુર રયા ચઉમાસી રે;
સકલ સંઘ નઇ સુખ કરૂં લાલા, થુણિઆ જીન ઉલ્લાસી રે.
શાસન૦

સકલ પંડિત શિર સેહરો લાલા, લાભવિજય ગણિગિરૂ આરે,
તસ સીસ પંડિત રાજનો લાલા, ગંગવિજય ગુણ ભરિયા રે.
શાસન૦

તસ પદ પંકજ મધુકર લાલા, મેઘવિજય કહિ કોડી રે;
એ ચઊવીસ તીર્થંકરા લાલા, ઘો સુપ મંગલીક કોડી રે.
શાસન૦

દેખી પ્રભુ મુખ નૂર, અદ્ભૂત આણંદપૂર, આજ હો સ્વામી રે
વાધે રે સુખ સાધે લાધે જિમ નિધિ જી. ૫
ધન ધન તસ અવતાર, સુકૃત સફળ સંસાર, આજ હો સ્વામી રે
જિણે રે સુખદાયક નાયક નિરખીઓ જી. ૬
સકળ સફળ તસ દીહ, ધન ધન તસ શુભ જીહ, આજ૦
જેણે રે ગુણલીણે સ્વામી સંથુણ્યો જી. ૭
શિવસંપદ દાતાર, ગુણગણમણિ ભંડાર, આજ હો સ્વામી રે,
જાણી રે સુખખાણી પ્રાણી સેવીએ જી. ૮
જ્ઞાનવિજય ગુરુ સીસ, **નયવિજય** નિશદિશ, આજ૦
ગાવે રે શુભ ભાવે પાવે સંપદાજી. ૯

## શ્રી શાંતિનાથ સ્તવન.

(૨)

( ઢાલ–દેશી-નિંછીયાની )

સખી સેવો **શાંતિ જીણંદને**, મન આણી અતિ ઉછાહ રે,
એ પ્રભુની જે સેવના, તે માનવ ભવનો લાહ રે સખી૦ ૧
સેવા જે એ જિન તણી, તે સાચી સુરતરૂ સેવ રે,
એ જગમાંહિ જોવતા, અવર ન એહવો દેવ રે સખી૦ ૨
ભગતિ ભાવ આણી ઘણે, જે સેવે એ નિશદીસ રે,
સફલે સકલ મન કામના, તે પામે વીસવાવીસ રે સખી૦ ૩
ખિણુ ઈક સેવા પ્રભુ તણી, તે પૂરે કામિત કામ રે,
માનુ ત્રિભુવન સંપદા કરૂ, એ ઉત્તમ ધામ રે સખી૦ ૪
જનમ સફલ જગ તેહનો, જે પામ્યો પ્રભુની સેવ રે,
પુણ્ય સફલ તસ પ્રગટીયા, તસ ત્રૂઠા ત્રિભુવન દેવ રે સખી૦ ૫

શિવ સુખ દાયક સેવના, એ દેવના દેવની જેહ રે,
પામીને આરાધશે, શિવ સુખ લહશે તેહ રે. સખી૦ ૬
ઈમ જાણી નિતુ સેવીએ, જિમ પહોચે વંછિત કોડી રે,
જ્ઞાનવિજય બુધ રાયનો, ઈમ શિષ્ય કહે કર જોડી રે. સખી૦ ૭

## શ્રી નેમનાથ સ્તવન.

(૩)

(ધન સિદ્દલી મને લાગો–એ દેશી)

ભવિઅણ વંદો ભાવશું, સાહિબ નેમિ જિણંદ; મોરા લાલ
ભાવશુ નિત વંદતા, લહીયે પરમાણંદ મો૦ ભવિ૦ ॥૧॥
બ્રહ્મચારી ચુડામણિ, સાચો એ વડવીર, મોરા૦
મદન મત ગજ કેસરી, મેરૂ મહી ધર ધીર મો૦ ભવિ૦ ॥૨॥
રૂપઅનંતુ જિન તણું, સોહે સહજ સનૂર, મોરા૦
હરખે નયણે નિરખતાં, પસરે પ્રેમ પંડુર. મો૦ ભવિ૦ ॥૩॥
ગુણ અનંતા પ્રભુ તણા, કહતાં ન આવે પાર, મોરા૦
નિરૂપમ ગુણગણ મણિ તણો, માનુ એ ભંડાર મો૦ ભવિ૦ ॥૪॥
વદન અનોપમ જિન તણુ, એ મુજ નયણ ચકોર; મોરા૦
નિરખી હરખે ચિત્તમા, ઉમગે આનંદ જોર મો૦ ભવિ૦ ॥૫॥
અતુલિબલ અરિહંતજી, ભવભંજન ભગવંત, મોરા૦
કામિત પૂરણ સુરતરૂ, કેવલ કમલા કંત. મો૦ ભવિ૦ ॥૬॥
રાજિમતિ મન વાલહો, યાદવ કુલ શણગાર, મો૦
નયવિજય પ્રભુ વંદતા, નિતુ નિતુ જય જયકાર મોરા૦
ભવિ૦ ॥૭॥

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

### (૪)

( આ અજુઆલી રાતડિ રે-એ દેશી )

પ્રબલ પ્રભાવે પરગડો રે, પુરિસાદાણી **પાસ** ભવિયણ વંદો
કામ ગવિ સુરમણિ પરે રે, પૂરે વંછિત આશ વંદો વંદો રે સુજાણ.
વંદો વંદો શ્રી જિન પાસ ભવિયણ વંદો. ॥૧॥

નીલકમલ દલ પરિભલો રે, દીપે તનુ પ્રકાશ, ભવિ૦
હરખે નયણે નિરખતા રે, ઉપજે અધિક ઉલ્લાસ ભવિ૦ ॥૨॥

નિરખી નિરખી હરખીયે રે, સાહિત્ય સહજ સનૂર, ભવિ૦
તેજ જલામલ ઝલહલે રે, જાણે ઉગ્યો સૂર ભવિ૦ ॥૩॥

રત્ન જડિત વિરાજતાં રે, કુંડલ સોહે સનૂર, ભવિ૦
માનુ દોયે સેવા કરે રે, શશિ રવિ આવી હજૂર ભવિ૦ ॥૪॥

મણિભવ મુગટ મનોહરૂ રે, સોહે શિર ધર્યો સાર, ભવિ૦
માનુ તારા પરવર્યો રે, ચંદ એ સેવાગાર ભવિ૦ ॥૫॥

સુંદર શિવરમણી વર્યો રે, પરવર્યો જ્ઞાન અનંત, ભવિ૦
ચિદાનંદ ચિન મૂર્તિ રે, અકલંકી અરિહંત ભવિ૦ ॥૬॥

કામિત કામિતપૂર તણો રે, પાપ તિમિર ભર ભાણુ, ભવિ૦
**નયવિજય** પ્રભુ દરિશણે રે, નિતુ નિતુ કોડી કલ્યાણ
ભવિ૦ ॥૭॥

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૫)

(દેશી–પ થિડાની.)

સુગુણ સસનેહી વીરજી વિનતી રે, અવધારો શ્રી જિનરાય રે;
દરિસણ દીઠે પ્રભુજી તુમતણે રે,
અમ્હ મન હરખ ઘણેરો થાય રે. સુગુણ૦ ૧
નિરમળ તુમ્હ ગુણ ગંગાજળે રે, ઝીલી અહનિશિ મુઝ મન હંસ રે,
નિરમળ હોયે કલિમલ નાસથી રે,
પીલે કરમ મરમ ભર અંશ રે સુગુણ૦ ૨
કેવલ કમલા કંત મનોહરુ રે, ભેટી ભાવે તું ભગવંત રે;
માનું માનવભવ સફ્ળો મહિ રે,
પામ્યું વંછિત સુખ અનંત રે સુગુણ૦ ૩
દેવ દયાકર ઠાકુર જો મિલ્યો રે, તો ફળ્યો સફલ મનોરથ આજ રે;
સેવક સેવા આણી ચિત્તમાં રે,
પુરો મુઝ મનવંછિત કાજ રે સુગુણ૦ ૪
પ્રભુજી તુઝ મનમાં સેવા થકી રે, હું વસુ એ તો મોટી વાત રે;
પણ હું ચાચું તુઝ ચિત્તમાં રે,
જિનજી વસજો દિનરાત રે સુગુણ૦ ૫
પ્રભુજી તુઝ ચરણાંબુજ સેવના રે, સફ્ળી ફળજો ભવ ભવ દેવ રે,
હોયો મુઝ તુઝ શાસનવાસના રે,
વળી તુઝ ચરણ કમળની સેવ રે સુગુણ૦ ૬
ચરમજિણેસર ભુવન દિણેસરુ રે, પૂરયો સેવક વંછિત આશ રે;
**જ્ઞાનવિજય** બુધ સીસ ઇમ વીનવે રે,
**નયવિજય** આણી મન ઉલ્લાસ રે. સુગુણ૦ ૭

## કલશ.

(૬)

( ગાઓ ગાઓ ભવિ ચઊવીસે જીનરાય )

ઈણિ પરે જીનવરના ગુણ ગાતા,
મન વંછિત સુખ થાય ગાઓ૦ ૧
ગુણ અનંતા જીનવર કેરા, મુજથી કેમ કહાય,
તોહિ પણ નિજ શક્તિ ભકિત, કીધો સ્તુતિ ઉપાય. ગાઓ૦ ૨
જીનવર ગુણ ગાતા અતિ, નિર્મળ વરતે અધ્યવસાય,
પામે બોધિ બિજ સ્તુતિથી, ઈમ પ્રવચન સુહાય. ગાઓ૦ ૩
જીનવરગુન સુવર્ણ એ માળા, કંઠ ધરો રે સુહાય,
નવનિધિ, રિદ્ધિ, સિદ્ધિ, સયંવર લક્ષ્મી,
સહેજે વરે જયુ આય. ગાઓ૦ ૪
સંપ્રતિ ગોયમ સોરમ સરિખા, શ્રી **વિજયપ્રભસૂરિરાય;**
તે ગુરૂ ચરણ કમળ સેવાથી, પામી અધીક પસાય ગાઓ૦ ૫
**સત્તર છે તાળે** કારતિક માસે, શુદિ તેરસ સુખદાય,
**ઊન્નતપુરમાં** જીન ચોવીશે, ગાયા ધરી ઊછાય ગાઓ૦ ૬
સકલ પંડિત શીર મુકુટ નગીનો, **શ્રી જ્ઞાનવિજય** બુધરાય,
તે ગુરૂ પસાયે ચરણ જીનના, **નયવિજય** ગુણ ગાય. ગાઓ૦ ૭



(૨૧)




(૧૭૫૦, આસપાસ)

શ્રી તપગચ્છમા શ્રી વિજયરાજસૂરિ પરપરામા પડિત **તેજવિજયજીના** શિષ્ય **શ્રી દાનવિજયજીની** ચોવીસી અર્થ ગભીર છે, તથા સુન્દર ભાષામા રચાયેલી છે તેઓશ્રીનો જન્મ સવત તથા સ્વર્ગવાસ સવત મળતા નથી. તેઓશ્રીની કૃતિ શ્રી **લલિતાંગરાસ** જબૂસરમા સ૦ ૧૭૬૧ માં રચ્યો છે, તેમાં તેમની કાવ્ય ચાતુરી તથા વર્ણન શક્તિ જણાઈ આવે છે. તેઓશ્રીના પાચ સ્તવનો અત્રે લેવામા આવ્યા છે

સંસ્કૃત.

૧ લલિતાંગ રાસ ૧૭૬૧ જબુસર  ૩ કલ્પસૂત્ર ટીકા દાન દીપિકા
૨ કલ્યાણક સ્તવન ૧૭૬૨ સુરત  ૪ મૌન એકાદશી દેવવદન

## શ્રી આદિનાથ જિન સ્તવન.

(૧)

(એક દિન પુડરીક ગણધર રે લાલ)

મંગલ વેલી વધારવા રે લાલ, જે જિનવર જલધાર બલિહારી રે,
મુજને તે ભાગ્યે મલ્યો રે લાલ, આદીશ્વર આધાર બલિ૦,
એ ત્રિભુવન જન તારણો રે લાલ, જગબંધવ જિનરાય.
બલિહારી રે, એ૦ ૧

ભાણુ આજ ઊગ્યો ભલે રે લાલ, સફળ થયું સુવિહાણુ બ૦,
આજ દિવસ વલ્યો આપણો રે લાલ, ભેટયો ત્રિભુવન ભાણુ.
બલિ૦, એ૦ ૨

આજ સહી મુજ આગણે રે લાલ, સફળ ફલ્યો સહકાર. બ૦,
મુંહ માગ્યા પાસા ઢલ્યા રે લાલ, જગવરત્યો જયકાર
બ૦, એ૦ ૩
વૂઠો ઘરે વારૂ પરે રે લાલ, મોતિયડાનો મેહ બલિહારી રે,
ચિંતામણિ હાથે ચડયું રે લાલ, ગંગા આવી ગેહ.
બ૦, એ૦ ૪
આજ ઉદધિ જિમ ઉલટયો રે લાલ, હૈડે હર્ષ પ્રવાહ બલિ૦,
**દાનવિજય** પ્રભુ દેખતા રે લાલ, દૂર ગયો દુંખ દાહ.
બ૦ એ૦ ૫

## શ્રી શાંતિનાથ જિન સ્તવન.

(૨)

(વામાનન્દન જિનવર, મુનિમાહે વડો રે કે)

**શાંતિજિનેશ્વર** સુખકર, મૂરતિ તાહરી રે, કે મૂરતિ તાહરી,
દીઠી મીઠી આજ, અમૃત પરે દુખહરી રે કે અમૃત પરે
નીરખી નીરખી સંતાપ મિટે, સઘલો મને રે કે, મિટે૦
વરસતા જલધાર, શમે જિમ દવ વને રે કે શમે૦ ૧
જિન ગંગા પરવાહ, ગિરીન્દથી ઉતરે રે કે, ગિ૦
તિમ સમતારસ અમૃત, જે મિંહુ દિશિ ઝરે રે કે, જે૦
જાતિ તણા પણ વૈર, જે દેખી તિમ ટલે રે કે, જે૦
વાયે દક્ષિણ વાય, ઘનાઘન જિમ ટલે રે કે ઘના૦ ૨
રાગતણુ પણ ચિહ્ન, ન જેહમાં દેખિયે રે કે, ન૦
દ્વેષતણો તિહાં અંશ, કહો કિમ લેખિયે રે કે, ક૦

રાગદ્વેષ અભાવ, તિણે બુધ અટકલે રે કે, તિ૦
વહ્નિ પખે કહો કેમ, ધુંઆડો નીકલે રે કે. ધું૦ ૩
નીરખે સુરનર નારી, ફરી ફરી નેહ શું રે, ફ૦
પણ તિલભાર વિકાર, ન ઉપજે તેહ શું રે; ન૦
એ લોકોત્તર અતિશય, જેહનો સાંભળ્યો રે કે, જે૦
ચિંતવતાં જિન ચિત્ત, મહારસ ઉછાળ્યો રે કે. મ૦ ૪
સમતામય દલ લેય, માનું સહી એ ઘડી રે કે, મા૦
આંખથી મહેલતાં અલગ, સુહાયે ન એક ઘડી રે કે, સુ૦
અકલંકિત પ્રભુ મૂરતિ, ચંદ્રકલા જિસી રે કે, ચં૦
**દાનવિજય** કહે દેખત, મુજ કીકી હસી રે કે. મુ૦ ૫

## શ્રી નેમિનાથ જિન સ્તવન.

(૩)

(અનંત વીરજ અરિહંત સુણો મુજ વિનતિ)

એહ અથિર સંસાર સ્વરૂપ અછે ઇસ્યો,
ક્ષણ પલટાયે રંગ પતંગ તણો જિસ્યો,
બાજીગરની બાજી જેમ જૂઠી સહી,
તિમ સંસારની માયા એ સાચી નહી. ૧
ગગને જિમ હરિચાપ પલક એક પેખિયે,
ખિણ માંહે વિસરાલ થાયે નવિ દેખિયે,
તિમ એહ યોવન રૂપ સકલ ચંચલ અછે,
ચટકો છે દિન ચાર વિરંગ હુએ પછે. ૨
જિમ કોઇક નર રાજ્ય લહે સુપના વિશે,
હય હાથી મઢ મંદિર દેખી ઉલ્લસે,

જબ જાગે તવ આપ રહે તિમ એકલો,
તેહવો ઋદ્ધિનો ગારવ તિલ પણ નહિ ભલો ૩
દેખીતા કિંપાક તણા ફલ ફૂટરા,
આતા સરસ સવાદ અ તે જીવિત હરાં,
તિમ તરૂણી તનુભોગ તુરત સુખ ઉપજે,
આખર તાસ વિપાક કટુક રસ નીપજે. ૪
એ સંસાર શિવાસુત એહવો ઓલખી,
રાજ રમણી ઋદ્ધિ છોડી થયા પોતે રિખી,
કર્મ ખપાવી આપ ગયા શિવમંદિરે,
દાનવિજય પ્રભુ નામથી ભવસાગર તરે ૫

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

(૪)

(દેશી ગિહુયડાની)

સકલ કુશલ તરૂ પોષવા રે,
હાજી જે જિનવર જલધર કહેવાય સુખકારી,
જગ ગુરુ જિનરાજ સુખ૦, ભવજલધિ જહાજ સુખ૦
દીઠો મે આજ સુખ૦, ફલિયા સવિ કાજ સુખ૦
મન વંછિત સુખ પૂરવારે,
હાજી સુરતરૂ સમ જેહનો મહિમાય. સુ૦ ૧
સજલ જલદ જિમ સોહતીરે,
હાજી નિરૂપમ નીલવરણ જસ કાય, સુખ૦
શિર પર ઔદાયિની સમીરે,
હાજી ફણિ મણિ કિરણ ઝલકી ઝલકાય. સુ૦ ૨

ગરૂડ તણે ગરજારવેરે, હાંજી જિમ પન્નગકુલ પ્રબલ પલાય; સુ૦
તિમ પ્રભુ નામ પસાયથીરે,
હાંજી સંકટ વિકટ સકલ મિટ જાય સુ૦ ૩
કમલાકરમાંહી કમલડાંરે, હાંજી જિમ વિકસે દેખી દિનરાય, સુ૦
તિમ મુજ હિયડું હેજ શું રે,
હાજી હરખી હસે નીરખી પ્રભુ પાય સુ૦ ૪
વામાનંદન વાલહોરે, હાંજી જગદાનંદ જિનવર રાય, સુ૦
**દાનવિજય** સુખિયો સદા રે,
હાંજી પામી પાસ ચરણ સુપસાય સુ૦ ૫

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૫)

( જાત્રા નવાણું કરીયે સલૂણા )

શાસનનાયક સુંદરૂરે, વર્ધમાન જિનરાય, સકલ સુખસાયરૂ,
જસ નામે નિત્ય નવ નવારે, મંદિર મંગલ થાય. સકલ૦ ૧
રંગમજીઠના સારીખોરે, જેહશું ધર્મસ્નેહ, સકલ૦
અહનિશ દિલમાંહી વસેરે, જેમ મોરા મન મેહ. સકલ૦ ૨
રાતી પ્રભુ ગુણ રાગ શું રે, માહરી સાતે ધાત, સકલ૦
વિધ વિધ ભા તે વખાણીએ રે, જેહનો જસ અવદાત. સકલ૦ ૩
તે જિનવર ચોવીસમોરે, ગુણગણ-રયણનિધાન, સકલ૦
મુજ ભવ ભાવઠ ભંજિયરે, ભગત વચ્છલ ભગવાન. સકલ૦ ૪
સાહિબ ગુણ રંગે કરી રે, જે રાતા નિશદિશ, સકલ૦
તસઘર રંગ વધામણાં રે, દિન દિન અધિક જગીશ. સકલ૦ ૫
શ્રી તપગચ્છ શિરોમણિ રે, શ્રીવિજયરાજસૂરીંદ, સકલ૦
તાસ શિષ્યે એમ વિનવ્યા રે, ચોવીશમા જિનચંદ. સકલ૦ ૬
વર્તમાન શાસન ધણી એ, સુખ-સંપત્તિ દાતાર; સકલ૦
સકલ મનોરથ પૂરવો રે, દાનવિજય જયકાર. સકલ૦ ૭

(૨૨)

## શ્રી જ્ઞાનવિમલસૂરિ

(ચોવીસી રચના-૧૭૫૦-આસપાસ)

શ્રી વીસા ઓસવાલ વંશમાં પિતા શ્રી વાસવ શ્રેષ્ઠિ તથા માતા કનકાવતીના સુપુત્ર નાથુમલ્લનો જન્મ સં૦ ૧૬૯૪માં ભિન્નમાલમા થયો હતો પંડિત ધીરવિમલ ગણિ પાસે દીક્ષા સં૦ ૧૭૦૨મા લીધી નામ 'શ્રી નયનવિમલ' રાખ્યુ શાસ્ત્રાભ્યાસ શ્રી અમૃતવિમલ ગણિ કવિરાજ તથા શ્રી મેરુવિમલ ગણિ કવિરાજ પાસે કર્યો વિ૦ સં૦ ૧૭૨૭ ધાણેરાવ ગામમાં પંડિતપદ શ્રી વિજયપ્રભસૂરિએ આપ્યુ. તેઓના ગુરુ ૧૭૩૯મા કાલધર્મ પામ્યા તે વખતના સર્વ ગીતાર્થોએ એવો વિચાર કર્યો કે હાલમા સંવિજ્ઞ જ્ઞાન ક્રિયા વૈરાગ્યાદિ ગુણોએ સંપૂર્ણ અને સૂરિપદને યોગ્ય શ્રીમાન્ પં૦ નયવિમલજી ગણિ છે તેથી તેઓએ શ્રી વિજયપ્રભસૂરિ મહારાજને તેમને સૂરિપદ અર્પણ કરવા વિનતિ કરી ને તેઓશ્રી પાટણથી વિહાર કરી સંડેસર (સંડેર) ગામમાં પધાર્યા ને સં૦ ૧૭૪૮મા ફાગણ સુદિ પાંચમને ગુરુવારે શ્રી વિજયપ્રભસૂરિની આજ્ઞાથી શ્રી મહિમાસાગરસૂરિજીએ આચાર્ય પદ શ્રી નયવિમલગણિને આપ્યુ અને શ્રી જ્ઞાનવિમલસૂરિ એવુ નામ સ્થાપન કર્યું શ્રેષ્ઠિવર્ય નાગજી પારેખે પ્રધાન મહોત્સવ કરી સવળો ખર્ચ કર્યો

મુખ્ય વિહાર સુરત, ખંભાત, રાજનગર, પાટણ, રાધનપુર, સાદડી, ધાણેરાવ, સિરોહી, પાલીતાણા, જુનાગઢ વગેરે સ્થળે કર્યો હતો. શ્રીમાન્ મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી, શ્રીમાન્ મહોપાધ્યાય શ્રી યશોવિજયજી, તથા શ્રીમાન્ પં૦ ઋદ્ધિવિમલ ગણિએ પ્રાય.

સાથે વિહાર કરતા હતા. તેઓશ્રીએ ઘણા વખત શ્રી સિદ્ધાચલજીની યાત્રા કરી હતી ૧૭ અંજન શલાકાઓ કરાવી હતી સં. ૧૭૮૨માં પચ્ચકખાણને લીધે શ્રી સિદ્ધાચલજી યાત્રાનો અંતરાય થયો તે વર્ષે ખંભાતમાં ચોમાસું રહ્યા હતા. ને ઘણા સાધુઓને વાચકપદ, પંડિતપદ આપ્યું હતુ.

કિંવદન્તી છે કે એક સમયે શ્રી સિદ્ધાચલજીમાં શ્રી વિજય-પ્રભસૂરિની હાજરીમા મુખ્ય દેરાસરમા તાત્કાલિક નવા ૪૫ કાવ્યો વડે ચૈત્યવન્દન કર્યું. તેઓ માટે અન્ય દર્શનીઓ પણ લખે છે કે—

संस्कृतकवितायां कलिकाल सर्वज्ञविरुद धारि- श्री हेमचन्द्रसूरि., प्राकृतकवितायां तु श्रीमत्तपागच्छाचार्य विमलशाखीय श्रीमत् ज्ञानविमलसूरि ।

સંસ્કૃત કાવ્યો કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિના અને પ્રાકૃત કાવ્યો તપાગચ્છીય શ્રી જ્ઞાનવિમલસૂરિના

સંવત ૧૭૭૭માં સુરતવાળા પ્રેમજી પારેખે શ્રી સિદ્ધાચલનો સંઘ તેમના ઉપદેશથી કાઢ્યો હતો તેમનો જ્ઞાનભંડાર ખંભાતમા ખારવાડાના વિમલના ઉપાશ્રયમા છે. તેઓશ્રીએ ૪૮ સજ્ઝાયોની રચના કરી છે શ્રી તીર્થમાલા સ્તવનમાં સુરતથી નીકળી રાંદેર, ભરૂચ, કાવી વગેરેનુ વર્ણન કરી સિદ્ધપુર, મહેસાણા અને અમદાવાદ થઈ ૭ મહિને સુરત પાછા પધાર્યા હતા. તેનુ વર્ણન છે.

ગુજરાતીમાં સ્તવનો, સ્તુતિઓ, સજ્ઝાયો, પદો આદિ ઘણાં રચ્યા છે તેઓશ્રીએ બે ચોવીસી રચી છે. તેઓશ્રીના પગલાને દેરી શ્રી સુરત સૈયદપરા શ્રી નન્દીશ્વર દ્વીપના દહેરામાં છે

૮૧ વર્ષનો ચારિત્ર પર્યાય પાળી ૮૯ વર્ષનુ આયુષ્ય પુરૂ કરી

| | | | |
|---|---|---|---|
| ૭ શ્રી જિનપૂજા વિધિ. | ૮૧ | ૧૭૪૧ | |
| ૮ શ્રમણસૂત્ર બાલાવબોધ. | | ૧૭૪૩ | |
| ૯ બારવ્રત ગ્રહણ રાસ | | ૧૭૫૦ | અમદાવાદ. |
| ૧૦ શ્રી ગોડીપાર્શ્વનાથ સ્તવન | ૧૫ | ૧૭૫૫ | |
| ૧૧ તીર્થંમાલા. | | ૧૭૫૫ | |
| ૧૨ દીવાળી કલ્પ બાલાવબોધ | ૧૨૦૦ | ૧૭૬૩ | |
| ૧૩ વીસ સ્થાનક તપ વિધિ. | | ૧૭૬૬ | |
| ૧૪ શ્રી સૂર્યાભ નાટક | | ૧૭૬૬ | |
| ૧૫ શ્રી મહાવીર સ્વામી સ્તવન | ૧૩ | ૧૭૬૯ | |
| ૧૬ આનન્દઘન ચોવીસી ટબો | ૨૩૦૦ | ૧૭૬૯ | |
| ૧૭ અધ્યાત્મ કલ્પ બાલાવબોધ | ૮૦૦૦ | ૧૭૭૦ | |
| ૧૮ શ્રી ચન્દ્રકેવલી રાસ | ૭૬૦૦ | ૧૭૭૦ | |
| ૧૯ પાક્ષિક સૂત્ર બાલાવબોધ | ૫૫૮૦ | ૧૭૭૩ | |
| ૨૦ રોહિણી અશોક ચન્દ્ર રાસ | | ૧૭૭૪ | સુરત. |

૨૧ ઉપા૦ યશોવિજયજી કૃત સાડી ત્રણસો ગાથા સ્તવન બાલાવબોધ

૨૨ યોગદૃષ્ટિની સજ્ઝાય ૨૩ પર્યુષણ પર્વની સજ્ઝાય

૨૪ શ્રી જ્ઞાનવિલાસ ૨૫ શ્રી સંયમ તરંગ

ઉપરાંત શ્રી સિદ્ધાચલજીના સંખ્યાબંધ સ્તવનો રચ્યાં છે

## સંસ્કૃત-વિભાગ.

| ગ્રન્થનામ. | શ્લોક-સંખ્યા. | રચના સં૦ |
|---|---|---|
| ૧ શ્રીપાલ ચરિત્ર ગદ્ય | ૨૦૦૦ | ૧૭૪૫ |
| ૨ શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્રવૃત્તિ. | ૭૫૦૦ | |
| ૩ સંસાર દાવાનલ સૂત્રવૃત્તિ | ૧૨૫ | |
| ૪ પ્રશ્ન દ્વાત્રિંશિકા સ્તોત્ર બાલાવબોધ યુક્ત | ૩૦૦ | |
| ૫ નરભવ દૃષ્ટાન્તો પનયમાલા | ૫૫૭ | |

## શ્રી આદિજિન સ્તવન.

(૧)

(ઢાળ—લલનાની)

આદિકરણ અરિહંતજી, ઓલગડી અવધાર લલના,
પ્રથમ જિનેસર પ્રણમીએ, વંછિત ફળ દાતાર લલના-આદિ૦ ૧
ઉપગારી અવની તળે, ગુણ અનંત ભગવાન લ૦.
અવિનાશી અક્ષયકળા, વરતે અતિશય નિધાન લ૦—આદિ૦ ૨
ગૃહવાસે પણ જેહને, અમૃતફળ આહાર લ૦,
તે અમૃતફળને લહે, એ યુગનુ નિરધાર લ૦. આદિ૦ ૩
વંશ ઇક્ષાગ છે જેહનો, ચઢતો રસ સુવિશેષ લ૦
ભરતાદિક થયા કેવળી, અનુભવ રસ ફળ દેખ લ૦ આદિ ૪
નાભિરાયા કુળમંડણો, મેરુદેવી સર હંસ લ૦,
ઋષભદેવ નિતુ વંદીએ, જ્ઞાનવિમળ અવતંસ લ૦ આદિ૦ ૫

## શ્રી આદિજિન સ્તવન.

(૨)

(મહાવિદેહ ક્ષેત્ર સુહામણુ—એ દેશી)

પ્રથમ જિનેસર વંદિએ, સારથ પતિ ધન નામ લાલરે,
પૂર્વ વિદેહે સાધુને, દીધા ધનના દાન લાલરે પ્રથમ૦ ૧
યુગલ સુધર્મે સુર થયા, મહાબલ ભૂપ વિદેહ લાલરે,
લલિતાંગ સુર ઇશાનમાં, સ્વયપ્રભાસુ નેહ લાલરે. પ્રથમ૦ ૨
વજ્રજંઘરાય વિદેહમાં, યુગલિ સોરમિ દેવ લાલરે,
કેશવ વૈદ્ય વિદેહમા, ચાર મિત્ર મુનિ સેવ લાલરે પ્રથમ૦ ૩

અચ્યુત અમર વિદેહમા, વજ્ર નાભ ચક્ર ધાર લાલરે;
છ જણ સાથિ સંજમિ, બાંધે જિનપદસાર લાલરે પ્રથમ૦ ૪
સર્વાર્થમાં ઉપના, તિહાંથી ઋષભ અવતાર લાલરે;
ઇક્ષ્વાગ ભૂમિ સોહામણી, આદિ ધરમ કહિનાર લાલરે. પ્ર૦ ૫
કુલગર નાભિ નરિંદનો, મરૂદેવીનો નંદ લાલરે,
વૃષભ લંછન કંચન વને, સેવે સુરનર ઇંદ લાલરે પ્ર૦ ૬
ગૃહવાસે પણ જેહને, કલ્પદ્રુમ ફૂલ ભોગ લાલરે,
પાણી ખીર સમુદ્રનું, પૂરે સુરવર લોગ લાલરે. પ્ર૦ ૭
યુગલાં ધર્મ નિવારણો, તારણો ભવિજલ રાશિ લાલરે,
જ્ઞાન વિમલસુરીંદની પુરો વંછિત આશ લાલરે. પ્ર૦ ૮

## શ્રી શાંતિનાથ સ્તવન.

(૩)

સુણો શાંતિ જિનેસર સાહિબા, સુખકાર કરૂણાસિંધુ રે,
પ્રભુ તુમ સમ કો દાતા નહિ, નિષ્કારણ ત્રિભુવન બંધુરે. સુણો૦ ૧
જસ નામે અખય સંપદ હોએ, વલી આધિ તણી હોયે શાતિ રે;
દુઃખ દુરિત ઉપદ્રવ સવિ મિટે, ભાજે મિથ્યામતિ ભ્રાંતિરે. સુ૦ ૨
તું રાગ રહિત પણ રીઝવે, સવિ સજ્જન કેરાં ચિત્ત રે;
નિરદ્રવ્ય અને પરમેશ્વરૂ, વિણ નેહ તું જગ મિત્ત રે સુ૦ ૩
તું ચક્રી પણ ભવચક્રનો, સંબંધ ન કોઇ કીધ રે,
તુ તો ભોગી યોગી દાખિયો, સહજે સમતારસ સિદ્ધ રે સુ૦ ૪
વિણ તેડ્યો નિત્ય સહાય છે, તુજ લોકોત્તર આચાર રે;
કહે જ્ઞાનવિમલ ગુણ તાહરા, લહિયે ગણુવે કિમ પાર રે. સુ૦ ૫

## શ્રી શાંતિનાથ સ્તવન.

(૮)

જંબુદ્વીપે ભરતમાં હો લાલ, રત્નપુરી અભિરામરે,
દાનેસરિ વંદો
શ્રીષેણ રાજા તેહનો હો લાલ, યુદ્ધ કરતા પુત્રને હો લાલ,
દેખી દુષ્ટ સંસાર રે દાનેસરિ વંદો
વિષકજ સુંઘીને ચવ્યા હો લાલ ૧
દેવકુરા યુગલે થયા હો લાલ, સૌધર્મે સુર થાય રે, દાને૦
જંબુદ્વીપે ભરતમાં હો લાલ, વૈતાઢયે રથનુ પુરે હો લાલ,
અર્કકીર્તિ નૃપ નામ હો, દાને૦ જ્યોતિમાલા રાણી તણા હો૦ ૨
અમિત તેજ સુત તે થયા હો લાલ,
સંયમ દિન છવીસ હો૦ દાને૦
અંતે અણસણ આદરી હો લાલ, પ્રાણતકલ્પે દેવતા હો લાલ,
નામે થયા મણિચુલરે દાને૦ ૩
જંબુદ્વીપ વિદેહમાં હો લાલ, વિજયા રમણી શુભાપુરી હો લાલ,
પામ્યા પદ બલદેવ રે, આયુ ચોરાશી લખ વર્ષનું હો લાલ દા૦ ૪
સોલ સહસ નૃપ સાથ શું હો લાલ,
લીએ સંયમ ધરી પ્રેમ રે દાને૦
અચ્યુત કલ્પે સુર થયા હો લાલ, તિહાથી જંબુ વિદેહમાં હો લાલ,
વિજયા મંગલાવતી નામ રે,
રત્ન સંચયા પુરી ભલી હો લાલ ૫
ક્ષેમંકર તીર્થંકરૂ હો લાલ, રત્નમાલા તસ નાર રે,
તસ સુત વજ્રાયુદ્ધ થયા હો લાલ, ચક્રી થઇ વ્રત આદરે હો લાલ,
પાદોપગમી હોયરે દાને૦ ત્રીજે ગ્રૈવેકે સુર થયા હો લાલ ૬

તિહાંથી જંબુ વિદેહમા હો લાલ, વિજયા પુષ્કલાવઈનાસે રે,
પુંડરીગિણી નયરી ભલી હો લાલ, ઘનરથ તીર્થંકર તિહાં હો લાલ,
પરીક્ષા સુરે કરી રૂપ રે, નિજ તનુ સાટે ઉગારીઓ હો લાલ,
દાની બિરૂદ તિહાં લહ્યું હો લાલ, આયુ ચોરાશી લખ પૂર્વ રે દાને૦
એક લખ પૂર્વ સંયમી હો લાલ દાને૦ ૭

જિનપદ સાધી રૂપડું હો લાલ, સર્વાંથ થયા દેવ રે;
તિહાંથી ચવી હત્થિણાઉરે હો લાલ,
વિશ્વસેન અચિરા તણો હો લાલ.
નંદન ગુણહ નિધાન રે, દાને૦
શાંતિ થઈ સવી ઇતિ તિહાં હો લાલ ૮

શાંતિનામ તિણે કારણે હો લાલ, મૃગ લંછન મનોહારી રે દા૦
એક ભવે પદવી બેહુ લહ્યા હો લાલ,
પંચમ ચક્રી સોલમા હો લાલ,
જિનવર જગે જયકાર રે, દાને૦
**જ્ઞાનવિમલ** ગુણથી સદા હો લાલ. ૯

## શ્રી નેમનાથ સ્તવન.

(૫)

( તીર્થંકરપદ બાધિયો-એ દેશી )

ઇણ ભરતે અચલાપુરિ, નૃપ વિક્રમ ધન નામિરે લાલ,
સંયમ લઇ સુર થયા, સૌધર્મે શુભ કામરે લાલ,
જિનવરને કરી વંદના. એ આંકણી ૧
વૈતાઢયે સૌરીપુરે, ચિત્ર ગતિ વિદ્યાધારિ, મેરે લાલ,
દીક્ષાગ્રહી મહેંદ્રમાં, સુર સુખ પામ્યા સાર મેરે લાલ. જિન૦ ૨

સિંહપુરે અપરાજિતે ભૂપતિ યમલા નામરે લાલ,
ઈગ્યારમાં સુરલોકમા, સુરવર થયા ઉદાર મેરે લાલ 
હસ્થિણાપુરિ શંખ ભૂપતિ, સયમ જિનપદ બાધિ 
અપરાજિત સુરથી ચવી, સૌરીપુરે નીરાબાધ મેરે લાલ
સમુદ્રવિજય શિવાદેવીનો સુત, શંખ લંછન જિણંદ
અંજન વર્ણ બાવીસમો, અરિષ્ટનેમી બાવીશ
જિનવર જ્ઞાન દિણંદ મેરે લાલ, જિનવરને કરું

## શ્રી નેમિનાથ જિન સ્તવન.

(૬)

(રાગ-આધા આમ પધારો પૂજ્ય-એ દેશી)

નેમિ નિરંજન નાથ હમારો, અંજનવર્ણ શરી
પણ અજ્ઞાનતિમિરને ટાલે, જીત્યો મન્મથ વ.
પ્રણમો પ્રેમ ધરીને પાય, પામો પરમાનં
યદુકુલચંદા રાય માતશિવાદે નંદા. એ આ
રાજિમતીશું પૂરવભવની, પ્રીત ભલી પેરે પાલી
પાણિગ્રહણ સંકેતે આવી, તોરણથી રથ વાળી પ્રણ
અબલા સાથે નેહ ન જોડચો, તે પણ ધન્ય કહાણી,
એક રસે બિહુ પ્રીત થઈ તો, કીર્તિ કોડ ગવાણી. પ્રણમો
ચંદન પરિમલ જેમ જેમ ખીરે, ઘૃત એકરૂપ નવિ અલ
એમ જે પ્રીત નિવાસે અહનિશ, તે ધનગુણ શું વિલગા. પ્રં૦
એમ એકંગી જે નર કરશે, તે ભવ સાયર તરશે,
**જ્ઞાનવિમલ** લીલા તે ધરશે, શિવસુંદરી તસ વરશે. પ્રણમો૦ ૫

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

(૭)

જંબૂદ્વીપે પોતનપુરમાં, અરવિંદ નામે રાજા રે;
તાસુ પુરોહિત વિશ્વભૂત દ્વિજ, સુત મરૂભૂતિ ગુણ તાજા રે ૧
પાસ જિનેશ્વર પુરિસાદાણી, એ આંકણી.
શ્રાવક-ધર્મ આરાધે, અ તે કમઠિ શિલાતલે ચાંપ્યો રે,
કુંજર હો એ શ્રીતસ વરણા, કરણી મોહે વ્યાપ્યો રી. પાસ૦ ૨
અરવિંદ રાજઋષી દેખીને, જાતિસ્મરણ પામ્યો રી,
કમઠ કુકડ અહિડંસ્યો, સહસ્રારે સુખ કામ્યો રી. પાસ૦ ૩
મહાવિદેહ વિદ્યુતગતિ નૃપ, તિલકાવતી તસરાણી રે,
કિરણવેગ સુત સંયમ લઇ, લહે અચ્યુત સુખ ખાણી રે. પાસ૦ ૪
પૂર્વ વિદેહ વિદ્યાધરવર, સંયમ મારગ સાધારે;
કમઠ જીવ સિંહ તે હણીઓ, મધ્ય ગ્રૈવેયકે સુખ લાધારે પા૦ ૫
સુવર્ણ બાહુ ચક્રી સુવિદેહે, સંયમ જિનપદ બાધે રે,
કમઠ જીવ વ્યાધે તે હણીઓ, પ્રાણ તિ સુરસુ સમાધિ રે પા૦ ૬
અશ્વસેન નૃપ વામા નંદન, નયરી વણારસી જેહની રે;
નીલ વરણ અહિલંછન દીપે, આણ વહું હું તેહની રે. પાસ૦ ૭
પાસ જિનેશ્વર તેવીસમો જિન, જ્ઞાનવિમલ ગુણ ભરીઓ રે;
બાહિ ગ્રહિને સેવક તારે, અપર પર ભવદરીઓ રે. પાસ૦ ૮

## શ્રી પાર્શ્વજિન સ્તવન.

(૮)

(રાગ-ત્રિભુવન તારણ તીરથ પાસ ચિંતામણી રે કે-એ દેશી)

પુરિસાદાણી પાસ કે આસ સફળ કરો કે આસ૦,
દાસતણી અરદાસ સદા દિલમેં ધરો રે કે સદા૦;

બપઈયો જેમ જલધર વિણુ જાચે નહીં રે કે વિણુ૦,
તેમ તુમ વિણુ હુ ઓર ન જાચુ એ સહિરે કે જાચું૦ ૧
તુમ ઉપર એક તારી કરીને હુ રહ્યો રે કે કરીને૦,
સાહબ તુમ મુજ એક મે અવર ન સ ગ્રહ્યો રે કે અવર૦,
સેવાની પણુ ચૂક કદા પડતી નથી રે કે કદા૦,
ઋદ્ધિ અન ત ખજાને ખોટ પણુ કો નથી રે કે ખોટ૦ ૨
ભવિતવ્યતા પણુ ભવ્ય અછે પ્રભુ માહરી રે કે અછે૦,
તે જાણ્યુ નિરધાર કૃપા લહી તાહરી રે કે કૃપા લહી૦,
ભવસ્થિતિનો પરિપાક વિલ બ વિચે કરે રે કે વિલ બ૦,
સ ઘયણાદિક દોષ તણો અ તર ધરે રે કે તણો૦ ૩
પણુ તે નાવે કામ એ વાત નિવાત છે રે કે વાત૦,
સેવક કેમ હોયે દૂર જે ખાના જાતિ છે રે કે ખાના૦,
ભોલવિયા નવિ જાય કે જે તુમ શિખવ્યા રે કે જે૦,
પહેલા હેજ દેખાડી જેહને હેલવ્યા રે કે જેહને૦ ૪
તે અલગા કેમ જાય નજર ધરો નેહની રે કે નજર૦,
વ છિત આપી આસ સફળ કરો તેહની રે કે સફળ૦,
**જ્ઞાનવિમલ** પ્રભુ ચરણસેવા નિતુ દીજીએ રે કે સેવા૦,
સહજે ઉદય બહુમાન અધિક હવે કીજીએ રે કે અધિક૦ ૫

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૯)

( રાગ—આદર જીવ ! ક્ષમા ગુણ આદર-એ દેશી )

વર્દ્ધમાન જિનવરને ધ્યાને, વર્દ્ધમાન સમ થાવે જી,
વર્દ્ધમાન વિદ્યા સુપસાયે, વર્દ્ધમાન સુખ પાવે જી. વર્દ્ધમાન૦ ૧

તું ગતિ મતિ છતિ થિતિ કે પાલક, [illegible] જી;
જયવંતુ જગમાં જસ શાસન, [illegible] જી. ચરમજિનવર ૨

જે અજ્ઞાની તુમ મત અધિખે, [illegible] જી;
કહો કોણ અમૃતને વિષ સરીખે, [illegible] જી.
ચરમજિનવર ૩

જે તુમ આગમ સરસ સુધારસ, [illegible] જી;
તાસ જનમ સુકૃતારથ જાણો, સુર નર [illegible] જી.
ચરમજિનવર ૪

સાહિબ તુમ પદ પંકજ સેવા, નિતુ નિતુ [illegible] જી;
શ્રી જ્ઞાનવિમલસૂરીશ્વર ભાખે, પ્રભુને [illegible] જી.
ચરમજિનવર ૫

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૧૦)

( હમચડીની દેશી )

જબૂદ્વીપે અપરવિદેહે, ગ્રામાધિપ નયસાર,
શ્રાવક ધર્મ આરાધિ સોહમે, એકપલ્ય સુર સારરે. હમચડી૦ ૧

નામ મરીચિ ભરત તણો સુત, મુનિ થઈ થયો ત્રિદંડી,
લખ ચોરાશીપૂર્વ આયુષો, બ્રહ્મલોકે સુર માડીરે હમચડી૦ ૨

એંશીલાખ પૂરનું જીવી, કોશિક દ્વિજ સુત થયો દેવી,
સૌધર્મે સુર પુષ્પમિત્ર દ્વિજ, બહોત્તરી પૂર્વલખ જીવીરે
હમચડી૦ ૩

સોધર્મે સુર અગ્નિદ્યોત દ્વિજ, ચોસઠ લખ પૂર્વ આય,
ઈશાને અગ્નિ ભૂત દ્વિજ લિંગિ, છપન્નપૂર્વ લખ આય રે.
હમચડી૦ ૪

સનત કુમારે ભારદ્વાજ, ચુમાલીસ લખ પૂર્વ લખ આય,
માહેન્દ્રે સુર તિહાથી બહુભવ, અ તે ત્રીદ ડી થાયરે હમ૦ ૫

રાજ ગ્રહે વિશ્વભૂતિ નૃપતિ થઈ, વર્ષ કોટિનું આય,
વર્ષ સહસ ચારિત્ર નિયાણુ કરી, મહાશુકે થાયરે. હમ૦ ૬

ત્રિપૃષ્ઠ નામ હરિ પોતન પુરિમા, ચુલશ વર્ષ લાખ આય,
સાતમી નરકે સીંહચતુ નરકે, ભવભ્રમહિ બહુ થાય. હમ૦ ૭

મહાવિદેહે પ્રીયમિત્ર ચક્રી, કોટિ વર્ષ તપ કરતો,
શુકે સુરવર તિહાથી ભરતે, છત્રાપુરી અવતરતો હમ૦ ૮

ચદન નામે લાખ વરસનો, પાલી સયમ ભાર,
લાખ ઈગ્યાર અસી સહસમા, સહસણા, છ સય પણયાલ
સસાર રે. હમ૦ ૯

માસખમણથી સ્થાનક સાધે, બાધિ જિનપદ કર્મ,
પ્રાણિતસુર તિહાથી કુ ડનપુર, ગર્ભે બહુ સ ક્રમે રે હમ૦ ૧૦

ક્ષત્રિય કુ ડ પુરિ સિદ્ધારથ, નૃપ ત્રિશલા માય,
હરિલ છન ક ચનવનિકાય, ઈમિસગવીસભવ થાય રે હમ૦ ૧૧

વર્ધમાન મહાવીર શ્રમણએ, નામ ત્રિણે સુખદાઈ,
જ્ઞાનવિમલથી જસ શાસન મહિમા, અવિચલ ઉદય સવાઈરે.
હમચડી૦ ૧૨.

(૧૧)

વૈરાગ્ય-પદ

વાલમીયારે વિરથા જનમ ગમાયા,
પર સંગત કર દર વિસિ ભટકા, પરસે પ્રેમ લગાયા,
પરસેં જાયા પરરંગ ભાયા, પરકું ભોગ લગાયા० ૧
—વિરથા જનમ ગમાયા.

માટી ખાના માટી પીના માટીમે રમ જાના,
માટી ચીવર માટી ભૂષણુ માટી રંગસે ભીના० ૨
—વિરથા જનમ ગમાયા.

પરદેશીસે નાતરા કીના, માયામેં લપટાના;
નિધિ સંયમ જ્ઞાનાનન્દ અનુભવ, ગુરુ વિન નહી તરાના રે० ૩
વાલમિયા વિરથા જનમ ગમાયા.

## તીર્થયાત્રા સ્તવન પ્રશસ્તિ.

(૧૨)

રચના સં ૧૭૫૫

અનુક્રમે ધરા ભણી ચાલતાં સુણિ સુંદરિ,
વાંદ્યા તીર્થ વિવેક સાહેલડી.
**મહિસાણે રાજનગર** પ્રમુખે સુણુ સુંદરિ,
શ્રી જિનકેરાં ઠામ સાહેલડી.
પ્રણમિ પ્રેમઈ પોહતલા સુણુ સુંદરિ,
**સુરત** બંદર નામ સાહેલડી० ૭૭
વિધિસ્યું છ’રી પાલતાં સુણુ સુંદરિ,
ષટ્ માસે કરી યાત્ર સાહેલડી.

જ્ઞાનવિમલસૂરિ સાથસ્યું સુણ સુંદરિ
વદી સફલ કરે ગાત્ર
સાત ખેત્રઈ વિત્ત વાવતા સુણ સુંદરિ,
ઉચિત પ્રમુખ કરે ગા
શાસન શોભા દાખવી સુણ સુંદરિ,
નિજ વચનનુ રાખ્યુ મા
ઠામિ ઠામિ પૂરી ભાવના સુણ સુંદરિ,
પૂજા સત્તર
દેવદ્રવ્ય વૃદ્ધિ દાખતા સુણ સુંદરિ,
સફલ કર્યો અવતાર
સંવત ૧૭-સત્તર પંચાવને ૫૫ સુણ સુ
સફલ મનોરથ સિ
જ્યેષ્ઠ શુકલ દશમી દિને સુણ સુંદરિ,
એ તીરથ રચના કીધ ર

## શ્રી અશોક રોહિણી-રાસ.

(૧૩)

(રચના સં૦ ૧૭૭૪ સુગત)

આદિ—

જીમ અંજન નિર્મળ થકી, વાધે નયણે તે
તિમ મતિ દીપે દેખીઇ, સકલ વસ્તુ ગુરુ
ગુણ મણિ રોહિણ ગેહણા, ચલ ભૂમિકા સમા
રોહિણી નામે જે થઈ, તાસ પ્રબન્ધ કહું અ
સુણતા શ્રવણે સુખ હોઈ, ભણતા નાવે શોક,
આપન હિતને કારણે, સદા ડાહ્યા બિહુ લોક૦ ૭
ધર્મ ધર્મ ભાખે સહુ, પણ પરમાર્થ ધર્મ,
આત્મભાવિ આચરણ કરે, દૂર કરઈ સવિ કર્મ૦ ૮

અન્તે—

હવે શ્રી **આનંદવિમલસૂરિ** તણા,
વડસીસ જેરે ધરમસિંહ અણગાર રે
વયરાગી ગીતારથ ગુરુ ગુણ રાગીઆરે, સ વેગી સિણગાર રે ૬
—ધન ધન સુવિહિત તપગચ્છ સાધુ પરંપરા રે,
તસ સીસ ગણિ **જયવિમલ** નામે ભલારે,
**કીર્તિવિમલ** કવિ શિસરે.
**શ્રીનયવિમલ** કવિ તેહના સીસ સોભાગીઆરે,
શ્રીધીર વિમલ વિશેષ રે. ૭
ધન ધન.......
સીસ તેહનો **નયવિમલ** નામે કવિરે, વિનયી વહે ગુરૂ આણરે.
ઉપ સંપદથી તેણે આચારી જ પદ લીધુ રે,
લહી શ્રી વિજય પ્રભસૂરિ આણે રે. ૮
ધન ધન........
નામ લહ્યુ તેણે **જ્ઞાનવિમલસૂરિ** ઇસ્યુ રે,
તેણે એ રચિયો રાસ રે,
ઢાલ બધ એ ભવિ જણને ભણવા ભણી રે,
જેહથી હોઇ બુદ્ધિ પ્રકાશ રે (૯) ધન ધન...
૪ ૭ ૭ ૧
સવત યુગ-મુનિ-મુનિ-વિધુ વર્ષ નામથી રે,
સૂરતિ બદર પાસ રે,
સૈયદપુરમા તિલકને સરિખુ રે, તિહા રહી ચોમાસ રે ૧૦
ધન ધન .......
વિમલ શાન્તિ જિન ચરણ સેવા સુપસાયથી રે,
સપૂરણ એ કીધરે,
માગસર સુદિ જ્ઞાન પચમી દીન સોહામણો રે, મનહ
મનોરથ સિદ્ધરે. ૧૧ ધન ધન.......

(૨૩)



## શ્રી કેશરવિમલ

( ચોવીસી રચના-સં ૧૭૫૦-માગરોળ )

શ્રી તપગચ્છમા શ્રી શાંતિવિમળના શિષ્ય આ મુનિ થઇ ગયા છે તેમની ચોવીસી ભાવવાહી ને સુંદર છે તેઓશ્રીની બીજી ગ્રંથ-રચનામા બે ગુજરાતી કૃતિઓ જણાય છે તેમા સૂકિતમાલાના પદો મોઢે કરવા લાયક છે આ સાથે તેમના પાંચ સ્તવનો તથા સૂકિતમાલાના બે શ્લોકો આપવામા આવ્યા છે

૧ ચોવીસી સંવત ૧૭૫૦ ૨ સૂક્તિમાલા સંવત ૧૭૫૪

૩ વંકચૂલરાસ ,, ૧૭૫૬

### શ્રી ઋષભજિન સ્તવન

(૧)

(લાડીલો લાખેણી લાડી વખાણો આયો-એ દેશી )

સહીયા ઋષભજીણંદશુ મન લાગ્યુ,<br>
ચોલ તણી પરે રંગ લાગે હે.<br>
મોરૂં મન રાતું એ પ્રભુ રાગે, જેહવુ હીર કીરમજી રાગે હે,<br>
રાત દિવસ જે પ્રભુ મુખ આગે, મીન જ્યુ રમે નીર અથાગે હે<br>
૧ સહીયા૦

મોહે મોરા ચંદ ચકોરા, જીમ કોયલ વલી સહકારા હે,<br>
તિમ પ્રગટે બહુનેહા મોરા, એહ સૂરતિ શું અધિ કેરાહે<br>
૨ સહીયા૦

શોભા દેખી પ્રભુ મુખ કેરી, આંખલડી ઉલ્લસે અધિ કેરી હે;
જાણું જે કીજે સેવા ભલેરી, ટાળે દૂર ભવની ફેરી હે.
૩ સહીયાં૦

મોહનમૂરતિ મોહનગારી, એ સમ નહી જગ ઉપગારી હે;
એ હીજ સાચી કામણગારી, જિણે વશ કરી મુગતિ ઠગારી હે.
૪ સહીયાં૦

જીમ જીમ દેખુ મન નિહારી, તિમ મુજ મન લાગે પ્યારી હે;
એહ મૂરતિ દેખો મનોહારી, દરીસણુની જાઉં બલિહારી હે.
૫ સહીયાં૦

નાભિ નરેસર કુલ અવતારી, મરૂદેવી માતા જેણે તારી હે;
સુનંદા સુમંગલા વરી જેણે મારી, યુગલા ધર્મ નિવારી હે.
૬ સહીયાં૦

રાજ્યની રીતિ જેણે વિસ્તારી, નિરમલ વર કેવલ ધારી હે;
શેત્રુંજાગિરિવર પ્રભુ પાઉ ધારી, મહિમા અનંત વધારી હે.
૭ સહીયાં૦

રૂષભ જીનેસર મૂરતિ સારી, શેત્રુંજા ગિરિવર શોભાકારી હે;
કેસરવિમલ કહે જે નર-નારી, પ્રણમે તે જગ જયકારી હે.
૮ સહીયાં૦

## શ્રી શાંતિનાથ સ્તવન.

(૨)

(દીઠી હો પ્રભુ દીઠી જગ ગુરૂ તુજ-એ દેશી.)

સાંભલ હો પ્રભુ સાંભલ શાંતિ જિણંદ,
વિનતિ હો પ્રભુ વિનતિ મ્હારા મનતણીજી,

## શ્રી નેમિનાથ સ્તવન.

(૩)

(વર્ધમાન જિનવર વરદાયી-એ દેશી)

સાંભલ સ્વામી ચિત્ત સુખકારી, નરભવ કેરી હું તુજ નારી;
પ્રીતિ વિચારી કાં પ્રભુ મોરી, કર્યું રથ ફેરી જાઓ છોરી. ૧
તોરણ આવી શું મન જાણી, પરિહરી માહરી પ્રીતિ પુરાણી;
કિમ વન સાધે વ્રત લીયે આધે, વિણ અપરાધે શ્યે પ્રતિબધે ૨
પ્રીતિ કરી જે કિમ તોડી જે, જેણે જસ લીજે તે પ્રભુ કીજે;
જાણ સુજાણુજ તે જાણીજે, વાત જે કીજે તે નિવહી જે. ૩
ઉત્તમ હી જો આદરી છંડે, મેરૂ મહીધર તો કિમ મંડે;
જો તુમ સરીખા સયણુજ ચૂકે, તો કિમ જલધર ધારા મૂકે ૪
નિગુણા ભૂલે તે તો લ્યાગે, ગુણ વિણ નિવહી પ્રીતિ ન જાયે;
પણ સુગુણા જો ભૂલી જાયે, તો જગમા કુણને કહેવાયે ૫
એક પખી પણ પ્રીતિ નિવાહે, ધનધન તે અવતાર આરાહે;
ઈમ કહી **નેમશું** મલી એકતારે, રાજુલ નારી જઇ ગિરનારેરે. ૬
પૂરણ મનમા ભાવ ધરેઈ, સંયમી હોઈ શિવસુખ લેઈ;
નેમશું મલીયા રંગે રલીયાં, **કેસર** જંપે વંછિત ફલીયાં. ૭

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

(૪)

(નમો રે નમો શ્રી શેત્રુંજા ગિરિવર—એ દેશી)

સુણ સાહિબ પ્રભુ **પાસ** જિનેસર, નેહ નજરથી નિહાલ રે;
તુજ સાનિધ્યથી હેલાં લહીયે, દિનદિન મંગલ માલ રે સુણ૦ ૧

કારણ મહીયલે શિવસુખ કેરો, એક તુહીજ જિનરાજ રે,
જ્યું વ્યવહાર સદા જગજનનો, વરતાવણ દિનરાજ રે સુણ૦ ૨
મોહ વશે તુમ છંડી જે જન, અવર સુદેવકરી જાણે રે,
સજલ સરોવર છંડી તે મન, મૃગજલશું સુખ માણે રે સુણ૦ ૩
દર્શન ભેદે તું બહુ રૂપી, પરમારથ એક રૂપ રે,
સ્ફટિક મણિ જ્યું વરણ ઉપાધે, આભાસે બહુ રૂપ રે સુણ૦ ૪
ભવ દુઃખ ભંજન તું જગરંજન, તુંહી નિરંજનદેવ રે,
કહે **કેસર** પ્રભુ પાસ જિનેસર, દીજે તુમ પદ સેવ રે સુણ૦ ૫

## શ્રી મહાવીર જિન સ્તવન.

(સાભળજો મુનિ સંજમ રાગે, ઉપશમશ્રેણે ચઢીયા રે—એ દેશી)

**વીર જીનેસર** સુણમુજ સ્વામી, વિનવીયે શિરનામી રે;
તું પ્રભુ પૂરણ મનહિત કામી, તું મુજ અંતરજામી રે.
વીરજીનેસર સુણ મુજ સ્વામી૦ ૧

એક જ તું શિર સાહિબ કીજે, તુમ સમ કોણ કહીજે રે,
ભગતિ કરતા જો તું રીઝે, તો મનવાછિત સીઝે રે.
વીર જીનેસર૦ ૨

તુજ હિતથી સુખસંપદ આવે, દાલિદ્ર દૂર ગમાવે રે,
જગબંધવ જીન તુંહી કહાવે, સુરનર તુજગુણ ગાવે રે
વીર જીનેસર૦ ૩

તું પ્રભુ પ્રીતિ ન હેત જણાવે, પણ સેવક સુખ પાવે રે,
ગિરૂઆ સેવા ફલ નવિ જાવે, સેવી જે ઇણભાવે રે.
વીર જીનેસર૦ ૪

ત્રિશલા નંદન વીર જીનેસર, વિનતડી અવધારીરે;
કેસર જંપે દરિસણ દીજે, દુરગતિ દૂર નિવારી રે.
વીર જીનેસર ગુણ મુજ સ્વામી૦ ૫

કલશ

(૫)

(આજ મંદરે આગણે કાંઇ, જાણું સુરતરૂ ફલીઓ રી—એ દેશી)

(રાગ–ધનાશ્રી)

સેવોને રે ભવિ સેવોને, ચોવીસે જીનરાયા એ,
ભવ ભયવારક શિવસુખ દાયક, ત્રિભુવન માંહિ સુહાયા એ.
સેવોને રે ભવિ સેવોને૦ ૧

પૂરવ પુણ્ય લહી અવતરીયા, ચૌદ સુપન કહી જાયા એ,
ચોસઠ ઇંદ્ર મિલી બહુ ભગતે, મેરૂ શિખર નવરાયા એ.
સેવોને રે૦ ૨

અનુક્રમે પૂરવ પુણ્ય વશે કરી, રાજલીલા વરનારી એ,
ભોગ ભોગવી વરદાને વરસી વ્રત લીલા અવધારી એ.
સેવોને રે૦ ૩

તપ કરી ઘન ઘાતિ મલ ટાળી, ઉજ્જવલ કેવલ પાયા એ,
સમ વસરણે બેઠા પ્રભુ શોભે, ચોવીસે જીનરાયા એ.
સેવોને રે૦ ૪

ચોત્રીશ અતિશય જે પ્રભુ રાજે, પાત્રીસ વચન વિરાજે એ,
મધુર ધ્વનિ પ્રભુ દેશના ગાજે, પ્રભુતા અધિકી છાજે એ.
સેવોને રે૦ ૫

ત્રિભુવન ઉપકારી, કેવલજ્ઞાન ધારી,
ભવિજન નિત સેવે, દેવ તે ભક્તિ ભાવે,
ઈહુજ જીન ભજંતાં, સર્વ સંપત્તિ આવે

(૩૭) ભવ વિષય તણાં જે, ચંચલા સૌખ્ય જાણી,
પ્રિયતમ પ્રિય યોગા, ભંગુરા ચિત્ત આણી,
કરમ દલ ખપેઈ, કેવલજ્ઞાન લેઇ,
ધન ધન નર તેઇ, મોક્ષ સાધે જી કોઈ



(૨૪)




ચોવીસી-૧૭૫૦-આસપાસ.

વાચક શ્રી શાંતિવિજયજી શિષ્ય શ્રી ખિમાવિજયજીના શિષ્ય શ્રી માણિક્યવિજયજી થયા તેમનો જન્મ સમય વગેરે મલતો નથી

તેઓશ્રીની એ કૃતિઓ જાણવામાં આવી છે આ સાથે તેમનાં પાંચ સ્તવનો સુન્દર રાગોમાં રચાયેલા આપ્યાં છે

૧ શ્રી નેમરાજુલ બારમાસા. સ ૧૭૪૨ વૈશાખ સુદ ૩ રવિવાર
૨ પર્યુષણપર્વ વ્યાખ્યાનની સજ્ઝાય ૩ ચોવીસી

## શ્રી ઋષભદેવ સ્તવન.

(૧)

( માનતિ કાગલ મોકલે એ—દેશી )

**પ્રથમ જિણેસર** પ્રાહુણા, જગ વાલ્હા વારૂ,
આવો અમહિઅ ગેહરે, જ૦,
ભકતિ કરૂ ભલી ભાતસ્યું જગ૦
સાહેબજી સસનેહ રે જગવાલહા વારૂ.
મોહિ રહ્યો મનડો દેખવા હો રાજિ (આકણી) ॥ ૧ ॥
આખડીઆ અલજો ઘણો જ૦, દેખણ તુમ દીદાર રે જ૦,
ઘડીય ઘડી નિતસાભરો જ૦, સાસમા સો વાર જ૦ મો૦ ॥ ૨ ।
મૂરત મોહન વેલડી, જ૦, સોહે અધિક સનૂર રે જ૦,

ભવિજન વંછિત પૂરવા જ૦, કલ્પતરૂ અંકુર રે જ૦ મો૦ ॥ ૩ ॥
ટેક ધરી એક તારસ્યુ જ૦, કરતા તુમસ્યું પ્રીત રે જ૦,
નિરમલ હોવે આતમા જ૦, લહિઇસ્યુ યશ સુરીત રે જ૦ મો૦ ॥૪॥

પરમ પુરૂપ પરમેસરૂ જ૦, જગ બંધુ જગનાથ રે જ૦,
કહે **માણિક્ય** કરજોડીને જ૦, જયજય જિનવર સાથ રે જ૦
મો૦ ॥ ૫ ॥

## શ્રી શાંતિનાથ સ્તવન.

(૨)

( નાગલી મેહલો ને કાન જી રે—એ દેશી )

**શાંતિ** જિણેશ્વર સેવતા રે રાજિ, ઘરમાં હુઈ શુભ શાતિ,
ભાતભ આરાધતા રે, અશિવ તણી ઉપશાતિકે.
સહિજ સલૂણા સાત જીરે રાજિ૦ ૧ (આંકણી)

ગજ પુર નયર નરેસરૂરે, અચિરા માત મલારકે;
વિસ્વસેન નૃપ કુલ તિલોરે, વિસ્વર મા ભરતાર કે સહિ૦ ૨

નયણ કમલ દલ સારિખા રે, કેશર વરણી કાયકે,
મુખ મટકે મન મોહિઉરે, સુરત અજબ સોહાયકે સહિ૦ ૩

મસ્તક મુગટ સોહામણો રે, કાને કુંડલ સારકે,
કર કટલી રતને જડી રે, ગલે મુગતાફલ હાર કે સહિ૦ ૪

જિનવર ચક્રી સ પદારે, ભોગવિને ભગવ ત કે,
મુગતિ મોહલ પધારીયા રે, માણિકમુનિ પ્રણમ ત કે સહ૦ ૫

## શ્રી નેમિનાથ સ્તવન.

(૩)

( બાદરિયાની બેટી કાગલ મોકલિ જો—એ દેશી )

સોરિપુર નગર સોહામણો જો, તિહા સમુદ્રવિજય નૃપ
શિવા દેવિ રાણી તેહને જો, રૂડી રભ તણિ અણુ
**નેમ** નગીનો મુઝ નિવાલ હો જો (આ
તાસ કુખે કમલા હસલો જો, અવતિરિઆ નેમિકુ
બ્રહ્મચારિ સિર સેહરો જો, તસવતમા સિરદાર જો
કેલ કરતા કૃષ્ણગોપીકા જો, કબુલાવ્યો પ્રભુ ઘર ભા
ઉગ્રસેન રાય બેટડિ જો, કીયો તેહસ્યુ લગન વિચાર જો
જાન લઇ સબલઇ સાજસ્યુ જો, પ્રભુ આવ્યો તોરણ
પશુઅ પોકાર સુણી ચાલિયા જો, લીધો સ જમ ભાર જો
રાજુલ રાણી પૂઠે સચરી જો, જઈ પોહુતિ ગઢ ગિર
મુગતિ મહોલમા મોકલ્યાજો, પ્રભુ **માણિક** મોહનગારજો

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

(૪)

( મુહતો તે મુધા સહિરનો રે—એ દેશી )

પુરીસા દાણી **પાસજી**, પ્રભુ પાયનસુ નિત મેવો રે,
પરતખ્ખ પરતા પુરવે, સુરનાયક સારે સેવરે પુરીસા દા
પુરવ પુન્ય પસાઉલે, તુમ દુરલભ દરિસણ દીઠુ રે,
હિયડા કુપલ ઉલસ્યા, મુઝ લોચન અમીય પઇઠું રે. પુરી

રોગ સોગ ચિંતા સહુ, દુ:ખ દાલિદ્ર સંકટ નીઠું રે,
ઇત ઊપદ્રવ આપદા, ગયું અશુભ કરમ અતિ ધીઠું રે પુ૦ ૩
અમૃતપાન થકી ભલુ, પ્રભુ દરીસણ લાગે મીઠું રે,
પુણ્ય દશા પ્રગટી હવે. કર્યું પાતિક ચૂરી ધીઠું રે. પુ૦ ૪
વછિત કમલા મઇ વરી, એ તો પામી મગલ માલ રે,
સંખેસર પ્રભુ ભેટતાં, મણિ માણિક રગ રસાલો રે પુ૦ ૫

## શ્રી વીર જિન સ્તવન.

### (૫)

(ગોરી માહરી પાણીડા જાઓ પાલીખેતગણો ઉતર્યો—એ દેશી)

પ્રભુ માહરા પર્મકૃપાલ, મહિર કરી મુઝરો લીઓ,
સમરથ દિન દયાલ, અરજ સુણી દરિસણ દિઓ. ૧
રાય સિદ્ધારથ નંદ, મુખ દેખી આણદાઇ,
ચરણ કમલ સુખ કદ, પેખી પાપ નિંકદઇ ૨
કેશરિ લછન જાસ, કેસર વરણો વિરાજ તો,
મંગલ લછિ નિવાસ, સેવક નિરે નિવાજ તો ૩
ત્રિશલાસુત વડવીર, ધીર ગુણે સુરગિરિ જિસ્યો,
જલનિધિજિમ ગંભિર, મુનિજનનિ મનમેં વસ્યો ૪
સંપ્રતિ શાસન ઇન, ચરમ જિનેસર વાદિઇ,
શ્રી ખીમાવિજય બુધ સિસ, કહે માણિક ચિત ન દિઇ. ૫

(૨૫)



## શ્રી સૌભાગ્યવિજયજી

(ચોવીશી રચના—૧૭૫૦ આસપાસ.)

શ્રી સૌભાગ્યવિજયજીની ગુરુપરંપરા જાણવામાં નથી તેઓશ્રીની બીજી સાહિત્ય-રચના પણ જણાતી નથી તેઓશ્રીની ચોવીશ રચના સારી છે આ સાથ તેમનાં પાંચ સ્તવનો લીધાં છે.—

### શ્રી ઋષભજિન સ્તવન.

(૧)

ઋષભજિન ગજપુર પધાર્યા, સુર કરઇ મહોચ્છવ સાર રે
દેવદુંદુહિ નાદ વાજઇ, હોઇ જય જયકાર રે ઋષભ૦
લેઈ સંજમ પુહવી વિચરઈ, ગામ નગર પુર ઠામરે,
કેઈ હય-ગય-રયણ સુખાસણ, આપઇ કન્યા અભિરામરે
૧ ઋષભ૦

કનક રયણ ભરી થાલ દિઇ, નહી તેહનું કામ રે;
બાહુબલ પુત્ર સોમયશા સુત, શ્રેયાગરાય તસ નામ રે
૨ ઋષભ૦

જાતિ-સ્મરણ દાન જાણ, પધારવઇ જિન નિજ ધામ રે
સેલડી રસ સુધ વિહરાવઈ, પારણું પ્રથમ હુઉં આમિ રે
૩ ઋષભ૦

સાઢી બાર કોડિ રયણ વુઠી, પંચ દિવ્ય દુંદુહિ નાદ રે
અહો દાન જ મહાદાન જ, સુર કહઇ સર લઇ સાદ રે
૪ ઋષભ૦

જિનરાય સમ નહી પાત્ર જ, શ્રેયાંસ પ્રથમ દાતાર રે,
**સૌભાગ્યવિજય** પ્રભુ વંછિત દાઈ, તારિઉં પ્રભુ તારિ રે
૫ ઋષભ૦

## શ્રી શાંતિજિન સ્તવન.

(૨)

(પ્યારો રી સાંઇ કો દરિસણુ પ્યારો, અજબ અનોપમ સુન્દર સૂરતિ મૂરતિ મનકુ મોહાઈરી સાંઇકો આંકણી)

વિશ્વસેન નૃપ અચિરા રાણી, કૂખિ જબ અવતરિઓ,
મારિ મરગી રોગ સોગ નાઠા, શાન્ત ખેમ ત્રિભુવન વરીઓ રી.
૧ સાંઈકો૦

તિણથી **શાન્તિકુમાર** નામ ઠવીઓ,
યશ કીરતિ મહિમા વિસ્તરીઓ,
ષટ્ખંડ પ્રભુતાનો પ્રભુત્યાગી, સુર-અસુરનુ વીનવીઓ રી.
૨ સાંઈકો૦

કેસર-ચંદન ભરી કટોરી, પૂજત ભવિજન લોગા,
રયણ જડિત આંગિ અનોપમ, કરઇ ગર ભોગી રી.
૩ સાંઈકો૦

તુજ પદ કમલ મુજ મન મધુકર, રમલિ કરઇ નિસદીસ;
ગરિબ નિવાજ દોલતિ દિઓ,
અપણિ કામિત પૂરણ તુ જગદીસો રી.
૪ સાંઈકો૦

જગદાણંદણ તુ પરમેસર અચિન્ત્ય ચિન્તામણિ મિલીઓ,
**સૌભાગ્યવિજય**પ્રભુ શાંતિજિન સેવા સકલ મનોરથ ફલીઓ રી.
૫ સાંઈકો૦

(૨૬)




શ્રી સુખસાગરજી સં. ૧૭૫૦ ની આસપાસ.

શ્રી જ્ઞાનવિમલસૂરિના સમયે શ્રી દીપસાગર કવિના શિષ્ય શ્રી સુખસાગરજી તપગચ્છમા થયા છે તેઓશ્રીની એક જ કૃતિ જાણવામા છે. તેઓશ્રીએ શ્રી જ્ઞાનવિમલસૂરિની ઘણી પ્રતો લખી જણાય છે. તેઓશ્રીની ચોવીસી–સાદી અને સરળ છે તથા સ્તવનો સુંદર રાગોમાં બનાવ્યા છે આ સાથે તેમનાં પાંચ સ્તવનો લીધા છે

૧ શ્રી જિનસુંદર રચિત ૧૪૮૩ શ્રી કલ્પસૂત્ર પર બાલાવબોધ સં ૧૭૬૩

## શ્રી ઋષભદેવ સ્તવન.

(૧)

( રાગ-સામેરા મુનિસ્યુ મનમાન્યો—એ દેશી )

પ્રથમ જિણેસર પ્રણમીઈ, મરૂદેવીનો નંદ રે, જિનસ્યું મનમાન્યો,
નાભિ નૃપતિ કુલમંડણો, વૃષભ લંછન જિનચંદ રે. જિ૦ ॥૧॥
લક્ષણ લક્ષિત વરતનુ, પંચસયા ધનુ માન રે જિ૦,
લાખ ચઉરાસી પૂર્વનું, જીવિત જસ પરિમાણ રે. જિ૦ ॥૨॥
નયરી વિનીતાનો ધણી, કંચન વાનિ ઉદાર રે જિ૦,
ગોમુખ જક્ષ ચક્કેસરી, શાસન સાંનિધિકાર રે. જિ૦ ॥૩॥
શત સાખાયે વિસ્તર્યો, જેહનો વંશ ઇખાગ રે જિ૦,
ઋષભદેવ યુગ આદિનો, કારક જેહ મહાભાગ રે. જિ૦ ॥૪॥

ચોરાસી ગણી ગુણ નિલા, સહસ ચોરાસી સાધરે, જિ૦,
તીન લાખ જસ સાધવી, સુખ સંયમ નિરાબાધરે. જિ૦ ॥૫॥
સુરતરૂથી અધિકી ગણું, તુઝ સેવા જગદાસરે, જિ૦;
**દીપસાગર** કવિ રાયનો, **સુખસાગર** કહે સીસરે. જિ૦ ॥૬॥

## શ્રી શાંતિનાથ જિન સ્તવન.

### (૨)

રાગ—કાફી

પ્રણમુ **શાંતિજિણંદને** મનમોહના લાલ,
પંચમો ચક્રી એહ હો જગ સોહના લાલ,
કંચન વનિ જિન સોલમો મન૦
ચાલીસ ધનુ તનુ દેહ હો જગ૦ ૧

ગજપુર નયરનો રાજીઓ, મન૦ વિશ્વસેન નૃપ તાયહો જગ૦
અચિરાનંદન ગુણ નિલો મન૦ એક લખ વરિસનુ આયહો.
જગ૦ ૨

ગુરૂડ જખ્ખ સેવા કરિ મન૦ નિર્વાણી સુખદાયહો જગ૦,
મૃગ લંછન મનોહર ગુણી મન૦ નામે નવનિધિ થાય હો
જગ૦ ૩

છત્રીસ ગણધર ગુણ ભર્યા મન૦ બાસઠિ સહસ મુણીંદ હો જ૦
એક સઠિ સહસ પટ્ આગલી મન૦ સાધવી સવિગુણવંદ મ૦
દાની શિર ચૂડામણિ મન૦ ઉપગારી અરિહંત હો જગિ૦
ઇતિ ઉપદ્રવ સવિ સમે મન૦ ભય ભંજન ભગવંત હો.
જગિ૦ ૪

સુખસાગર નિતુઉલ્લસ્યો મ૦ જનમ સમે જગમાહિ જ૦
શાંતિનાથથી ઉપજે મન૦ આનંદ અધિક અથાહ હો.
જગિ૦ ૫

## શ્રી નેમનાથ સ્તવન.

(૩)

દેશી—રસીયાની

નેમિજિણંદને નમીઈ નેહસ્યું જનમ થકી બ્રહ્મચારી
વયરાગિ સમુદ્રવિજય યાદવ કુલ દિનમણી
માત શિવાદે મલ્હાર વેરાગી ને૦ ૧

નયર સોરીપુર જેહનું જાણીઇ, એકસહસ વરિસનું આય સોભાગી
શંખ લછન અંજન વનિ દસધનુ, તોરણથી ફિરી જાય વૈરાગી;
નેમિ૦ ૨

સાર ઇગ્યાર અછે જસ ગણધરૂ સહસ અઢાર અણગાર સોભાગી,
ચાલીસ સહસ કહિજસ સાધવી, પામ્યા ભવતણા પાર સોભા.
નેમિ૦ ૩

ગોમેધસુર અંબા શાસન સુરી, રાજીમતી ભરતાર સો૦
આઠ ભવાતર કેરો નેહલો રાખ્યો, એહુ નિરધાર વયરાગી. ને૦

જીવદયા મનમાહિ ચિંતવી, દાખી પશુ તણા દુ:ખ સોભા૦
પરસુખ દીધાથી જો ઓ પામીયા, આપઈ અવિચલ સુખસો. ને૦

ભોગકર મનો ઉદયન જાણીયો, અણપરણે વ્રત લીધ વય૦
અહનિસ અનુભવ રસ સુખસાગરે, મગન થઈ થયા સિદ્ધ સોભા.
નેમિ૦ ૫

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

(૪)

( ફલ વદ્ધિ પાસ સદા સુખદાઈ—એ દેશી )

પાસજિનેસર પુરિસાદાણી તેવીસમો જિનરાયો રે,
અશ્વસેન નૃપ વંશ વિભૂષણ વામા માતા જાયો રે પા૦ ૧
વાણારસી નયરી નો રાજા, નવકર તનુ નીલવરણે રે,
અહિ લંછન જિન પાસ નામે ચરણે રે પા૦ ૨
દશ ગણધર ગિરૂઆ છે જેહને, સોલસહસ મુનિરાયા રે,
સાહુણી અડતીસ સહસ કહીજે, હસ્ત દિખિત સમુદાયારે પા૦ ૩
એક સત વરસ તણું જસ જીવિત, વંછિત આસાપુરે રે,
ધરણરાય પદમાવતીદેવી, સંકટ સઘળા ચુરે રે પા૦ ૪
કમઠ થકી અહી જલણિ જલ તો, ઉગારી કર્યો ઇંદો રે,
તિમ મુઝને ભવદવથી રાખો, જિમ હોઇ પરમાનંદો રે પા૦ ૫
તેહને સમકિતનું ફલ લીધ, જે તુમ્હને આરાધે રે,
ગ્યાન ગુણે સુખસાગર વાધે, સહજે શિવ સુખ સાધેરે. પા૦ ૬

## શ્રી વીરજિન સ્તવન.

(૫)

( આજ જીનખિમા ગુણ આદરિ—એ દેશી )

શ્રી મહાવીર મનોહર મૂરતિ નયણે દીઠી જિહારેજી
કાલ અનાદિ ભવભવિ સંચ્યા નાઠા દુરિ તિહારેજી શ્રી૦ ૧
શ્રી સિદ્ધારથ નૃપ તિમલાનંદન, કંચન કોમલ કાયાજી,
સાત હાથ તનું કેસરિ લંછન, બહોતરિ વરસનું આયજી શ્રી૦ ૨

ગોતમ પ્રમુખ ઇગ્યારે ગણધર, ચઉદસંહસ મુનિવર સોહિજી,
સાહુણી છત્રીસ સહસ કહી જઇં, ભવિજન નઇ પડિ બોહઇજી.
શ્રી૦ ૩

શ્રી માતંગ સુરસિદ્ધાઇ દેવી, સેવે જેહના પાયજી,
ક્ષત્રીયકુંડ નયર છે જેહનુ, વર્દ્ધમાન જિનરાયજી. શ્રી૦ ૪

ચૌવીસમો જિન ચૌગતિ કેરા, દુખ દોહગ સવિ ટાલેજી,
દુખમા જલધિ પ્રવહણુ સરિખુ, જસ શાસન સુવિસાલજી.
શ્રી૦ ૫

સમતા **સુખસાગર**ની લીલા, જિણિ પરિ પ્રભુ તુમ્હે તરીયાજી;
તિણિ પરિ સેવકને હવે તારો, જે તુમ્હ છો ગુણના દરિયાજી.
શ્રી૦ ૬

## કેલશ.

શ્રી સુખસાગર કૃત.

( માઈ ધન સુપનતું ધનજીવી–એ દેશી )

ચૌવીસ જિણેસર કેસર ચર ચિતકાય
જેહના પદ સેવે ચોવિધ દેવ નિકાય
અકલંક અમોહી અતિશયના ભંડાર
જસ ખાઇક ભાવે ગુણ અનંતુ અપાર ૧

ભવિભવિ હું એહની આણ વહું નિસદીસ,
એ માહરો સાહિબ સેવુ વિસવા વીસ,
લલિ લલિ પાયલાગુ માગુ એહની સેવ,
સમકિત ગુણ જેહથી વાધઇ છઈ નિતમેવ. ૨

તર બોલે સર્વાંગ્યા ભાવ ભગતિ મનિ આણી,
મનિ સારૂ ગુંથી એ મેં પ્રાકૃતિ વાણી,
જે બાલિક બોલે કાલી ગહિલી વાણી,
માય તાય તણું મનિ લાગિ અમી સમાણી. ૩

એ જિનવર દેવ, ગુણ અભિધાને ધ્યાવે,
તે ભવિ પ્રાણીના ભવ ભવના ભય જાવે,
સુખ સંપદ સઘળી સહજ સભાવે આવે,
શુદ્ધ સમકિત કેરો લાભ અતુલ તસ થાવે ૪

સંવેગી ગચ્છપતિ જ્ઞાન વિમલસૂરિરાયા,
જ્ઞાનાદિક ગુણનો ધામી નામ પસાય.
તપગચ્છ શોભાકર દીપસાગર કવિરાય,
તેહનો લઘુ બાલક સુખસાગર ગુણ ગાય ૫



(૨૭)

## શ્રી રૂપભસાગરજી.

ચોવીસી રચના ૧૭૫૦ આસપાસ.

તપગચ્છમા પંડિત શ્રી ૠદ્ધિસાગરના શિષ્ય શ્રી રૂપભસાગરજી સંબંધી જન્મ દીક્ષા તથા સ્વર્ગવાસ વગેરેની હકીકત મળતી નથી

તેઓશ્રીએ ગુજરાતી પદ્યમા શ્રી વિદ્યાવિલાસરાસની રચના કરી છે તથા સંવત ૧૭૪૮ મા આગ્રામા શ્રી ગુણમંજરી વરદત્ત ચોપાઈ બનાવી છે તેઓશ્રીની ચોવીસી રચના સરળ ભાષામા છે. આ સાથે તેઓશ્રીના પાંચ સ્તવનો લીધા છે.

### શ્રી ઋષભ જિન સ્તવન.

(૧)

કાંઇ રિસહેસર મઇં પાયો, હો રાજિ જિનનાયકજી,
કાંઇ ઈંદ્ર ચંદ્ર નાગિંદ ભલાથેં, પાયા હો ગુણલાયકજી. ॥૧॥
કાંઈ પરસન દરસન તુમચૈ, ત્રિભુવન પ્યાસી હો રાજિ સુખદાયકજી,
હું નામ જપું નિસદીસ ઇસી તુમ, આસી હો આજિજિ
મનભાયકજી ॥૨॥
કાંઈ બિરૂદ ગરીબ નવાજ ભલાથે, પાયા હો રાજિ જગનાયકજી,
કાંઈ દેવ વન સેવું ન દુજો, કરી ઇણ કાયા હો બોલ લાયકજી ॥૩॥
કાંઇ કરૂણ કરતુ વયકુંઠ તુઠો, હો રાજિ સબલાયકજી,
કાંઇ ઇણુ વિધિ તુ હી અચિંતિત, અવરાં તુઠો હો આજિ
મનમાયકજી. ॥૪॥

ગુણ સંભારૂં પ્રભુજીના કેતા, તિણ વિધિ હુંતા તેતા હો. સા૦
કેવ૦ કાયા૦ એક જ પ્યારા૦ પ્રભુજી
વિધિકરે આગે કિરિયા સહુ અવતાઈ, ઇણ વિધિ ઢોલી લાઇ હો.
જનની૦ નર૦ સારી૦ ભારી૦ પરગટ૦ પ્રભુજી ૩
કરો અછો અબ કર્યું કઠિણાઈ, યા કુણશી ચતુરાઈ હો સા૦ કે૦
કાયા૦ એક જ૦ પ્યારા૦ પ્રભુજી.
ભગત અભગત થાંહરૈ એકણ ભાવૈ, યા મનમે અતિ આવૈ હો.
જન૦ નર૦ સારી૦ ભારી૦ પરગટ૦ પ્રભુજી ૪
સેવકની અબ બખરિ મનાવૈ, દીનાનાથ કહાવૈ હો,
સાહિ૦ કેવ૦ કાયા૦ એક જ પ્યારા૦ પ્રભુજી.
પ્રગટ હોતા આગૈ અણુગુણગાલા રીઝંતા લખવાતા હો
જન૦ નર૦ સારી૦ ભારી૦ પ્રગટ૦ પ્રભુજી. ૫
હાથી પ્રભુજીને વાત વણતાં, અવર વાતાંરી વાતાં હો.
સા૦ કેવ૦ કાયા૦ એક પ્યારા૦
ભગત નવાની કાઈ ભાવરી ભાઈ, કે કલિયુગ વાય લગાઇ હો.
જન૦ નર૦ સારી૦ ભારી૦ ૬
પ્રભુ પ્રકાશો ચૂકિજ કાંઇ કહો કયસી આસાતના પાઈ.
સા૦ કે૦ કાયા૦ એક૦ પ્યારા૦
સોવત જાગત તોરો ધ્યાન જ ધ્યાવું ગાયો તુજ હું ગાવુ હો.
જનની૦ નર૦ સારી૦ ભારી૦ ૭
અબકી વેર પ્રભુ મોજ ન પાઉં, કહો કુણ જાંચણ જાવુ હો.
સાહિબ૦ કેવ૦ કાયા૦
કુડ કપટ ધુતારા તારો, અમને કાય વિસારો હો.
જનની૦ નર૦ સારી૦ ભારી૦ પરગટ૦ પ્રભુજી૦ ૮

ભગવંત તાહરે બહુ ભંગઇ હો સાવ૦
અંગઈ રાગ ઉમ ગે હો રાજી, કથન નમાનૈ મૂલથી હો સાંવ૦
આપ મતિ એક રંગી હો રાજિ. યા૦ નેમ૦ પ્ર૦ મ૦ ૫

તું દાતાર શિરોમણિ હો સાંવ૦
નવિ દીધી ભય કોડી હો રાજિ;
પાસૈ પિણ રાખૈ નહી હો સાંવ૦
ગતિ મતિ તાહરી ઉડી હો રાજિ. યા૦ નેમ૦ પ્ર૦ ઈ૦ ૬

તોને ક્રોધ નહી સુપનંતરૈ હો સાંવ૦
તો કયું કરિ અરિ દલ દલિ દલિયા હો રાજિ,
અભિમાની સિર સેહરો હો સાવ૦
તું તારે ભવોદધિ કલિયા હો રાજિ. યા૦ ને૦ પ્ર૦ ઇ૦ ૭

સાહું દેખું હો રાજિ તાહરે પરિ છાજૈ તો નૈ હો સાવ૦
ન લહે અવર છ માસૌ હો રાજિ,
ઋષભ મનોરથ પૂગ્વો હો સાવ૦
મોહ્યો તાહર તમાસૈ હો રાજિ યા૦ નેમ૦ પ્રભુ૦ ઈ૦ ૮

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

(૪)

તારક જિન તેવીસમા, પ્રભુ મારા તો સું અનંત સુખ પાઉંજી,
અવલ બ્યો મન આપશું, પ્રભુ મારા કહિ કહિ કાંઈ બતલાવુ જી.
તારણ તરણ, દુખ દલિદ હરણ અસપાસજી, પ્રભુ મારા
આતમના આધારજી ॥૧॥
એક દેવ તુ માહરે, પ્રભુ મારા, ચિત્તમેં અવર ન ચાહુંજી,

સમકિત તેલ ફુલેલ સરસ અતિ, ભાવ ગુલાબ અબીર,
વયરાગ રૂપે વિસતર્યો હો, ઉપસમ ઉપસમ રસ તે નીર ॥૨॥

મન પિચકારી ક્રિયા કુમકુમા, સુરતિ અખંડિત ધાર,
ધ્યાન પોટલી ગાયને હો, કીજે કીજે અશુભ કરમ વેમાર. ॥૩॥

અષ્ટ પ્રકારી પૂજા રચાવો, આણી આણંદપૂર;
સંસાર તણા સંતાપ મિટાવો, દેખિકે પ્રભુ મૂખ નૂર વ૦ ॥૪॥

ડફ ઝાઝ પખાવજ આવજ, વાવજ તાલ કંસાલ,
નૃત્ય કરી જે નવ નવા હો, તત્ત થૈ તત્ત થૈ તાન રસાલ. વ૦ ॥૫॥

ત્રિશલાનંદન ત્રિહું જગવંદન, આનંદકારી ચૈન,
સાચો સિધારથ સેનન્યો હો, નિરખિત નિર્મલ નૈન વ૦ ॥૬॥

સકલ સામગ્રી લઇ ઇણ પરિ, મિલજ્યો સાચે ભાવ,
ઋદ્ધિસાગર શીષ્ય ઋષભ કહે, જો હુવે અવિચલ
પદનો ચાવ વ૦ ॥૭॥



શુભ મુહુરતિ, મોહનગારિ, વટવૃક્ષે કાઉસ્સગ્ગ ધારિ હો મા૦;
તિહાં કમઠા ભવભયવારિ, સુર તાર્યો પ્રભુ બલિહારી હો મા૦ ૪

જિન કેવલ વર્યું સુખકંદ, તિહાં સાનિધ કરે ધરણેંદા હો મા૦
જિન મુખ દિઠે પુણમચંદા, ભવી અનુભવ પ્રગટઈ દિણંદા હો
માહરા૦ ૫

ગુરુ પ્રણમીત ભવિજનવૃંદા, શ્રી લક્ષ્મીસાગર સૂરિંદા હો મા૦,
સુવિહિત કુસલ મુનિંદાહો, વિનય સું પ્રેમ આણંદા હો મા૦ ૬



( ૨૯ )



## પં શ્રી કાંતિવિજયજી.

ચોવીમી રચના-સં ૧૭૫૫

શ્રી તપગચ્છમા શ્રી કીર્તિવિજયજી ઉપાધ્યાયના શિષ્ય પ્રખ્યાત સુજસવેલીભાસના કર્તા શ્રી કાંતિવિજયજી ગણીએ ચોવીમી સંવત ૧૭૫૫ માં બનાવી છે તેઓશ્રીની બીજી રચના શ્રી સંવેગ રસાયન બાવની છે એ સિવાય બીજી સજઝાયો પણ રચી છે

આ કવિ શ્રી કાંતિવિજયજી માટે શ્રી વિનયવિજયજી ઉપાધ્યાયે, (ગુરુભાઇ) હૈમલઘુપ્રક્રિયાવ્યાકરણ બનાવ્યુ છે એની પ્રશસ્તિમા સં ૧૭૧૨ની લખેલી પ્રત જે પાટણના ભંડારમા છે, તેમા આ હકીકત છે

તેઓની સુજસસવેલીભાસ ચાર ઢાલમા છે તે ઉપરથી શ્રી ઉ. યશોવિજયજીના જીવનની રૂપરેખા મલી રહે છે તેઓની આખી પ્રત મલી નથી, તૂટક સ્તવનો છે તે આપ્યા છે

### સાહિત્ય-રચના.

(૧) સુજસવેલીભાસ ૧૭૪૫ આસપાસ, પાટણમા (૨) ચોવીમી
(૩) પંચ મહાવ્રત સજઝાય ઢાલ ૪ (૪) રાત્રિભોજન ત્યાગ સજઝાય.
(૫) સંવેગ રસાયન બાવની (૬) શીલ પચવીમી.

### સુજસવેલીની ૪ થી ઢાલ.

(૧)

(આજ અમારે અંગણીએ-એ દેશી)

શ્રી યશોવિજયવાચક તણા, હું તો ન લહું ગુણ વિસ્તારો રે;
ગંગાજલ કણિકા થકી, એહના અધિક અછે ઉપગારો રે.
૧ શ્રી યશો૦

વચન-રચન-સ્યાદ્વાદનાં, નય-નિગમ-આગમ ગંભીરો રે,
ઉપનિષદાજિમ વેદની, જસ કઠિન લહે કોઇ ધીરો રે.
૨ શ્રી યશો૦

શીતલ પરમાનંદિની, શુચિ વિમલ-સ્વરૂપા સાચી રે;
જેહની રચના ચંદ્રિકા, રસિયા જન સેવે રાચી રે.
૩ શ્રી યશો૦

લઘુ બાંધવ હરિભદ્રનો, કલિયુગમાં એ થયો બીજો રે;
છતા યથારથ ગુણ સુણી, કવિયણ બુધ કો મત ખીજો રે.
૪ શ્રી યશો૦

સતરત્રયાલિ ચોમાસું રહ્યા, પાઠક નગર ડભોઇ રે;
તિહાં સુરપદવી અણુસરી, અણસણ કરિ પાતક ધોઇ રે.
૫ શ્રી યશો૦

સીત તલાઈ પાખની, તિહાં થુભ અછે સસનૂરા રે;
તેમાહિથી ધ્વનિ ન્યાયની, પ્રગટે નિજ દિવસિં પડુરા રે.
૬ શ્રી યશો૦

સંવેગી શિર-શહેરો, ગુરૂ ગ્યાન-રયણનો દરિયો રે;
પરમત તિમિર ઉછેદિવા, એ તો બાલરૂણ દિનકરિયો રે.
૭ શ્રી યશો૦

શ્રી પટણના સંઘનો લહી, અતિ આગ્રહ સુવિશેષિ રે;
સોભાગ્ય ગુણ કૂલડિં, ઇમ સુજસવેલી મ્હે લેખિ રે.
૮ શ્રી યશો૦

ઉત્તમ ગુણ ઉદ્ભાવતાં, મ્હેં પાવન કીધી જીહા રે;
કાંતિ કહે જસવેલડી, સુણતાં હુઈ ધન ધન દીહા રે.
૯ શ્રી યશો૦

## શ્રી ઋષભજિન સ્તવન.

(૨)

( રાગ-કાફી )

( અસી અસી કરે કબ આવે ગો-એ દેશી )

આજ અધિક ભાવે કરી મેં તો, ભેટયા ઋષભ જિણંદ હો;
શેત્રંજા ગઢ કેરો રાજીઓ, માત મરૂદેવીનો નંદ હો.
૧ આજ૦

કીર્તિવિજય ઊવઝ્ઝાયનો ઇમ, કાંતિવિજય ગુણ ગાય હો.
૫ આજ૦

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૩)

( વટપત્ર તણો શિણગાર-એ દેશી )

સોલ સજી સિણગાર, સુંદર નારિ સવિમિલી જિરેજી;
ગાયસ્યું મધુરે સાદિ, વીર જીણેસર લળી લળી. ૧.

કાંતિવિજય કહે દેવ, દરિસણ દેજયો દેજયો વળી વળી. ૫.

## સંવેગ રસાયણ બાવનીની પ્રશસ્તિ.

(૮)

શ્રી ગુરુ હીરસૂરિંદના, શ્રી કીર્તિવિજય ઉવજ્ઝાય;
તેહ તણા સુપસાયથી, મેં કીધી એહ સઝાય.
રંગીલે આત્મા૦ ૫૧

ગુરુ ભ્રાતા ગુરુ સરિખા, શ્રી વિનયવિજય ઉવઝાય;
ગ્રંથ લાખ બે, જેહણે કર્યા, વાદી મદ ભજણહાર.
રંગીલે આત્મા૦ ૫૨

સંવેગ રસાયન બાવની, જે સુણે નરને નાર;
કાંતિવિજય કહે તસ ઘરે, નિત નિત મંગલમાલ.
રંગીલે આત્મા૦ ૫૩



(૬૦)



## શ્રી હંસરત્ન

ચોવીસી રચના સં. ૧૭૫૫

શ્રી તપગચ્છમાં શ્રી વિજયરાજસૂરિની પરંપરામાં તેઓ થયા તેઓશ્રીના પિતાનું નામ **વર્દ્ધમાન** ને માતાનું નામ **માનબાઈ** હતું. તેઓશ્રીનું નામ **હેમરાજ** તેમણે ચોવીસી રચના સંવત **૧૭૫૫**માં કરી છે બીજી ગ્રંથ-રચના **શિક્ષાશત દોધકા** છે. આમાં સો ઉપર દુહાઓ છે ૧૭૮૬માં બનાવ્યા છે ઊના બંદરે તેઓશ્રીનો સ્વર્ગવાસ મીઆગામમાં સં ૧૭૯૮ ચૈત્ર સુદ ૧૦ ને દિવસે થયો છે

શ્રી ઉદયરત્નવાચકે તેઓશ્રી ઉપર **બનાવેલી સજ્ઝાય.**

(પુન. કીહા મરુધર કીહા મેવાડ, પાંચત્રટુ કીહા, પોરવાડ હો-દેશી)

**અવસર જોર ભજ્યો સંયમ લોભી**
એ તો પ્રવચન માતાનો મોભી હો અવ૦ ૧

**વરધાસુત માનબાઈ** જાયા, **હેમરાજ** કહી હુલરાયા હો;
કીહા રાજવિજયસૂરિગચ્છ, **હંસરતન** થયાજ હંસવચ્છ હો.
અવ૦ ૨

કીહાં ગુજર કીહા કાંનમ ધરતી, ચોફેર ફરસી જેણે ફરતી હો,
સઘળા મેહલી સહવાસ, **મીયાંમાં** પુર્યો જેણે વાસ હો.
અવ૦ ૩

કાનનમેં ગીતારથ કીધો, મીયા માહે માહાજસ લીધો હો,
વાચ્યુ જીહાં ભગવતીસુત્ર, સઘલે શતકે સસૂત્ર હો. અવ૦ ૪

**સતરમે અઠાણુઆ** વરસે, ચઈતર સુદ શુકર હરષે હો;
નવમીએ થયુ નિવારણ, દસમીએ જાણ્યું કલ્યાણ હો. અવ૦ ૫
નવકાર બોલી તપ આદિ, આપ્યાં બહુ વાદોવાદ હો;
વંનદૂર માનપરને પેંખું, લખું ન આલખું હો. અવ૦ ૬
સોના રૂપાના ફૂલે, વધાવે બહુ અમૂલ હો,
પઈસાનો ન લહું પાર. જાણે વુઠો જલધાર હો અવ૦ ૭
માંડવીઇ મનહું મોહું, સઘળા કરજે ઘણું સોહા હો;
શુભની રચના થીર થાપી, શુકનેં જણ સુભ આપી હો. અવ૦ ૮
સ્નાત્ર વાધે રંગરોલ, વાંગા જીહાં જાગી ઢોલ હો;
**ઊદયરતન** વાચક ઈમ બોલે,
ના આવે કોઈ હંસને તોલે હો૦ ૯

આ સાથે તેમના પાંચ સ્તવનો તથા કળશ આપ્યા છે જે સુદર રાગોમા ગાઇ શકાય એવાં છે

## શ્રી ઋષભજિન સ્તવન.

(૧)

(અજબ રંગાવો સાહેબા ચૂનડી-એ દેશી)

સકલ વંછિત સુખ આપવા, જંગમ સુરતરુ જેહ છિદિવારુ;
નાભિ નરિંદકુલ કેસરી, ત્રિવિધે સેવો તેહ છિદિ૦
જે મરુદેવીનો જાત છિદિ૦ જે ભરતબ્રાહ્મીનો તાત છિદિ૦
જે વિશ્વમાહે વિખ્યાત છિદિ૦
પુરવ પુણ્યે મે લહ્યો ભાંગી ભગની ભ્રાત છિદિ૦
પુરવ પુણ્યે મેં લહ્યો ૧

જુગલાધર્મ જેણે ઉદ્ધર્યો, પ્રથમ જેહ રાજાન છિદિ૦;
વિશ્વરચના સઘળી દાખીને, ટાળ્યું જિણે અજ્ઞાન છિદિ૦ ૨
પ્રગટ કરીને સહુને શીખવ્યા, સકલ સંસાર સૂત્ર છિદિ૦,
ભરત પ્રમુખ થાપ્યા રાજવી, સો દેશે સો પુત્ર. છિદિ૦ ૩
દાન દેઇને દીક્ષા આદરી, ત્રિભુવન જન હિત કાજ છિદિ૦,
ધર્મતીર્થ ચક્રી એહવુ, બિરુદ ધર્યું મહારાજ છિદિ૦ ૪
ઇન્દ્ર ચોસઠ ઉભો ઉલગે, જુગતે જોડી પાણ છિદિ૦,
સમવસરણે સહુ સાંભળે, દેસના મધુરી વાણ છિદિ૦ ૫
લાખ ચોરાશી પુરવ અનુક્રમે, પાળીને પરમાય છિદિ૦,
જન્મ-મરણ બંધન તોડીને, પામ્યા પંચમ ઠાય છિદિ૦ ૬
**હંસ-રત્ન** કર જોડી કહે સાહિબ ઋષભ જિણંદ છિદિ,
ચરણ યુગલ સેવા ભવો ભવે, આપો અધિક આણંદ છિદિ ૭

## શ્રી શાંતિનાથ સ્તવન.

(૨)

(ગેડુમાની-દેશી)

**શ્રી શાંતિ જિણેસર સોલમોરે,**
હાજી સાહેબ શરણાગત આધાર તે રૂડો;
ગુણનો આવાસ, તે રૂડો ઉપગારી ખાસ તે રૂડો આગણી.
ભવ ભવ તાપ નિવારવા રે, હાજી જગમાં જંગમ જે જલધાર
તે રૂડો ગુણનો૦ ૧
મેઘ રથ રાજાને ભવે રે, હાજી દૃઢ સમક્તિ દેખી સુરરાજ તે રૂડો,
કરે પ્રશંસા જેહની રે, હાજી સુર સાખી પ્રણમી શુભ સાજ
તે રૂડો૦ ૨

ઇદ્ર વચન અણુ માનતો રે, હાંજી એક અમર આવ્યો તેણે ઠામ;
સૈન્ય પારાપતિને છુલે રે, હાંજી પારખવા નૃપનો પરિણામ.
તે રૂડો૦ ૩

મનરૂડો નરપતિનો પાસ, મનરૂડો અમરખ આવાસ મનરૂડો,
આંકણી.

પોસામાં પારેવડો રે, હાંજી તન સાટે રાખે તે તામ; તે રૂડો.
તીર્થંકર ચક્રી તણી રે, હાંજી પદવી હોય બાંધી અભિરામ.
તે રૂડો૦ ૪

પ્રગટ થઈ તે દેવતા રે, હાંજી પાય પ્રણમી પહોતો નિજઠામ;
તિહાંથી પ્રભુ ત્રીજે ભવે રે,
હાંજી અચિરા ઉરે લીધો અવતાર. ૫

પાલીને ચક્રીપણું રે, હાંજી પટ્ખંડ પૃથ્વી રાજ્ય પડુર; તે૦
દાન દેઇ દીક્ષા ગ્રહી રે, હાંજી પામ્યા કેવલ નાણ મનૂર.
તે રૂડો૦ ૬

કીધી સંઘની થાપના રે, હાંજી શાંતિસર સાહેબ સુખદાય; તે૦
પંચમગતિ પામ્યા પ્રભુ રે,
હાંજી હંસરતન હરખી ગુણ ગાય. ૭

## શ્રી નેમનાથ સ્તવન.

(૩)

(વે કાનિ નાવો મહાગમો દલમા હો રાજિ વે કાને નાવો મહારી
મેંજેકે હું વાગિ રંગ ઢોલણા—એ દેશી)

તોરણથી રથ ફેરીને હો રાજ, છટકી ઇમ કિમ દેજો છેહ રે;
હું વારી માહારા મોહના.
આઠ ભવાંતર પ્રીતડી હો રાજ, તેહનો ન આવ્યો તુમ નેહ રે.
હું વારી૦ ૧

તેહને તે કિમ તગછાડીએ હો રાજ. પહેલે પાલવ વલગા જે હરે,
બાહિ ગ્રહ્યાની લાજ છે હો રાજ, વાહલા શે ન વિમાસો તેહ રે.
હું વારી૦ ૨

પ્રીત ભલી પંખેરૂઆ હો રાજ, જાઉં હું બલિહારી તાસ રે; હું૦
રાત-દિવસ રહે એકઠા હો રાજ, એક પલક ન છોડે પાસ રે.
હું વારી૦ ૩

વિસાર્યો તે ન વીસરે હો રાજ, સહિજે એક ઘડીનો સંગ રે, હું૦
તો કિમ ટાલ્યો નવિ ટલે હો રાજ, જેહશુ સજડ જડયો મનરંગ રે;
હું વારી૦ ૪

જન્માન્તર વિહડે નહિ હો રાજ જે કીધી સુગુણ સાથે પ્રીતરે, હું૦
ટેક ગ્રહી તે નિરવહે હો રાજ, જગમા એજ ઉત્તમ રીત રે.
હું વારી૦ ૫

શિવા દેવી સુત **નેમને** હો રાજ, કહે રાજિમતી કર જોડી રે; હું૦
વાલ્હા વેગે રથ વાલીને હો રાજ, આવી પૂરો મુજ મન કોડ રે.
હુ વારી૦ ૬

**નેમરાજુલ** સુગતે મલ્યા હો રાજ, પ્રભુએ પાલ્યો પૂરવ પ્રેમ રે,
ચરણ શરણ દીજે સાહિબ હો રાજ, હેજે **હંસરત્ન** કહે ઇમ રે.
હું વારી૦ ૭

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

(૪)

(કામી દોદાસીગામ તુમારી-એ દેશી)

સુણો **પાસ** જિણેસર સ્વામી, અલવેસર અંતરજામી,
હુ તો અરજ કરૂ શિરનામી, પ્રભુ સાથે અવસર પામી.
સ્વામી તારો તારો પ્રભુજી. ૧

મુજને ભવસાગર તારો, ચિંહું ગતિના ફેરા વારો;
કરૂણ કરી પાર ઉતારો, એ વીનતી મનમાં ધારો હો. સ્વામી૦ ૨
સંસારે સાર ન કાંઇ, સાચો એક તુંહિ સખાઈ;
તે માટે કરી થિરતાઇ, મેં તુજ ચરણે લય લાઈ હો. સ્વામી૦ ૩
તારક તું જગત પ્રસિદ્ધો, પહેલે પણ તેં જસ લીધો,
સેવકને શિવસુખ દીધો, એક મુજ શું અંતર કીધો હો.
સ્વામી૦ ૪
ઈમ અંતર તે ન કરેવો, સેવકને શિવ સુખ દેવો;
અવગુણ પણ ગુણ કરી લેવો, હેત આણી બાંહે ગ્રહેવો.
સ્વામી૦ ૫
સેવક ચૂકે કોઈ ટાણે, પણ સાહિબ મનમાં ન આણેઃ
નિજ અંગીકૃત પરમાણે, પોતાનો કરીને જાણે હો. સ્વામી૦ ૬
તું ત્રિભુવન નાથ કહેવાયે, ઈમ જાણીને જિનરાય;
ચો ચરણ સેવા સુપસાય, જિમ હંસરતન સુખ થાય હો.
સ્વામી૦ ૭

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૫)

(આજ અસાઢો [illegible]—એ દેશી.)

સફળ ફળ્યા સહી માહરાજી, [illegible] આજ;
વીર જિનેસર તું મળ્યોજી, [illegible]
હવે [illegible]
પ્રભુજી અરજ સુણીજે, માંહરી [illegible]
માંહરો [illegible] ૧

દિન એતા ભૂલો ભમ્યો જી, તુઝ દરિસણ વિણ દેવ;
હવે મનમ ડ ટિકેસ્યું જી, તુમ સેવા હો તુમ સેવા કરૂં નિતમેવ
પ્રભુ૦ ૨

તુઝ દીઠે આવે નહી જી, દેવ અવર કોઇ દાય,
સુરતરૂશાખા છાડીનેજી, કુણ બેસે હો કુણ બેસે બાઉલ છાંહ.
પ્રભુ૦ ૩

ગુણ અવગુણ જાણ્યા, પછે જી, મન ન રહે એકતાર;
પ્રગટ પટ તર દેખીને જી, કુણ સેવે હો કુણ સેવે વસ્તુ અસાર.
પ્રભુ૦ ૪

તુંગતિ મતિ તું સાહિબો જી, તું મુઝ જીવન પ્રાણ,
નિરવહીએ શિર ઉપરે જી, ભવોભવ હો ભવોભવ તુમચી આણ
પ્રભુ૦ ૫

જીતું તુમ સેવાબળે જી, કુમતિ કદાગ્રહ ફોજ,
નિત નિત નવથી તાહરી જી, મનઇચ્છિત હો મનઇચ્છિત પામું
મોજ. પ્રભુ૦ ૬

નાથ વસો મુજ ચિત્તમા જી, આજ અધિક સુખપુર,
હંસરતન કહે માહરો જી, હવે પ્રગટયો હો હવે પ્રગટયો
પુણ્ય પડુર. પ્રભુ૦ ૭

## ચોવીસી કળશ.

( દીઠો દીઠો રે વામાકો નન્દન દીઠો—એ દેશી. )

મેં ગાયા રે ઈમ જીન ચોવીસે ગાયા.
સંવત સત્તર પંચાવન વરસે, અધિક ઊમંગ બઢાયા,
માઘ અસિતત તૃત્તિયા, કુંજવાસરે, ઊદ્યમ સિદ્ધ ચઢાયારે. ૫
તપ ગણગગન વિભાન દિનકર, શ્રી રાજયવિજયસૂરિરાયા,
શિષ્ય તેસ તસુ અન્વય ગણિવર, જ્ઞાનરત્ન મન ભાયારે. ૬
તસ્ય અનુચર મુનિહંસ કહે ઈમ, આજ અધિક સુખ પાયા;
જીન ગુણ જ્ઞાને ભાવે ગાવે, લાભ અનંત ઉપાયારે ૭



હારે લાલ નિજ ફલ તરૂવર નવિ ભરખઇ,
સરવર ન પિયઇ જલ જેમ રે લાલ
પર ઉપગાર ઇ થાય તે તુ ખિન જિનજી હુઈ તેમ રે લાલ૦ ॥૬॥
ઘણુ ઘણુ કહિયે કિસુ, કરિ જે મુઝ આપ સમાન રે લાલ
રયણુ દિવસ તાહરઉ ધરઈ, કવિ વિનયચદ મન ધ્યાન રે ॥૭॥

## શ્રી નેમિનાથ સ્તવન.

### (૩)

(ઢાલ-અભી રાજુલ દેઃાણી અરજ કરે છે એ હજી)

થાહરી તો મૂરતિ જિનવર રાજૈ છઈ નીકી શિવ સુદરી સિર ટીકીઈ
રાણી શિવાદેવી જીરા જાયા, નેમજી અરજ સુણી જૈ
અરજ સુણી જૈ કાઇ કરૂણા કીજૈ, મ્હાનઈ મુજરો દીજે હો ૧
તે દિન વાલ્હા મુજને કઈયિ ઇ આસ્યૈ, તુમથી મેલો થાસ્યઈ હો
અંતર તુમ્હારાઉ માહરઉ દૂરઇ, મજસ્યઇ અંગઇ સુખ ઉપજસ્યઈ હો. ૧
હિવણુાતઉ તુમનઈ હિયડામાહે ધારૂ, ઇણુભાતઇ દિલ ઠારૂં હો;
આખર થે પિણુ સમઝણુ દારસને, હા નવિ દાખવિસ્યો છેહા હો ૩
જે તુમ સેતી પ્રેમ પ્રયાસઈ જી, વિલગા તે કિમ રહસ્યૈ અલગા;
પ્રીતિ લગાસ્ઈ ત તઉ જિમ ર ગ, અફીકી પડ નહીં જૈ ફીકી હો. ૪
પ્રાણુપિયારા સાહિબ થે છઠજી મ્હારે, મુઝ નઇ છઈ તુમ્હ સારે હો;
ઇમ જાણીનઇ પ્રત્યુપકાર કરંતા, રાખો છો સી ચિન્તા હો. ૫
સ્યું કહુ કીરતિ રાજ તુમ્હારી, તુમે છઉ બાલ બ્રહ્મચારી હો,
રાજુલ નારી તે વિરહાગર કયારી, પોતાની કારિતારી હો. ૬
કહિયઉ જી મ્હારો અલવેસર અનધારઉ, હું છૂ દાસ તુમ્હારો હો,
વિનયચન્દ્ર પ્રભુ તુમે વરદાઇ, મઉજ સવાઈ ધઉકાઇ હો. ૭

## શ્રી પાર્શ્વજિન સ્તવન.

(૪)

(ઢાળ-ઇશુ રીતિ મોહ નહી વસ સાંમીજી)

જિનવર જલધર ઉલટયો સખિ નયણે નરસે મેહ,
જેહનઇ આગમનઈ કરી સખિ ઊપજ્યો પ્રેમ અછેહ રે;
નરનારી વાંદયઉનેહરે ઠાઢી થઇ સહુની દેહ રે,
પસર્યો ચિત્ત ભુઈ મઇત્રેહરે ઉપસ્યઉ પુલક દલ એહ રે,
એહવા મ્હારે પાસજી મનવસઇ—એ આંકણી. ૧

વાણી તેહિજ જિણ સજી સખિ ગુહિર ઘટા ઘનઘોર,
જ્યોતિ ઝબૂકે બીજલી સખિ, એ આડંબર કોઈ એ ર રે;
પ્રમુદિત ભવિજન મન ચોર રે પિણ નહી કિહા કુમતિ ચોર રે,
કંદર્પતણો નહીં જોર રે અંધકાર ન કિણ હી ઠોર રે. એહવા૦ ૨

મહિર કરઇ સહુ ઉપરઈ સખિ લહિર પવનની તેહ,
સુર અસુરાદિક આવતાં સખિ, પીલી થઈ દિશિ જેહ રે;
જાણે કુટજ કુસુમ રજરેહ રે, જિહાં ધર્મધ્વજા ગુણગેહ રે,
તે તઉ ઇન્દ્રધનુષ વણેહ રે, અભિનવ કોઇ પાનસ એહ રે,
ઇમ નિરખો મહુ નયણેહ રે. એહવા૦ ૩

ચતુર પુરૂપ ચાતક તણી સખિ, મિટ ગઈ તિરસતુરંત,
હરિહર રૂપ નક્ષત્ર નઉ સખિ, નાઠઉ તેજ નિતંત રે,
થયઉ દુરિત જવાસક અંત રે, મુનિવર મંડુક હરખંત રે,
જિહા વિજય માન ભગવંત રે વિકસિત ત્રય ભુવન વનંત.
એહવા૦ ૪

સુર મધુકર આલંબિયા સખિ, પડિકરિણ
વિરહી જેહ કુદર્શના સખિ, પાવઇ દુખનઈ
ગુરુથી વિરમ્યા રાજિન્દ રે, હુરિયા થયા ગુગુન
વિસતિ મતિ ગતિ અમદ રે, પલ્લવિત વેલિ ર
કેટયા સગલાઈ કદ રે

જિમ મિર જિમ મિર ઝટ કરઇ, સખિ નાવઇ ફિર
પ્રતિબોધિત જાડુ જેહુવા સખિ, ક્યઇ વગિ જિણ
હંસ સર આલબિયાહ રે, તેજન ધરે મુગતિની
તિહાં દીસઇ રતન ઘણાહ રે, જાણું નવલ મમોલ

જીવદયા જિહાં જાણિયઇ સખિ, નીલી હરી ભર
નીજતણઈ રૂપઇ ભલો સખિ, પગટતઉ પુણ્યઅ કુર
દુખ અદેહુગ ગયા સહુ દૂર રે, ઇમ વર્ષા ભવાઇ ભૂરિ
પ્રભુના ગુણ પ્રમલ પડુર રે, કહે વિનયચન્દ્ર મતુહિ રે
ઓહવાર

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૫)

(હલ-હાડાની)

મનમોહન મહાવીર રે ત્રિસલા રા જાયા,
તાહરા ગુણ ગાયા મનરા મે ધ્યાયા;
તોહી રે તાહરા ખાતર મે નહીં રે ઇવટીસી,
તકસીર રે ત્રિ૦ આજ્ઞાકારી રે હું સેવક સદી રે ૧

તુઝસું પૂરવઈ નેહ રે ત્રિ૦ રંગલાગ્યો ચોલ મજીઠ જ્યું રે;
દિન દિન બાધઉ તેહ રે ત્રિ૦ ભલા રે વ્યવહારી કેરી પીઠ જ્યું રે ૨
નિશિ દિન મંઈ કહુ જોડ રે ત્રિ૦ ઓલગ કીધી સ્વામી તાહરી રે;
ભવસંકટથી છોરિ રે ત્રિ૦ કહો રે નિરાસી કિમ જાઈયઈ રે. ૩
શ્રીજીઉ હવઈ ઘરમાંહિ રે ત્રિ૦ ભૂખો રે તો સ્યા માટે ખાઈયા રે ૪
તાર્યો તે સુરનર કોડિ રે ત્રિ૦ પોતે તરી રે શિવ સુખ અનુભવેઈ રે;
મુઝમાં કેહી ખોટ રે ત્રિ૦ તારે નહીં સ્યો મુઝ નઈ હિવઈ રે. ૫
ઓછા તણુઉ સનેહી રે ત્રિ૦ જાણે રે પર્વતકેરા વાહલા રે;
બહુતા બહે એક રેહ રે ત્રિ૦ પછઈ બિછટઈ જ્યું તરૂડાહલા રે. ૬
તિણ પરિ નેહની રીતિ રે ત્રિ૦ નહીં છે રે ચરમ જિનેસર આપણી રે;
વિનયચન્દ્ર પ્રભુની નીતિ રે ત્રિ૦ રાખઉ સ્વામીનઇ સેવકતણી રે. ૭

## કલશ

(૬)

(શાંતિજિન ભામણુઇ જાઉ એ દેશી)

ઇણ પરિ મઈ ચોવીસી કીધી, સદ્ભાવૈ કરિ સીધીજી,
કુમતિ નિકેતન આગલ દીધી, સુમતિસુધા બહુ પીધીજી. ઇણ૦ ૧
ઈસુ સે જોન તણી છઇ રચના, ગુણ ઇક ઇકથી ચઢના જી;
સજ્જન પ્રતિ થાસ્યઇ પઢતા, દુર્જન રહસ્યઇ કુઢના જી ઇણ૦ ૨
ધુરગ્યું ગ્યાન દશા મન આણી, વેધક વાણી વખાણી જી,
વિબુધ ભણી અવબોધ સમાણી, મૂરખ મતિ મુઝાણી જી. ઇણ૦ ૩
બોધબીજ નિર્મલ મુઝ હુઓ, દિયો દુરતિ નઇ દૂઓજી,

સ્તવના નો મારગ છઈ જૂઅઉ, જાણૈ તે કોઇ ગિરૂઓ જી. ઈણ૦ ૪

સ વત સત્તર પ ચાવન વરસઈ, વિજયદસમી દિન હરખઈજી;
રાજનગરમા નિજઉતસરખઈ, એ રચી ભક્તિ અમરખઈજી.
ઈણ૦ ૫

શ્રી ખરતર ગુણ સુગુણ વિરાજઈ, અ બર ઉપમા છાજઈ જી,
તિહા જિનચ દ્ર સૂરીશ્વર ગાજઈ, ગચ્છપતિ ચન્દ્ર દિવાજઈજી.
ઈણ૦ ૬

પાઠક હર્ષ નિધાન સવાઇ, જ્ઞાન તિલક સુખદાઈ જી,
વિનયચન્દ્ર તસુ પ્રતિમા પાઈ, એ ચોવીસી ગાઇ જી. ઈણ૦ ૭

सामायिक च मोक्षाग, पर सर्वज्ञभाषितम् ।
वासी चन्दन कल्पाना मुक्तमेतन् महात्मनाम् ॥

અર્થ.—સામાયિક એ મોક્ષનું સર્વજ્ઞ ભાષિત પરમ સાધન છે વાસલાનુ છેદન અને ચ દનનું વિલેપન એ બન્ને પ્રત્યે સમાન વૃત્તિવાળા મહાપુરુષોને તે હોય છે



(૩૨)

## પંડિત મેરુવિજયજીના શિષ્ય શ્રી વિનીતવિજયજી.

ચોવીશી રચના-૧૭૫૫ આસપાસ

પંડિત મેરુવિજયજીના શિષ્ય શ્રી વિનીતવિજયજીની ચોવીશીની ભાષા-રચના હૃદયંગમ અને લાલિત્યમય છે અને સુંદર રાગ-રાગણીમાં બનાવી છે તેમની બીજી સાહિત્ય-રચના જાણવામાં નથી. આ સાથે તેમના પાંચ સ્તવન આપ્યા છે

### શ્રી ઋષભજિન સ્તવન.

(૧)

સુંદર સૂરતિ સાહિબ સેવીએ, ઋષભ જિણેસર રંગ સુગુણનર;
પરતક્ષ પરતાપુરે મુઝ પ્રભુ, દીઠે ઉલટ અંગ વાલેસર.
સુંદર સૂરતિ સાહિબ સેવીએ. ૧

અંતરજામી આદિ જિણેસર, અવધારો અરદાસ સુ૦;
નેહ નજર કરી નીરખો સેવક, પૂરો મનતણી આસ વા૦ સું૦ ૨

ત્રિભુવન તારણ શિવસુખ કારણ, તું ઠાકુર દીનદયાળ સુ૦;
મહેર કરી નિજ સેવક મન રમો, કોકિલ જેમ રસાળ વા૦ સું૦ ૩

આજ સવે મનવંછિત સુજ ફળ્યાં, નાઠા ભવદુઃખ દૂર સુ૦;
આજ અમી મેહ વૂઠયો આંગણે, પ્રગટ્યો પુણ્ય અંકુર વા૦
સુંદર૦ ૪

આજ થકી દિન વળીઓ માહરો, ફળીઓ ઘર સહકાર સુ૦;

ભાવઠભંજણુ ભેટયો જગધણી, મરુદેવી માત મલ્હાર વા
સુંદર૦

બહુ ફળદાયક હોવે દિનદિને, તુઝ સેવા સુરવેલ સું;
સીંચીજે પ્રભુ જો નિજ સેવકે, ભગતિ અમીરસ રેલ વા
સુંદર૦

સોળ કળા સંપૂર્ણ ચંદ્રમા, સુંદર તુઝ મુખ જોય સું.
અંગે આણુંદ ઊપજે માહરે, ઠરીઆ લોચન દોય વા૦ સું૦।
ઇક્ષાગવંશે વિમલ વિભૂષણુ, વિમલાચલ તુઝ વાસ સું૦,
શિવસુંદરી સ્યું પ્રભુ મુજ આપજો, અવિહડ સુખ વિલાસ. વા૦
સુંદર૦ ૮

સકલ પંડિત સુંદર સિર સેહરો, લાવણ્યવિજય ગુરુરાય સું૦;
પંડિત **મેરુવિજય** ગુરુ સેવક, **વિનીતવિજય** ગુણ ગાય. વા૦
સુંદર૦ ૯

## શ્રી શાંતિનાથ સ્તવન.

(૨)

સકલ મનોરથ સુરમણિ રે, **સોલસમો** જિન ભાણુ રે મનવસીઓ;
વિશ્વસેન નરરાયને‌ા રે, વંશ વિભૂષણુ જાણુ રે. શિવરસીઓ. ૧
અચિરા રાણી જનમિઓરે, ચઉદ સુપન સુવિચાર, મન૦
છપ્પન દિગકુમરી મિલીરે, ગાયો ગુણુ નિધિ સારરે. શિવ૦ ૨
ચઉવિધ દેવ નિકાયના રે, નાયક ચોસઠ ઇંદ રે, મન૦
જનમ મહોત્સવ બહુ પરે રે, કીધો મેરૂ ગિરીંદ રે. શિવ૦ ૩
ષટ્ખંડ પૃથવી વશ કરી રે, વયરી તણા મદ મોડિ રે મન૦
બત્રીશ સહસ નરેશ્વરૂ રે, સેવકરે કર જોડી રે. શિવ૦ ૪
ઈમ રાજ સિરી વર ભોગવીરે, થયો કેવલ કમલા કંતરે, મન૦
**મેરુવિજય** શિષ્ય ઈમ ભણેરે, સેવો એ અરિહંતરે. શિવ૦ ૫

## શ્રી નેમનાથ સ્તવન

(૩)

( આપે સડાની–દેશી )

મન મોહનીયા પિઉ સુણ રે શામલીયા નાહક,
હું સસનેહી રે;
મન મોહનીયા પિઉ અષ્ટભવાંતર પ્રીતિ કે,
નવમે ભવ કિમ પરહરી રે. મન૦ ૧
પિઉ તું છે ચતુર સુજાણ કે, હું ગોરી ગુણ આગલી રે, મન૦
પિઉ બોલે રાજૂલ નાર કે, વાલિમ વિરહે આકલી રે. મ૦ ૨
પિઉ જોબનના દિન જાય કે, અવસર લાહો લીજીયે રે, મ૦
પિઉ અવસર ઉચિત અજાણ કે, પશુ ઉપમ તસ દીજીયે રે.
મન૦ ૩
પિઉ ફુલમાલા સુકુમાલ કે, કુમલાયે તુજ કામિની રે; મ૦
પિઉ દિન જાયે જન વાત કે, પણ નવિ જાયે યામિની રે.
મન૦ ૪
પિઉ શિવાદેવી માત મલ્હાર કે, સાર કરો અબલા તણી રે; મ૦
પિઉ યદુપતિ નેમિકુમાર કે, આવો મંદિર અમ ભણી રે.
મન૦ ૫
પિઉ બોલ્યા શ્રી જગદીશ કે, વીશ વિસવા તુમે ભાવજો રે, મ૦
પિયા એ સંસાર અસાર કે, મુગતિ મંદિરમાં આવજો રે.
મન૦ ૬
પિયા રાજુલ નેમિજિણંદ કે, અવિહડ શિવ સુખ દીઠડા રે;
મન૦
પિઉ મેરુવિજય ગુરુ શિષ્ય કે, વિનીતવિજય મન મીઠડા રે.
મન૦ ૭

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

(૪)

(માહરી સહીરે સમાણી–એ દેશી)

નિરમલ નીરે અંગ પખાલી, પહેરો ખીરોદક સાડી રે.
માહરી સહીરે સમાણી.
ભાવના ચંદન ભરીય કચોલી, પાસ પૂજો ભભર ભોલી રે.
મા૦ ૧
ચંપક કેતકી માલતી મોગર, માહિ બોલસિરી સુખકારી રે, મા૦
લાખીણા ટોડર કરી જિનવર, કંઠે ઠવો જયકારી રે મા૦ ૨
કર ગ્રહી વીણા વેણુ મૃદંગા, હાથે દીઓ એક તાલી રે, મા૦
નવ નવ રાગ મિલાવત ગાવત, જિનગુણ રંગ રસાલી રે.
મા૦ ૩
મન વાછિત સુખ સુરતરૂ કંદો, વામા નંદન વંદો રે, મા૦
નિરખત નેહ અમીરસ વરષત, જસ મુખ પુનમચંદો રે
મા૦ ૪
પ્રાણ પિયારે મોહનગારે, માહરૂં મનડું મોહીને લીધું રે, મા૦
દેખતહી નયણે નેહ લાગો, જાણુ કામણડું કાંઇ કીધું રે.
મા૦ ૫
અંતરજામી સાહિબ સેતી, જાણુ ખિણ એક દૂર ન થાઉં રે, મા૦
અહનિશિ ચરણ કમલ આરાધું, બલિ જાઉં તો સુખ પાઉં રે.
મા૦ ૬
શ્રી લાવણ્યવિજય ગુરૂરાયા, પાસ પરમેસર ધ્યાયા રે, મા૦
પંડિત મેરુવિજય ગુરૂ શિષ્યે, વિનીતવિજય ગુણ ગાયા રે.
મા૦ ૭

( ૩૩ )



## શ્રી ન્યાયસાગરજી.

ચોવીસી-૧૭૬૦ આસપાસ

શ્રી તપગચ્છમા સાગર શાખામા તેઓશ્રી થયા છે મારવાડમા ભિન્નમાળ ગામમા ઓસવાળ જ્ઞાતિમા શા મોટાને ત્યા ભાર્યારૂપાને ત્યા સવત ૧૭૨૮ મા જન્મ થયો નામ નેમિદાસ શ્રી ઉત્તમસાગર પાસે દીક્ષા લીધી શ્રી કેશરીઆજી તીર્થમા દિગબર નરેન્દ્રકીર્તિ સાથે વાદ-વિવાદ કરી જીત મેળવી સવત ૧૭૯૭મા અમદાવાદમા લુહારની પોળમા સ્વર્ગવાસ પામ્યા તેમનો સ્તૂપ કદમપુરાની વાડીમા કરવામા આવ્યો

તેઓશ્રીએ બે ચોવીસી બનાવી છે સાદી ને સરળ ભાષામા જુદા જુદા રાગો ને દેશીઓમા સ્તવનો બનાવ્યા છે તેઓશ્રીએ સુરતમા બિરાજમાન શ્રી **સૂરજમડણ પાર્શ્વનાથનુ** સ્તવન બનાવ્યુ છે, જે આ સાથે મુકવામા આવ્યુ છે શ્રી સુરત બદર પાસે રાદેર ગામમા શ્રી **મહાવીર રાગમાલાની** રચના છત્રીસ રાગોમાં કરી છે જેની પ્રશસ્તિ આ સાથે છે તે સિવાય તેમના દસ સ્તવનો આપ્યા છે

### સાહિત્ય-રચના

૧ શ્રી સમ્યક્ત્વ વિચાર ગર્ભિત મહાવીર સ્તવન ૧૭૬૬ (સતાવીસ ભવનુ ) ૨ પિંડદોષ વિચાર સજ્ઝાય ૧૭૮૧ ભરૂચ

૩ નિગોદ વિચાર ગર્ભિત સ્તવન

૪ મહાવીર રાગમાલા ૧૭૮૪-સુરત પાસે રાદેર

## શ્રી આદિજિન સ્તવન

(૧)

( માહરૂ મન મોહ્યું રે શ્રી વિમળાચળે રે—એ દેશી )

જગઉપકારી રે સાહિબ માહરો રે, અતિશય ગુણમણિધામ;
આદિ જિણેસર અતિ અલવેસરૂ રે, અહનિસિ ધ્યાઉં રે નામ
માહરૂં મન મોહ્યુ રે મરૂદેવી નંદસ્યું રે૦ ૧
દોય કર જોડી તુમ સેવા કરે રે, સુરનર કિન્નર કોડ;
પ્રાતિહારિજ આઠે અહનિસિ રે, કવણ કરે તુમ્હ હોડ મા૦ ૨
ચારે રૂપે રે ચૌવિધ દેશના રે, દેતા ભવિજન કાજ,
માનું એ ચઉ ગતિના જન તારવા રે, છાજે જયું જલધર ગાજ.
માહરૂં૦ ૩
તે ધન પ્રાણી રે જિણે તુમ દેશના રે, સમયે નિરખ્યું નૂર,
કર્ણકચોળે રે વાણીની સુધા રે, પીધી જેણે ભરપૂર. માહરૂં૦ ૪
હું નો તરસ્યું રે તુમચા ધ્યાનથી રે, અનોપમ એહ ઉપાય;
ન્યાયસાગર ગુણ આગર સાહિબા રે, લળીલળી નમે નિતુ પાય.
માહરૂં૦ ૫

## શ્રી આદિજિન સ્તવન.

(૨)

ઋષભલંછન જિન વનીતાવાસી, પંચશત ધનુ તનુમાનમાં,
પ્રભુ તાહરી સુરતી મે ધરી ધ્યાનમા પ્રભુ૦ ૧
જગ ઉરણ સવિ કીધો તે તો, ધન વરસી વરસીદાનમા,
નાભિરાયા કુલમંડન ગાઉ, મરુદેવી સુત ગાનમા પ્રભુ૦ ૨

ચરણોત્સવ ઇન્દ્રાદિક સારે, શ્રી જિન બેસે જાનમાં;
ગીત જ્ઞાન પ્રભુ આગે નાચે, સાચે રાચે તાનમા પ્રભુ૦ ૩
પંચમહાવ્રત લેવા અવસર. સમજાવે સુર સાનમાં;
ન્યાયસાગર પ્રભુસેવક માચે, વાણી અમૃતપાનમાં. પ્રભુ૦ ૪

## શ્રી શાંતિનાથ સ્તવન.

(૩)

( આ જિમ કબ મિલે પરદેશી માતા હો, આ૦ એ દેશી )

સાહિબ કબ મિલે સસનેહી, પ્યારા હો, સાહિબ૦
કાયા કામિનિ જીઉસેં ન્યારા, ઐસા કરત વિચારા હો. સા૦ ૧
સુન સાંઈ જબ આન મિલાવે, નવહુમ મોહનગારા હો સા૦ ૨
મેં તો તુમારી ખિજમતગારી, જૂઠ નહિ જે લારા હો, સા૦ ૩
શ્રમન કહે સુન બેન હમારા, ટારો વિષય વિકારા હો. સા૦ ૪
સંયમ પાલો નિજ તન ગાલો, લેઇ અનુભવ લારા હો સા૦. ૫
પિઉ કે સાચે હુમ મન સાચે, ઘટમે હોત ઉજારા હો સા૦. ૬
કહિના કીના સંયમ લીના, ન રહ્યા કરન ઉધારા હો. સા૦ ૭
વેદ ઉછેદી જાતિ અભેદી, મેલે શાતિ સુધારા હો. સા૦ ૮
અચિરાનંદન શીતલ ચંદન, ન્યાયસાગર સુખકારા હો.
સાહિબ૦ ૯

## શ્રી શાંતિનાથ સ્તવન.

(૪)

શાંતિ જિનેસર દેવ દયાલ શિરોમણી રે, કે દયાળ શિરોમણિ;
સોલમો જિનવર પંચમ ચક્રી જગ ધણી રે. કે ચક્રી૦ ૧

પારેવા શું પ્રીતિ કરી તિણિ પેરે કરો રે, કે તિણિ૦
જનમ જરા ભય મરણ સીંચાણાથી ઉદ્ધરો રે. કે સીંચા૦ ૨
તિણે કાંઇ કીધું હોયે તે મુજને કહો રે; કે તે મુજ૦
જો શરણ કર્યાની લાજ તો મુજને નિરવહો રે. કે મુજ૦ ૩
પારેવા પરે હુંપણ કરે તુજ સેવના રે; કે કરે૦
સિંહિકેય સુત ભીતિ નિવારણ કામના રે. કે નિવારણ૦ ૪
તિણે કારણ હું સેવક સ્વામી તું માહરો રે; કે સ્વામી૦
તેહથી હું છું અધિક સેવા પર તાહરો રે. કે સેવા૦ ૫
શાંતિ નામ ગુણ રહસ્યે મુજને તારતાં રે; કે મુજને૦
ન્યાયસાગર કહે ઇષ્ટ પ્રભુ દિલ ધારતાં રે. કે દિલ૦ ૬

## શ્રી નેમિનાથ જિન સ્તવન.

(૫)

(સોલ સહસ ગોપીમા પટરાણી કાગળ લખ્યો કેઇને રે મીઠ જાઓ છો દીલાસા દેઇને રે દેશી)

આઠ ભવની તુમે પ્રીત જ પાલીજી, તમને ભવ સાથે લઇને રે,
કા જાઓ છો દિલાસો દેઇને રે કા૦ ૧
અમને મૂકીને તુમે રૈવત પધારીયાજી, સંયમ સુંદરી લઇને રે.
કા૦ ૨
પરણ્યા વિણ અમ્હે પ્રીત જ પાલુજી, એ તો વરે છે કેઇને રે.
કા૦ ૩
એતો ગણિકા નિદ્ધ વધૂનીજી, તુમે આદર દ્યો છો એઇને રે.
કા૦ ૪
શોકલડીરે મને દીઠી ન સુહાવેજી, તુમે આદર કરશો કેઇને રે.
કા૦ ૫

અનુભવ મિત્રે મન મેલ કરાવ્યો જી, અનુભવ ઘરમાં લેઇને રે.
કાં૦ ૬
તેમ રાજુલ શિવમંદિર પધાર્યાજી,
ન્યાયસાગર સુખ દેઇને રે. કાં૦ ૭

## શ્રી નેમનાથ સ્તવન.

(૬)

(વણઝારા-એ દેશી)

નેમ નિરંજન સાહિબારે, નિરૂપાધિક ગુણ ખાણિ;
મનના માન્યા.
જન્મ થકી જેણે તજ્યા રે, રાજ રાજિમતી રાણી.
મનના માન્યા. ૧
આવો આવો હો પ્રીતમ વાતા કીજે,
પ્રીતમ લાહો લીજે હો, મન૦
પ્રીતમ રસ પીજે હો પ્રીતમ, આપણ કીજે જનમ પ્રમાણ.
મન૦ ૨
વિણ પરણ્યો પણ તાહરી રે, નારી કહે બહુ લોક, મન૦
સાચી હું છું પતિવ્રતા રે, ગાયો થોકે થોક. મન૦ ૩
સમુદ્રવિજય શિવાદેવીનો રે, નંદન યદુકુલચંદ, મન૦
શંખ લંછન અંજન વને રે, બાવીસમો જિનચંદ મન૦ ૪
સંબંધને સંકેતવા રે, આવી તોરણ બાર, મન૦
ફિર પાછા વ્રત સંહિઉ રે, ચઢીયા ગઢ ગિરનાર મન૦ ૫
રાજુલ પણ અનુલહે રે, સંયમ કેવલ સાર, મન૦
દંપતિ દોઉ એકણિ મિલિ રે, અખય પણે એક તાર. મન૦ ૬

અણ ભવાંતર પ્રીતડી રે, પાલી પૂરણ પ્રેમ; મન૦
ન્યાયસાગર સુખ સંપદા રે, પ્રગટે સકલ સુખ ખેમ. મન૦ ૭

## શ્રી પાર્શ્વજિન સ્તવન.

(૭)

( કાનુડા માર કાં કરટી મીઠડા ફુટસ્યે ગાગરડી એ-દેશી )

ચિંતામણિ પાસજી ગમે રે, પાસજી ગમે રે;
પ્રહ ઉઠી પ્રભુ મુખડુ દીઠે, દુ:ખડું શમે રે. ચિં૦ ૧
ચિંતામણિ પરે કામિત પૂરે, દુ:ખ ઝમે રે, ચિં૦ ૨
ત્રિભુવન નાયક સુરપતિ પાયક, કામ દમે રે. ચિં૦ ૩
પામી અમૃત ભોજન કુકસ, કોણ જમે રે, ચિં૦ ૪
સાહિબ સમરથ સમકિત પામી, કોણ વમે રે. ચિં૦ ૫
મિથ્યા મૂકી મુજ મન રાચે, શુદ્ધ ધરમે રે, ચિં૦ ૬
અધિકું ઓછું સેવક ભાખે, સ્વામી ખમે રે, ચિં૦ ૭
ન્યાયસાગર પ્રભુ અહનિશી ચરણે, શીશ નમે રે. ચિં૦ ૮

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

(૮)

( દેશી–માધવીયાની )

મનનો માનીતો મિત્રો જો મિલે, હારે સાહિબ જો મિલે,
તો કહું મનની વાત જો;
દુખભજન જિન આગલેજી, સુખીણી સાતે ધાન જો મ૦ ૧
મનમોહન મુજ વાલહોજી, સ્વામી શ્રી પાસ જિણંદ જો,

હોજી હો જસ સાનિધેજી, તુરત થયો ધરણેન્દ્ર જો. મ૦ ૨
મન મિલીયા શું વાતડીજી, તે અમૃતથી પણ મીઠ જો;
જેહથી તન મન બાંધીઉંજી, તસ દરિશન સહુથી ઉક્રિઠ જો મ૦ ૩
લંછન મિસી કરે વીનતીજી, ફણધરી રહીઓ નાગ જો;
વિષધર પણ દૂરે કરોજી માહરૂ પ્રભુ વડભાગ જો મ૦ ૪
શ્રી અશ્વસેન સુત સુંદરૂજી, વામા માત મલ્હાર જો,
નીલવરણ અંગે રંગુ જી, સેવક કરીશ સંભાલ જો મ૦ ૫
ભવિમનવંછિત પૂરવાજી, કલિ કલ્પદ્રુમ સમાન જો,
ન્યાયસાગર કહે માહરેજી, પ્રભુ ધ્યાને વધતો વાન જો મ૦ ૬

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૯)

વંદું વીરજિનેસર રાયા, વર્ધમાન સુખદાયા જી,
શાસન નાયક જેહ કહાયા, જગ જસ વાદ સવાયાજી વ૦ ૧
હરિલંછન કંચનવન કાયા, સિદ્ધારથ નૃપ તાયા જી;
સિદ્ધારથ થયા કર્મ ખપાયા, ત્રિસલા રાણી માયા જી વ૦ ૨
લઘુવયથી જેણે મેરુ ચલાયા, વીરવેતાલ હગાયા જી;
દુર્દ્ધર મોહ જોદ્ધ જીતીને, જ્યોતિમેં જ્યોતિ મિલાયા જી. વં૦ ૩
જસ શાસનથી ખટ દ્રવ્ય પાયા, સ્યાદ્વાદ સમઝાયા જી;
અભિનવ નંદન વનની છાયા, દર્શન જ્ઞાન ઉપાયા જી વ૦ ૪
જાસ વજીર છે ગૌતમ ગયા, લબ્ધિનિધાન મન ભાયા જી;
ન્યાયસાગર પ્રભુના ગુણ ગાયા, સુજસ સુબોધ સવાયા જી.
વંદું૦ ૫

## શ્રી મહાવીર જિન સ્તવન.

(૧૦)

(જગી જગી જરદ નીટી દેગિ હજ ટીકાભલકા હો રાજ પ્યારે લાગો—એ દેશી)

નિરખી નિરખી સાહિબકી સુરતી, લોચનકે રે લટકે;
હો રાજ પ્યારા લાગો.
માને બાવાજી રી આણ પ્યારા લાગો,
માને દાદાજી રી આણ પ્યારા લાગો. ૧

તુમ વાણી મોચે અમીય સમાની, મન મોહ્યુ મુખ મટકે;
મુઝ મન ભમરિ પરિમલ સમરી, ચરણ કમળ જઇ અટકે;
હો રાજ૦ ૨

સુરતી દીઠી મુઝ મન મીઠી, પર સુર કિમ નવિ ખટકે;
જૈન ઉવેખી ગુણીના દ્વેષી, ત્યાથી મુઝ મન છટકે.
હો રાજ૦ ૩

ત્રિશલાનંદન તુમ પયવંદન, શીતલતા હુઇ ઘટકે;
ઉત્તમ સીસે ન્યાય જગીસે, ગુણ ગાયા રંગ રહુ કે.
હો રાજ૦ ૪

(૧૧)

### કલશ.

ચોવીસ જિનવર ભવિક હિતકર, સકલ મગલ સુરતરૂ,
વિવિધ દેશી બંધિ ગાયા, ભક્તિ વશથી સુંદરૂ:
તપગચ્છ શોભાકરણ કવિવર, ઉત્તમસાગર પદ કજે:
રસિક મધુકર ન્યાયસાગર, શિષ્ય જીન ગુણને ભજે.

(૬૨)

## શ્રી સૂર્યમંડન પાર્શ્વનાથ સ્તવન.

સૂરતિ મંડન સુરતિ્યરી, મો મનિ અતિ હિ સુહાય
નયના દર્શન ઉમ્હટે મિલવેકું ચાહે કાય. (૧)
સ્નેહી સાહિબ મેરા હે. અરે હાં હાં મ્હને બંદા તેરા હે.
અરે હાં હાં મેં ઉર ન કેરા હે
અરે હાં હાં લાગે ભલ ફેરા હે. આંકણી
તુંહી સાજન જન મનરંજન. મોં મનહુલન લાગ.
તુમ્હ ગુણ પરિમલ મહમહે ગુન રસિક ભમર પર ભાગ.
(૨) સ્નેહી૦
મો મન ચિતર તુહિ ચિર ચહે. ઔર ન આવે દાય.
તુઝ મુખ પંકજ મોહિયો. મન ભમર રહિયો લોભાય.
(૩) સ્નેહી૦
તું નીરાગી હું તુમ્હ રાગરાગી કેમ કિમ વાધે હેત;
પ્રીત હરાઈ ન જૂરૈ, હુંમ્હ નયન સ્વયન ટહુ હેત (૪) સ્નેહી૦
તુહિજ હરજી તુહિજ સાહિબ, સૂરતિમંડન પાસ;
ન્યાયસાગર પ્રભુ આગલિ, એ સેવકની અરદાસ (૫) સ્નેહી૦

## શ્રી મહાવીર રાગમાળા પ્રશસ્તિ.

(૬૩)

( રચના-સં૦ ૧૭૮૪-ગોપિ-સુરત )

અંતે—ઘર ઘર મંગલ માલ આજ મારે ઘર ઘર મંગલ માલ.
વીર નિર્વાણને દેવલ ઉત્સવ દીપે કરે તકાલ ૧
આજ મારે ઘર ઘર મંગલ માલ

ઘરિ ઘરિ રંગ વધાઈ મંડન, શોભા ઝાકઝમાલ;
રહી રાંદેર નયર ચોમાસુ, જિહાં જિનભુવન વિશાલ. ૨
આજ મારે૦

વેદ વસુ મુનિ વિધુ મિત, હર્ષે એ રંગ માલ;
૪ ૮ ૭ ૧
ધનતેરસ દિનિ પૂરણ કીધી, છત્રીસ રાગરસાલ. ૩
આજ મારે૦

સોમચંદ શાહ જયચંદ હોત ઇ, એ ઉત્તમ ગુણ ભાલ;
પંડિત ઉત્તમસાગર સેવક, ન્યાયસાગર સુરસાલ. ૪
આજ મારે૦

મહાવીર સ્તવ્યા મેં પુજી થુઈ, ગુણ મણિ ભરિથાલ;
ઘર ઘર મંગલ માલ આજ, મારે ઘર ઘર મગલ પાલ ૫

કલશ.

જય જગત લોચન તમ વિરોચન, મહાવીર જીનેસરો,
મેં થુણ્યો આગઈ ભક્તિ રાગઈ, જાગતઈ જગ અઘહરો,
તપગચ્છ મંડન દુરિત ખંડન, ઉત્તમસાગર બુધ વરો.
તસ સીસ ભાસઈ પુન્ય આશય, ન્યાયસાગર જય કરો.



(૩૪)

## મહોપાધ્યાય શ્રી લાવણ્યવિજયજી ગણિ.

ચોવીસી-રચના સંવત ૧૭૬૧ ખંભાત

પંડિત ભાનુવિજયજીના શિષ્ય શ્રી મહોપાધ્યાય શ્રી લાવણ્યવિજયજીએ ખંભાતમાં આ ચોવીસી રચના કરી છે તેની પ્રત સુરત શ્રી દેવચંદ લાલભાઇ ભંડારમાંથી મળી પણ અધુરી છે તેમની બીજી સાહિત્ય રચના-જાણવામાં આવી નથી

### શ્રી ઋષભજિન સ્તવન.

(૧)

( મહાવિદેહ ક્ષેત્ર સોહામણું-એ દેશી )

આદિ જિનેસર સાહિબા, જન મન પૂરે આશ લાલ રે;
કરીય કૃપા કરુણા કરો, મન મંદિર કરો વાસ લાલ રે આ૦ ૧
મહિમાવંત મહંત છો, જાણી કીધો નેહ લાલ રે,
અવિહડ તે નિત પાલીઇ, ચાતક જિમ મનિ મેહ લાલ રે.
આદિ૦ ૨
નિસનેહીસ્યું નેહલો, હૃદય દહે ભાતિ લાલ રે,
ઉંઘ વેચી ઉજાગરો, લીધો તેણિ બહુ ખંતિ લાલ રે આ૦ ૩
તુજસ્યું મુજ મન જે મિલ્યું, તે જાણે તું દેવ લાલ રે;
તુજ ચિત્તમેં કિમ જાણીઇ, વિનતિ કરૂં નિત મેવ લાલ રે
આદિ૦ ૪

(૩૫)

## શ્રી રામવિજયજી શ્રી સુમતિવિજયજીના શિષ્ય.

ચોવીશી રચના ૧૭૬૦ આસપાસ મ્હેસાણા.

લેખન કાળ ૧૭૬૦ થી ૧૭૯૦

શ્રી તપગચ્છમાં **શ્રી હિરવિજયસૂરિની** પરંપરામાં **શ્રી સુમતિવિજયજીના** શિષ્ય શ્રી રામવિજયજી ઉપાધ્યાય શ્રી યશોવિજયજીના સમકાલીન હતા તેઓશ્રીની ચોવીશી સુંદર અને ભક્તિરસ તથા યોગના વિષયોથી ભરપુર છે તેમજ તેઓએ શ્રી શાંતિજીન રાસ બહુજ સુંદર બનાવ્યો છે તેઓશ્રીએ સાત નય ઉપર મોટી સજઝાયો લખી છે એમ કહેવાય છે કે તેઓશ્રીની વ્યાખ્યાન શૈલી એટલી બધી લોકપ્રીય હતી કે એક વખતે સમર્થ વિદ્વાન ઉપાધ્યાય **શ્રી યશોવિજયજીને** તે સાંભળવાની ઇચ્છા થતા, તેઓશ્રી ત્યા ગયા, અને તેમની લોકપ્રિય ભાષા તથા દૃષ્ટાંતોથી સમજાવવાની શૈલી જોતાં શ્રી યશોવિજયજી ખુશ થઇ ગયા તેમના વ્યાખ્યાનમાં લોકોની મોટી સંખ્યા હાજર રહેતી આવા સમર્થ વ્યાખ્યાતાની ચોવીસીના સ્તવનો અવશ્ય મોઢે કરવા જેવા છે

### સાહિત્ય-રચના.

ગુજરાતી

૧ શ્રી તેજપાલ રાસ સં૦ ૧૭૬૦ ૨. શ્રી ચોવીશી મ્હેસાણા. સં ૧૭૬૦ આસપાસ ૩ ધર્મદત્ત ઋષિ રાસ સં ૧૭૬૬. ૪ શ્રી શાંતિજીન રાસ સં ૧૭૮૫ ખંડ ૬, ગાથા ૬૯૫૧ અમદાવાદ ૫ શ્રી લક્ષ્મીસાગરસૂરિ નિર્વાણ રાસ ૧૭૮૮ ૬ ૨૦ વિહરમાન સ્તવનો,

સંસ્કૃત

૧. ઉપદેશમાળા ટીકા

## શ્રી ઋષભ જિન સ્તવન.

(१)

( યોગમાયા ગરબે રમે રે જો–એ દેશી )

ઓળગડી આદિનાથની જો, કાઇ કીજીએ મનને કોડ જો,
હોડ કરે કુણ નાથની જો, જેહના પાય નમે સુર કોડ જો.
ઓળ० १

વાહતો મરુદેવીનો લાડલો જો, રાણી સુનંદા હઇડાનો હાર જો;
ત્રણ ભુવનનો નાહલો જો, માહરા પ્રાણતણા આધાર જો.
ઓળ० २

વાહલે વીસ પુરવ લખ ભોગવ્યું જો, રુડું કુમરપણું રંગરોળ જો;
મનડું મોહ્યું રે જિનરુપસું જો, જાણે જગમાં મોહનવેલ જો.
ઓળ० ३

પાંચસે ધનુષની દેહડી જો, લાખ પુરવ ત્રેસઠ રાજ જો;
લાખ પુરવ સમતા વર્યા જો, થયા શિવ સુંદરી વરરાજ જો.
ઓળ० ४

એહના નામથી નવનિધ સંપજે જો,
વળી અલિયવિઘ્ન સવિ જાય જો,
શ્રી સુમતિવિજય કવિરાયનો જો, ઇમ રામવિજય ગુણ ગાય જો.
ઓળ० ५

## શ્રી શાંતિનાથ સ્તવન.

(२)

અંબા વિરાજે છે–એ દેશી

સુંદર શાંતિજિણંદની. છબી છાજે છે,
પ્રભુ અગાજલ ગંભીર, કીરતિ ગાજે છે १

ગજપુર નયર સોહામણુ, ઘણુ દીપે છે,
વિશ્વસેન નરિંદનો નંદ, કંદપ જીપે છે ૨
અચિરા માતાયે ઉર ધર્યો, મન રંજે છે,
મૃગ લંછન કંચનવાન, ભાવઠ ભંજે છે ૩
પ્રભુ લાખ વરસ ચઉભાગે, વ્રત લીધુ છે,
પ્રભુ પામ્યા કેવલજ્ઞાન, કારજ સિધુ છે ૪
ધનુષ ચાલીશની દેહડી, તનુ સોહે છે,
પ્રભુ દેશના ધ્વનિ વરસંત, ભવિ પડિબોહે છે ૫
ભગત વછલ પ્રભુતા ભણી, જન તારે છે,
બૂડતાં ભવજલ માહિ, પાર ઉતારે છે ૬
**શ્રી સુમતિવિજે ગુરુનામથી, દુઃખ નાસે છે,**
**કહે રામવિજે જિન ધ્યાન નવનિધિ પાસે છે ૭**

## શ્રી નેમનાથ સ્તવન.

(૩)

॥ દેશી—તુમે તમાગ ગુણડાના ગુણ માનો કે ના ॥

રાજુલ કહે પિઉ નેમજી, ગુણ માનો છો કે ના,
કિમ છોડી ચાલ્યા નિરધાર, હે ગુણ જાણો છો કે ના
પુરુષ અનંતે ભોગવી ગુ૦ પિઉ શુ મોહ્યા તિણ નાર.
હે ગુણ૦ ॥૧॥
કોડી ગમે જેહને ચાહે ગુ૦ શો તે નારીથી સંગ, હે૦
પણ જગ ઉખાણો કહ્યો ગુ૦ હોવે સરીસા સરસો રંગ
હે ગુણ૦ ॥૨॥
હું ગુણવતી ગોરડી ગુ૦ તે નિગુણ નહેજી નાર, હે૦
હું સેવક છું રાવલી ગુ૦ તે સામુ ન જુવે લગાર હે ગુણ૦ ॥૩॥

જગમા તે ગુણ આગલી ગુ૦ જેણે વશ કીધો ભરતાર; હે૦
મન વૈરાગે વાલીયો ગુ૦ લીએ રાજુલ સંયમ ભાર હે ગુણ૦ ॥૪॥
બહેનીને મલવા ભણી (સુ૦) ગુ૦ દિઉ પહેલી તે જાય, હે૦
મધ લહી તે નારીનો ગુ૦ રહી અનુભવ શું લય લાય.
હે ગુણ૦ ॥૫॥
સમુદ્ર વિજે કુલચંદલો ગુ૦ શિવાદેવી માત મલ્હાર; હે૦
વરસ સહસ એક આઉખું ગુ૦ શોરીપુર શિણગાર. હે ગુણ૦ ॥૬॥
દેહ ધનુષ દશ દીપતી ગુ૦ પ્રભુ બ્રહ્મચારી ભગવંત, હે૦
રાજુલ વર મને વાલહો ગુ૦ **રામવિજય** જયવંત. હે ગુણ૦ ॥૭॥

## શ્રી પાર્શ્વનાથ નસ્વન.

(૮)

॥ પાટણના ગીતની દેશી–કે. ॥

સેવો ભવિજન જિન ત્રેવીશમો, લંછન નાગ વિખ્યાત,
જલધર સુંદર પ્રભુજીની દેહડી, વામા રાણીનો જાત સેવો૦ ૧
ચઉદિશે ઘોર ઘટા ઘન શું મલ્યો, કમઠે રચ્યો જલધાર;
મૂસલ ધારે જલ વરસે ઘણું, જલ થલનો ન લહું પાર. સેવો૦ ૨
વડ હેઠલ વ્હાલો કાઉસગ્ગ રહ્યો, મેરૂ તણી પરે ધીર,
ધ્યાન તણી ધારા વધે તિહા, ચડીયા ઊ ચાજી નીર. સેવો૦ ૩
અચલ ન ચલીયો પ્રભુજી માહરો, પામ્યો કેવલ નાણ,
સમોવસરણ સુર કોડ મિલ્યા તિહાં, વાજ્યા જિત નિશાન.
સેવો૦ ૪
નવકર ઊંચ પણે પ્રભુ શોભતા, અશ્વસેન રાયના નંદ,
પ્રગટ પરચા પૂરણ પાસજી, દીઠે હોવે પરમાણંદ સેવો૦ ૫
એક શત વરસનુ આઉખુ ભોગવી, પામ્યા અવિચલ રિદ્ધ,
બુધ શ્રી સુમતિવિજે ગુરૂ નામથી, રામ લહે વર સિદ્ધ. સેવો૦ ૬

(૩૬)

## શ્રી રંગવિજય શિષ્ય શ્રી અમૃતવિજયજી.

શ્રી વિજયપ્રભસૂરિની પરંપરામાં શ્રી રંગવિજયજીના શિષ્ય શ્રી અમૃતવિજયજી થયા છે, તેઓશ્રીની બીજી કૃતિઓ જાણવામાં નથી

### ઋષભજિન સ્તવન.

(૧)

(એ છીંડી કિહાં રાખી રે કુમતી કાં પ્રતિમા રે ઉથાપી. એ–દેશી.)

જગજીવન જગજન ઉપગારી, શ્રી ઋષભ જિનેશ્વર દેવા;
સયલ સંતાપ ટલેંય સુધ્યાને માતાશ્રી મરૂદેવા રે,
જિનજી સુખકર સાહિબ મોરા ૧
હું ભવભવ સેવક તોરો રે, જિ૦ આ૦
એક સહસ અધિક અટલક્ષણ.
લક્ષણ કંચન વરણે સમચોર સંસ્થાની,
સાહિબ ધારી લંછન ચરણે જિ૦ ૨
ઇંદ ચંદ રવિ સાગર મહીધર ગુણ લઈ તુઝ તનું કીધ,
પ્રભુતા સૌમ્ય પ્રતાપી ગંભીરતા ધીરતા સુપ્રસિધ રે જિ૦ ૩
ભવિજન બોધક આશ્રવરોધક, શૌચ સદા જસનામ,
સકલ સુરાસુર સેવિત પદકજ, નિત નિત કરૂં પ્રણામ રે. જિ૦ ૪
કેવલજ્ઞાન ને કેવલ દરસન ચરણ વિરય અનંત,
ચ્યાર અનંતા જેહને છાજે પ્રણમું તે ભગવંત રે જિ૦ ૫
નિવડ બંધ કરમના તોડી, મોડી મોહની જાલ,
સિદ્ધિ વરી ગુણ આણી અનંતી, પરમાનંદી દયાલ રે જિ૦ ૬

પુન્યે જિનવર સાર જગતમાં, સેવા લહિઇ તુજ,
રંગવિજય બુધ અમૃત જંપે ચરણે રાખો મુજ રે. જિ૦ ૭
જિનજી સુખકર સાહિબ સોગ.

## શ્રી શાંતિનાથજી સ્તવન.

(૨)

(શીલ સુરંગી મયણા કેહા સની એ–દેશી)

શાંતિ જિણેસર સાહિબ સાહેબા, શાંતિ તણો દાતારજી,
જગ હિતકારી જગ ગુરૂ જગધણી, ભવિજનનો આધારજી. ૧
ભાવે વંદુ રે સોલમો જિન વરૂ, દાયક પરમાણંદજી;
અચિરાનંદન નિત કરૂં વંદના, પૂજિત ઇંદ નરિંદજી. ભાવે૦ ૨
વિશ્વસેન ભૂપતિ સુત સુખકરૂ, મંગલ જિન ધરે પાયજી,
સકલ અપાય તે દૂર નિવારના, ભવિજનના જિનરાયજી. ભા૦ ૩
વળી વળી લળી લળી પ્રભુજી વિનવું, ટાળો મિથ્યાતનો પામજી,
શાંતિ સુધારસે મુજ મન થાપિઇ, કાપીઇ ભવની ગમજી. ભ૦ ૪
તારો સેવક જાણી આપણો, વારો મોહાદિક વૈરી રે,
પુન્ય પ્રભાકર રંગે દીજીઇ, અમૃત પદની સેવ રે. ભા૦ ૫

## શ્રી નેમનાથ સ્તવન.

(૩)

(ઝેરી-ની દેશી)

જીરે મ્હારે જંબૂ ભરતમ-ઝાર, નયરી સોરીપૂર સોહિઇ જીરેજી,
જીરે૦ સમુદ્રવિજય તિહાંરાય, ગણી શિવા મન મોહિઇ.
જીરે૦ ૧

જી૦ ચૌદસુપનસ્યુ દેવ, ઉયરે, આવી અવતર્યા જી૦,
જી૦ જનમ થકી જિનરાય, ત્રિણ જ્ઞાનસ્યું પરિવર્યા જી૦ ૨
જી૦ જનમ મહોચ્છવ સાર, સુરગિરિઇ સુરવરકરે જી૦,
જી૦ કરી જનમ અભિષેક, નિજ આતમ નિરમલકરે જી૦ ૩
જી૦ અતિ અદ્ભુત તનુ રૂપ મનમથ ભાવને જે ભજે જી૦,
જી૦ એહવું યોવન પામિ કંદર્પ ન (દૂરે) ભજે. જી૦ ૪
જી૦ સુખીયા કીધા લોક, દાન સંવચ્છરી દેઇને જી૦,
જી૦ લિઇ દીક્ષા જિનરાજ સહસ પુરૂપ સાથે લેઇને જી૦ ૫
જી૦ ચોપન દિન છદ્મસ્થ-પણું પાલી કેવલ લહ્યું જી૦,
જી૦ કરિ ભવિક ઉપગાર, રેવતાચલ શિવ પદ લહ્યું. જી૦ ૬
જી૦ પામી પૂરવ પુન્ય, પ્રભુ આણા આરાધીઇ જી૦,
જી૦ રંગવિજય કવિ શીસ, અમૃત કહે શિવ સાધીઇ જી૦ ૭

## શ્રી પાર્શ્વનાથજી સ્તવન

(૪)

(તો મનગાગ્ના સાહેબા-એ દેશી)

શ્રી પાસ જિનેસર જય કરૂં, પ્રણમો ભવિજન ધરિ નેહરે,
ચિત્તનિરમલ કરી શુભ વાવગ્યુ, એ તો અનંતાનો ગેહારે શ્રી૦ ૧
એ તારવા ભવજલ નિધિ થકી, પ્રભુ કારક મંગલ માલ રે,
તુ તો વારક મોહમિથ્યાતનો, દુ ખ ટાલક દેવ દયાલ રે શ્રી૦ ૨
રાગાદિક અગ્નિ કરતીને, લીધુ સ્વાતમ કેરૂ રાજ્ય રે,
નિત્ય ચિદાનંદ મયી તુમે, પ્રભુ સારો સેવક કાજ રે શ્રી૦ ૩

## કલશ.

(૬)

( દીઠો દીઠો રે વામાકો નન્દન દીઠો, એ-દેશી )

વંદો વંદો રે ભવિ ચોવીસે જિન વંદો,
ઋષભ અજિત સંભવ સુખદાયક, અભિનંદ આણંદોરે.
ભવિ ચો૦ ૧

શ્રી સુમતિ સુમતિ સુખદાયક પદ્મ પ્રભ ધર વંદો;
શ્રી સુપાસ ચંદ્રપ્રભ સુવિધિ શીતલ સમરસકંદોરે.
ભવિ ચો૦ ૨

શ્રી શ્રેયાંસ વંદો વાસુપૂજ્ય, વિમલ વિમલ ગુણચંદો;
અનંત ધર્મ જિનેસર શાંતિ કુંથુ અરદિણંદોરે
ભવિ ચો૦ ૩

મલ્લિ મુનિસુવ્રત સુવ્રત, સુખદાયક નમિજિણંદો;
નેમિ પાસ વીરજિન પ્રણમી ભવભવ દુઃખનિકંદોરે.
ભવિ ચો૦ ૪

તપગછ પાટ પરંપર ઉદયો, શ્રી વિજયદેવસૂરીંદો,
તાસ પાટ પૂર્વાચલ દિનકર, વિજયપ્રભ મુનીંદોરે.
ભવિ ચો૦ ૫

તાસ સીસ વર પ્રવર પ્રતાપી શીતલ મુનિમ ચંદો,
ઉપગારી આચારી ગીતારથ, શ્રી પુણ્યવિજય ગુ૦
( પાઠત્રુટે છે. )

*

કડાકા સાથે જિનમંદિરના દ્વાર ખુલ્યાં અને શ્રી સંઘને શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીના દર્શન થયા તેથી કવીશ્વરની શ્રદ્ધા અને પ્રભુના પ્રભાવની પ્રશંસા થવા લાગી આ સાથે તેમના પાંચ સ્તવનો તથા બીજા દસ મલી કુલ પંદર કાવ્યો લીધા છે

## શ્રી ઋષભજિન સ્તવન.

(૧)

(વાર વાર રે વીઠલ વંશ મુને તો ન ગમે રે–એ દેશી)

મરુ દેવીનો નંદ માહરો સ્વામી સાચો રે;
શિવવધૂની ચાહ ધરો તો, એહને યાચો રે. મરુ૦ ૧
કેવલ કાચના કુંપા જેહવો, પિંડ કાચો રે,
સત્ય સરૂપી સાહિબો એહને, રંગે રાચો રે. મરુ૦ ૨
યમરાજાના મુખડા ઉપર, દેઇ તમાચો રે,
અમર થઈ ઉદયરત્ન પ્રભુસ્યું, મિલી માચો રે. મરુ૦ ૩

## શ્રી શાંતિનાથ સ્તવન.

(૨)

પોસહમાં પારેવડો રાખ્યો, શરણે લેઇ રે,
તન સાટે જીવાડયો અભય–દાન દેઈ રે પોસહ૦ ૧
અનાથ જીવનો નાથ કહાવે, ગુણનો ગેહી રે,
તો મુજને પ્રભુ તારતા કહો, એ વાત કેહી રે પોસહ૦ ૨
ગરીબ નિવાજ તું ગિરૂઓ સાહિબ, શાંતિ સનેહી રે,
ઉદયરત્ન પ્રભુ તુજ શું બાંધી, પ્રીત અછેહી રે પોસહ૦ ૩

અહો મહાવીર ગંભીર તું તો, નાથ માહરો રે;
હું નમું તુહને ગમે મુહને, સાથ તાહરો રે. આવ૦ ૨
સાહી સાહી રે મીઠડા હાથ માહરા, વૈરી વારો રે;
દ્યે દ્યે રે દર્શન દેવ મુને, ઘેને લારો રે. આવ૦ ૩
તુ વિના ત્રિલોક મેં કેહનો, નથી ચારો રે;
સંસાર પારાવારનો સ્વામી, આપને આરો રે. આવ૦ ૪
ઉદયરત્ન પ્રભુ જગમેં જોતા, તું છિ તારો રે;
તાર તાર રે મુને તાર, તું સંસારો રે. આવ૦ ૫

## ગ્રન્થ-રચના.

૧ શ્રી જંબૂસ્વામિરાસ ઢાલ ૬૬ ૧૭૪૯ સ્થળ—ખેડા હરિયાળા.
૨ શ્રી અષ્ટ પ્રકારી પૂજા ૧૭૫૫ અણહીલપુર પાટણ. પોસ સુદ ૧૦
૩ શ્રી સ્થૂલિભદ્ર રાસ ૧૭૫૯ ઊના બંદર માગસર સુદ ૧૧
૪ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનો સલોકો ૧૭૫૯ વૈશાખ વદ ૬
૫ રાજસિંહ રાસ—નવકાર રાસ ૧૭૬૨ અમદાવાદ માગસર સુદ ૭
૬ બ્રહ્મચર્યની નવ વાડ સજ્ઝાય ઢાલ ૧૦, ૧૭૬૩ ખંભાત શ્રાવણ વદ ૧૦
૭ બાર વ્રત રાસ ૧૭૬૫
૮ શ્રી મલયસુંદરીરાસ અથવા વિનોદ વિલાસરાસ ઢા ૧૩૩ ૧૭૬૬ ખેડા
૯ શ્રી યશોધર રાસ ઢાલ ૮૧, ૧૭૬૭ પાટણ પોસ સુદ ૫
૧૦ શ્રી લીલાવતી સુમતિ—વિલાસરાસ ઢા ૨૧, ૧૭૬૭ પાટણ ઊનાઉ આસો વદ ૬
૧૧ ધર્મબુદ્ધિ-પાપબુદ્ધિનો રાસ ગા ૩૯૬, ૧૭૬૮ પાટણ માગસર વદ ૧૦
૧૨ શ્રી ભુવનભાનુ કેવલીનો રાસ ઢા ૯૭, ૧૭૬૯ પાટણ ઊનાઉ પોસ વદ ૧૩
૧૩ શ્રી નેમનાથ સલોકો ૧૪ શ્રી શાલીભદ્ર સલોકો ૧૭૭૦ આસોજ
૧૫ શ્રી ભરત બાહુબલ સલોકો ૧૬ શ્રી વિમલ મહેતાનો ૧૭૯૯
૧૭ શ્રી સૂર્યયશાનો રાસ ૧૮ શ્રી જંબુદ્વીપ નેમનાથ સ્તવન ૧૭૯૯ ભાદરવા સુદ ૧૫

૧૯ મહિપતિરાજ અને મતિસાગર પ્રધાનરાસ

૨૦ શ્રી હરિવંશગ્રામ–રત્નાકર ગચ્છ-૧૭૯૫ ખેડા–હરિયાળા

જેઠ સુદ ૮

પારેખ પ્રેમજીના સંઘમાં ગયા ત્યારે ૧૭૭૦માં શ્રી સિદ્ધાચલ મંડન સ્તવન

## ઢાલ ચોથી.

### (૬)

માહરા રે ભાઈ સુડલા! ગુણમાનું લાલ.
મને આપજ્યો થાહરી પાખ, થારો ગુણ માનુ લાખ;
હું ઓલગુ ભિજાર, ગુણ માનું લાલ
માને શત્રુંજો દેખાડ, થારો ગુણ માનુ લાખ,
આદિસરને ભેટું ભિડીને ગુણ, ભાજુ માહરા મનની ભ્રાત.
થારો ગુણ૦ (૧)

વૈશાખ જેની વાદળી! ગુણ માનુ લાખ,
માહરા મસ્ત ઉપર કર છાહિ, થારો ગુણ માનું લાખ,
પવન લાગુ પાછલે, ગુણ માનુ લાખ,
તું તો મસ્ત ઉપર કર, થારો ગુણ માનુ લાખ (૨)
જલધરને જાણ ભામણે ગુણ માનુ લાખ,
તું તો ઝીણી ઝીણી વિરસ્યે બુંદ, થારો ગુણ માનુ લાખ,
માલીડા લાવ્યે ફૂલડા ગુણ માનુ લાખ,
આદિ માલતીને મુચુકંદ, થારો ગુણ માનુ લાખ (૩)
પારેખ પ્રેમજી સંઘવી, ગુણ માનુ લાખ,
ભણશાલી કપૂર, થારો ગુણ માનુ લાખ,
મજલૂ જે નાની કરો, ગુણ માનું લાખ,

તો સતાપે નહી સૂર, થારો ગુણ માનું લાખ (૪)
શ્રી આદિસર સાહિબા, ગુણ ચિત્તમાં ધરજ્યો,
ઉદયરતન ઇમ ઉચ્ચરે ગુણ, માને દરસણ દેજે રોજ.
થારો૦ (૫)

## નવમી ઢાલ.

(૭)

સૂરતિ બિંદર સહિરનો વાસી, પારેખ પ્રેમજી પોતે;
સંઘ લઇ શત્રુંજે આયો, જય પાયો ગિર જોતે રે.
ભણશાલી કપુરે ભલી પરે, સંઘની સાનિધ કીધી,
કાઠી લોકને લાગો કરડો, સખર શાખ્યાસી લીધી રે.
સંવત સત્તર સીતેરા વર્ષે, વદિ સાતમ ગુરૂવારે,
ઉદય વદે આદિપતિ ભેટયો, સંઘ ચતુર્વિધ સાથે રે

## કલશ

શ્રી હીરરત્નસુરિશ વંશે, જ્ઞાન રત્ન ગુણિ ગુણનીલો,
તિણ સાત ઠાણે સંઘ સાથે, ભેટીઓ ત્રિભુવન તિલો,
જે જિન આરાધે મન સાધે, સાધે તે સુખ સંપદા,
ઉદયરત્ન ભાખે અનેક ભવની, તેહુ ટાલે આપદા.

## શ્રી સિદ્ધાચલ-સ્તવન.

(૮)

રચના સ૦ ૧૭૮૯

તે દિન ક્યારે આવશે, શ્રી સિદ્ધાચલ જાશું,
ઋષભ જિણંદને પૂજવા, સૂરજકુંડમાં ન્હાશું.

—તે દિન ક્યારે આવશે૦ ૧

સમવસરણમા બેસીને, જિનવરની વાણી;
સાંભળશુ સાચે મને, પરમારથ જાણી
—તે દિન ક્યારે આવશે૦ ૨

સમક્તિ વ્રત સુધા કરી, સદ્ગુરુને વંદી,
પાપ સરવ આલોઈને, નિજ આતમનિંદી —તે૦ ૩

પડિક્કમણા દોય ટકના, કરશું મન કોડે,
વિષય કષાય વિસારીને, તપ કરશુ હોડે —તે૦ ૪

વ્હાલાને વૈરી વચ્ચે, નવિ કરવો વહેરો,
પરના અવગુણ દેખીને, નવિ કરશુ ચહેરો —તે૦ ૫

ધર્મસ્થાનક ધન વાવરી, છક્કાયને હેતે,
પંચ મહાવ્રત લઈને, પાળશું મન પ્રીતે. —તે૦ ૬

કાયાની માયા મેલીને, પરિસહને સહેશુ,
સુખ-દુઃખ સઘળા વિચારીને, સમભાવે રહેશુ —તે૦ ૭

અરિહંત દેવને ઓળખી, ગુણ તેહના ગાશુ,
ઉદયરત્ન એમ ઉચ્ચરે, ત્યારે નિર્મળ થાશુ —તે૦ ૮

## ક્રોધની સજ્ઝાય

(૯)

કડવા ફળ છે ક્રોધના, જ્ઞાની એમ બોલે,
રીસતણો રસ જાણીએ, હલાહલ તોલે કડવા૦ ૧

ક્રોધે ક્રોડ પૂરવ તણુ, સંજમફળ જાય,
ક્રોધ સહિત તપ જે કરે, તો નો લેખે ન થાય ૨

સાધુ ઘણો તપીઓ હતો, ધરતો મન વૈરાગ્ય,

શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોસિયો નાગ. ૩
આગ ઉઠે જે ઘર થકી, તે પહેલુ ઘર બાળે;
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનુ પરજાળે. ૪
ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવલ–નાણી,
હાણ કરે જે હેતની, જાળવજો એમ જાણી. ૫
ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી,
કાયા કરજો નિર્મળી, ઉપશમ રસે નાહી. ૬

## માનની સજ્ઝાય.

(૧૦)

રે જીવ! માન ન કીજીએ, માને વિનય ન આવે રે,
વિનય વિના વિદ્યા નહિ, તો કિમ સમકિત પાવે રે? ૧
સમકિત વિણ ચારિત્ર નહિ, ચારિત્ર વિણ નહિ મુક્તિ રે,
મુક્તિના સુખ છે શાશ્વતાં, તે કિમ લહીએ જુક્તિ રે. ૨
વિનય વડો સંસારમાં, ગુણમા અધિકારી રે,
માને ગુણ જાયે ગળી, પ્રાણી જો જો વિચારી રે. ૩
માન કર્યું જો રાવણે, તો તે રામે માર્યો રે;
દુર્યોધન ગર્વે કરી, અન્તે સવિ હાર્યો રે. ૪
સૂકા લાકડા સારીખો, દુખદાયી એ ખોટો રે,
ઉદયરતન કહે માનને, દેજો દેશવટો રે ૫

## માયાની સજ્ઝાય.

(૧૧)

સમકિતનું મૂળ જાણીએજી, સત્ય વચન સાક્ષાત્,
સાચામા સમકિત વસેજી, માયામા મિથ્યાત્વ રે,

પ્રાણી ! મ કરીશ માયા લગાર ૧

મુખ મીઠો જૂઠો મને જી રે ! કૂડ-કપટનો રે ! કોટ,
જીભે તો જી જી કરે જી રે ! ચિત્તમાં તાકે ચોટ રે,
પ્રાણી ! મ કરીશ માયા લગાર ૨

આપ ગરજે આઘો પડે જી રે ! પણ ન ધરે રે ! વિશ્વાસ,
મનશુ રાખે આંતરોજી રે ! એ માયાનો પાસ રે,
પ્રાણી ! મ કરીશ માયા લગાર ૩

જેહશું બાંધે પ્રીતડીજી રે ! તેહશુ રહે પ્રતિકૂળ,
મેલ ન છંડે મન તણો જી રે ! એ માયાનુ મૂળ રે,
પ્રાણી ! મ કરીશ માયા લગાર ૪

તપ કીધો માયા કરીજી રે ! મિત્ર શુ રાખ્યો ભેદ,
મલ્લિ જિનેશ્વર જાણજો જી રે ! તો પામ્યા સ્ત્રીવેદ રે,
પ્રાણી ! મ કરીશ માયા લગાર ૫

ઉદયરત્ન કહે સાભળોજી રે ! મેલો માયાની બુદ્ધ,
મુક્તિપુરી જાવા તણો જી રે ! એ મારગ છે શુદ્ધ રે,
પ્રાણી ! મ કરીશ માયા લગાર ૬

## લોભની સજ્ઝાય.

(૧૦)

તુમે લક્ષણ જો જો લોભના રે ! લોભે મુનિ જન પામે ક્ષોભ ના રે !
લોભે ડાહ્યા-મન ડોલ્યા કરે રે ! લોભે દુર્ઘટ પથે સચરે રે !
તુમે લક્ષણ૦ ૧

તજે લોભ તેના લઉ ભામણા રે ! વળી પાય નમી કરુ ખામણા રે,
લોભે મર્યાદા ન રહે કેહની રે ! તુમે સંગત મેલો તેહની રે !
તુમે લક્ષણ૦ ૨

લોભે ઘર મેલી રણમા મરે રે। લોભ ઉચ્ચ તે નીચુ આદરે રે।
લોભે પાપ ભણી પગલા ભરે રે। લોભ અકારજ કરતા ન
ઓસરે રે। તુમે લક્ષણ૦ ૩
લોભે મનડું ન રહે નિર્મળું રે। લોભે સગપણ નાસે વેગળું રે।
લોભે ન રહે પ્રીતિ ને પાવડું રે। લોભે ધન મેલે બહુ એકઠુ રે।
તુમે લક્ષણ૦ ૪
લોભે પુત્ર પોતે પિતા હણે રે। લોભે હત્યા–પાતક નવિ ગણે રે।
તે તો દામતણા લોભે કરી રે। ઉપર મણિધર થાએ મરી રે।
તુમે લક્ષણ૦ ૫
જોતા લોભનો થોભ દિસે નહિ રે। એવુ સૂત્ર-સિદ્ધાતે કહ્યુ સહી રે।
લોભ ચક્રી સુભૂમ નામે જુઓ રે। તે તો સમુદ્રમા ડૂબી મૂઓ રે।
તુમે લક્ષણ૦ ૬
એમ જાણીને લોભને છંડજો રે। એક ધર્મ શુ મમતા મ ડજો રે।
કવિ ઉદયરત્ન ભાખે મુદા રે। વ દુ લોભ તજે તેહને સદા રે।
તુમે લક્ષણ૦ ૭

## શ્રી ગોતમસ્વામિનો છંદ.

(૧૩)

માતપૃથ્વી સુત પ્રાત ઉઠી નમો, ગણધર ગોતમ નામ ગેલે;
પ્રહસમે પ્રેમશું જેહ ધ્યાતા સદા, ચઢતી કળા હોય વ શ વેલે.
માતપૃથ્વી સુત–૧
વસુભૂતિ નન્દન વિશ્વજન વન્દન, દુરિત નિકંદન નામ જેહનુ;
અભેદ બુદ્ધે કરી ભવિજન જે ભજે, પૂર્ણ પરબ્રહ્મ લીલા પામે
તેહનું. માતપૃથ્વી સુત–૨

સુરમણિ જેહ ચિન્તામણિ સુરતરૂ, કામિત પૂરણ કામધેનુ,
એહજ ગૌતમતણું ધ્યાન હૃદય ધરો, જેહ થકી અધિક નહી
માહાત્મ્ય કેહનું માતપૃથ્વી સુત-૩

જ્ઞાન-બલ તેજને સકલ સુખ સ પદા, ગૌતમ નામથી સિદ્ધિ પામે,
અખ ડ-પ્રચ ંડ પ્રતાપ હોય અવનિમા, સુર-નર જેહને શીશ નામે
માતપૃથ્વી સુત-૪

પ્રણવ આદે ધરી માયા બીજે કરી, સ્વમુખે ગૌતમનામ ધ્યાયે,
કોડિ-મન-કામના સકલ વેગે ફલે, વિઘ્ન-વૈરી સવે દૂર જાયે.
માતપૃથ્વી સુત-૫

દુષ્ટ દૂરે ટલે સ્વજન મેલો મળે, આધિ ઉપાધિને વ્યાધિ નાસે,
ભૂતના પ્રેતના જોર ભાજે વળી, ગૌતમ નામ જપતા ઉલ્લાસે
માતપૃથ્વી સુત-૬

તીર્થ અષ્ટાપદે આપ લબ્ધે જઇ, પન્નરસે ત્રણને દિકખ દીધી,
અઠ્ઠમને પારણે તાપસ કારણે, ક્ષીર લબ્ધે કરી અખૂટ કીધી
માતપૃથ્વી સુત-૭

વરસ પચ્ચાસ લગે ગૃહવાસે વસ્યા,
વરસ વલી ત્રીશ કરી વીર સેવા,
બાર વરસા લગે કેવલ ભોગવ્યુ, ભકિત જેહની કરે નિત્ય દેવા.
માતપૃથ્વી સુત-૮

મહિયલ ગૌતમ ગોત્ર મહિમાનિધિ, ઋદ્ધિ ને સિદ્ધિ દાઈ;
ઉદય જસ નામથી અધિક લીલા લહે, સુજસ સૌભાગ્ય
દોલત સવાઈ માતપૃથ્વી સુત-૯

# સોળ સતીનો છંદ.

(૬૮)

આદિનાથ આદે જિનવર વંદી, સફળ મનોરથ કીજિએજી;
પ્રભાત ઉઠી મંગલિક કામે, સોળે સતીનાં નામ લીજિએ એ
આદિ૦ ૧

બાળ કુમારી જગહિતકારી, બ્રાહ્મી ભરતની બહેનડી એ,
ઘટ ઘટ વ્યાપક અક્ષર રૂપે, સોળે સતીમા જે વડી એ આ૦ ૨

બાહુબળ-ભગિની સતીય શિરોમણિ, સુંદરી નામે ઋષભ સુતાએ.
અંક સ્વરૂપી ત્રિભુવન માહે, જેહ અનુપમ ગુણ જુતાએ આ૦ ૩

ચંદનબાળા બાળપણાથી, શિયળવતી શુદ્ધ શ્રાવિકાએ;
અડદના બાકુળે વીર પ્રતિલાભ્યા, કેવળ-લહીવ્રત-ભાવિકાએ
આદિ૦ ૪

ઉગ્રસેન-ધુઆ-ધારિણી-નંદિની, રાજિમતી નેમ વલ્લભાએ;
જોબન-વેશે કામને જીત્યો, સંયમ લઇ દેવ દુલ્લભા એ આ૦ ૫

પંચ-ભરતારી પાંડવ-નારી, દ્રુપદ-તનયા વખાણીએ,
એકસો આઠે ચીર પુરાણા, શિયળ-મહિમા તસ જાણીએ એ.
આદિ૦ ૬

દશરથ નૃપની નારી નિરૂપમ, કોશલ્યા કુલ ચન્દ્રિકા એ,
શિયળ-સલૂણી રામ જનેતા, પુણ્ય તણી પરનાલિકા એ આ૦ ૭

કોશાંબિક ઠામે શતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીઓ એ,
તસ ઘર ઘરણી મૃગાવતી સતી, સુર ભુવને જસ ગાજીઓ એ
આદિ૦ ૮

સુલસા સાચી શિયળે ન કાચી, રાચી નહિ વિષયા રસે એ,
મુખડું જોતા પાપ પલાયે, નામ લેતા મન ઉલ્લસે એ. આ૦ ૯

રામ રઘુવંશી તેહની કામિની, જનક-સુતા સીતા સતી એ,
જગ સહુ જાણે ધીજ કરતા, અનલ શીતલ થયો શિયળથી એ.
આદિ૦ ૧૦

કાચે તાતણે ચાલણી બાંધી, કૂવા થકી જળ કાઢિયું એ;
કલંક ઉતારવા સતી સુભદ્રાએ, ચંપા-બાર ઉઘાડિયું એ.
આદિ૦ ૧૧

સુર-નર-વંદિત શિયલ અખંડિત, શિવા શિવપદ-ગામિની એ,
જેહને નામે નિર્મળ થઇએ, બલિહારી તસ નામની એ આ૦ ૧૨

હસ્તિનાગપુરે પાંડુરાયની, કુંતા નામની કામિની એ,
પાંડવ માતા દશે દશાર્હની, બ્હેન પતિવ્રતા પદ્મિની એ આ૦ ૧૩

શીલવતી નામે શીલવ્રત ધરિણી, ત્રિવિધે તેહને વંદીએ એ,
નામ જપતા પાતક જાએ, દરિસણ દુરિત નિકંદીએ એ.
આદિ૦ ૧૪

નિષધા નગરી નલહ નરિંદની, દમયંતી તસ ગેહની એ,
સંકટ પડતા શિયળ જ રાખ્યું, ત્રિભુવન કીર્તિ જેહની એ.
આદિ૦ ૧૫

અનંગ-અજિતા જગ-જન-પૂજિતા, પુષ્પચૂલાને પ્રભાવતી એ,
વિશ્વ-વિખ્યાતા કામિત-દાતા, સોળમી સતી પદ્માવતી એ
આદિ૦ ૧૬

વીરે ભાખી શાસ્ત્રે સાખી, ઉદયરત્ન ભાખે સુદાએ,
વહાણું વાતા જે નર ભણશે, તે લહેશે સુખ-સંપદાએ આ૦ ૧૭

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ જિન છંદ.

(૧૫)

પાસ શંખેશ્વરા સાર કર સેવકાં, દેવકાં એવડી વાર લાગે!
કોડી કરજોડી દરબાર આગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે. ૧
પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોડ અસુરાણને આપ છોડો;
મુજ મહિરાણ મંજૂષમાં પેસીને, ખલકના નાથજી બંધ ખોલો. ૨
જગતમાં દેવ જગદીશ તું જાગતો,
એમ શું આજ જિનરાજ ઊંઘે,
મોટા દાનેશ્વરી તેહને દાખીએ, દાન દે જેહ જગકાળ મોઘે. ૩
ભીડ પડી જાદવા જોર લાગી જરા,
તિણ સમે ત્રિકમે તુજ સંભાર્યો;
પ્રગટ પાતાળથી પલકમા તે પ્રભુ,
ભકતજન તેહનો ભય નિવાર્યો પા૦ ૪
આદિ અનાદિ અરિહંત તું એક છે, દીન દયાળ છે કોણ દુજો;
ઉદયરત્ન કહે પ્રગટ પ્રભુ પાસજી,
પામી ભયભજનો એહ પૂજો પા૦ ૫

## વૈરાગ્યની સજઝાય.

(૧૬)

( મન ભમરાની-દેશી )

ઊંચા મંદિર માળીયા, સોડ વાળીને સુતો,
કાઢો કાઢો એને સહુ કહે, જાણે જન્મ્યો જ નો'તો ૧
એક રે દિવસ એવો આવશે, મને સબળોજી સાલે,

મંત્રી મળ્યાં સર્વે કારમા, તેનું કાંઇ ન ચાલે. એક૦ ૨

સાવ સોનાના રે સાકલા, પહેરણ નવનવ વાઘા,
ધોલુરે વસ્ત્ર એના કર્મનુ, તે તો શોધવા લાગ્યા એક૦ ૩

ચરૂ કઢાઇયા અતિ ઘણા, બીજાનુ નહિ લેખું,
ખોખરી હાડી એના કર્મની, તે તો આગલ દેખુ. એક૦ ૪

કેના છોરૂ ને કેના વાછરૂ, કેના માયને બાપ,
અંત કાલે જાવુ જીવને એકલુ, સાથે પુણ્યને પાપ એક૦ ૫

સગી રે નારી એની કામિની, ઊભી ટગમગ જોવે,
તેનું પણ કાંઈ ચાલે નહિ, બેઠી ધ્રૂસકે રૂવે એક૦ ૬

વહાલા તે વહાલા શુ કરો, વહાલા વોલાવી વલશે,
વહાલા તે વનના લાકડા, તે તો સાથેજી બલશે એક૦ ૭

નહિ તાપી નહિ તુબડી, નથી તરવાનો આરો,
ઉદયરત્ન પ્રભુ ઇમ ભણે, મને પાર ઉતારો એક રે૦ ૮



(૩૮)




શ્રી ધર્મવિજયજીના શિષ્ય શ્રી શાંતિવિજયજીના શિષ્ય શ્રી પ્રેમવિજયજીએ સં૦ ૧૭૬૨મા મેસાણામા ચોવીગી બનાવી છે. આ સાથે તેમના પાંચ સ્તવનો તથા કલશ લીધો છે.

## શ્રી આદિ જિન સ્તવન.

(૧)

( મહાવિદેહ ક્ષેત્ર સોહામણો એ–દેશી )

શ્રી સરસતી શુભમતી વિનવુ, શ્રી ગુરુ પ્રણમી પાય લાલ રે,
મરુદેવીનદન ગાયતા, મ્હારું તનમન નિર્મલ થાય લાલરે ૧
શ્રી નાભિનદન જિન વદીઈ, પ્રય ઉગમત ઇ સૂરિ લાલ રે,
ભય ભાવિઠ દૂરઈ ગઈ, લક્ષ્મી આવી ભરપૂર લાલ રે આચલી૦ ૨
આખડી ઇ જગ મોહિયુ, વયણે તે મોહ્યા ઇદ લાલ રે;
ભાલ કલાઈ શોભતો, મુખ જીત્યો પુનઈમ ચદ લાલ રે.
શ્રી નાભિ૦ ૩

તુજ ધ્યાનઇથી સુખ સંપજઈ, રસ રાજઈ હોઈ હેમ લાલ રે,
ભમરી કુઈ ઈલકા, અ તો પ્રાણી પામે તેમ લાલ રે શ્રી નાભિ૦ ૪
રૂપ અનોપમ જોવતાં, ગાતા ગુણ હજૂર લાલ રે,
દુઃખઈ સહેજી સાહેબે, આપ્યા સુખ ભરપૂર લાલરે. શ્રી૦ ૫
આજ મહૂલ દિન માહરો, મઈ ભલે ભેટ્યા ભગવત લાલ રે;

શ્રી શેત્રુંજા કેરો રાજિયો, શ્રી આદીશ્વર અરિહંત લાલ રે
શ્રી નાભિ૦ ૬
શ્રી ધર્મવિજય કવિરાજનો, શ્રી શાંતિવિજય સુકવીશ લાલ રે,
તસ બાલક ભાવે ભણે, પ્રેમઈ પામી સુજગીશ લાલ રે શ્રી૦ ૭
શ્રી નાભિનંદન જિન વંદિયે, સુખ સંપત્તિરો દાતાર લાલ રે,
આજ અપૂરવ અમ ઘરે, સુરતરુ ફળીઓ સાર લાલરે ૮

## શ્રી શાંતિજિન સ્તવન.

(૨)

શ્રી શાંતિજિનેશ્વર સોલમારે, તે તો સોહે સોવન વાનરે-
વાલ્હેસર જિનજી,
પય પ્રણમી નઈ હું પ્રાર્થુ રે, તુજ વિણ કોણ ધરઈ કાન રે. ૧
વાલ્હેસર જિનજી, તારો તુમ્હે ત્રિભુવન ધણી રે. ટેક.
તુ છે માહરો સાહિબોરે, તણી કરૂં તુજ અરદાસરે-વાલ્હે૦
પ્રેમ ધરી નઈ હું પ્રાર્થુ રે દીજઈ અવિચલ વાસરે ૨
વાલ્હે૦ તારો૦
હૃદય કમલ માહઈ તું વસ્યો રે, દિન રયણી ધરૂં ધ્યાન રે-વા૦
સુરનરકિંનરસુ જુઓ રે, જેહનું વાધી સુજ વાન રે વા૦ ૩
વિનતિ તે વાલ્હે સાંભલી રે દીધું તે સમકિત દાનરે-વાલ્હે૦
રૂપે તે પ્રભુ રળીઆમણોરે, ઇન્દ્ર ઇન્દ્રાણી કરે ગાન રે
વાલ્હે૦ તારો૦ ૪
શ્રીધરમ વિજય કવિરાજનોરે, શિષ્ય શાંતિવિ૦ સુકવીશરે-વા૦
તસ સેવક ભાવિ ભણેરે પ્રેમઈ પામી સુજગીશરે
વાલ્હેસર જિનજી તારો તુમ્હે ત્રિભુવન ધણી રે. ૫

## શ્રી નેમિજિન સ્તવન.

(૩)

( સુરિજ સમુગો હો આજુનો દીસઈ પાસજી—એ દેશી )

શ્રી શ્રી નેમીશ્વર હો, સાહિબ તુમ્હનઈ વંદીઈ,
હીયડે આણી બહુ ભાવ;
સિવાદેવી કેરો હોય, નંદન મુજનઈ વાલહો,
ભવોદધિ તારણ નાવ ૧
શ્રી શ્રી નેમીશ્વર૦

તોરણથી આવીહો પ્રભુજીએ પાછા વલ્યા,
પશુઆનઈ દેઈ દોષ,
નવભવનો નેહ હો. પ્રભુજીયેં નવી રાખિયો,
એહવો સો જોઈં જોશ ૨
શ્રી શ્રી નેમિશ્વર હો૦

પ્રીત પનોતા હો પૂરવલીને પાલીઇ રાખીજઇ ઘણુ હિત,
*ઉતારી હું ચિત્તથી હો સુણ સાહિબાજી,
તુમ્હે મુગતિ ધૂતારીસું પ્રીત ૩
શ્રી શ્રી નેમિશ્વર હો૦

સિદ્ધ અનંતાહો તેહનારી સુ મલ્યા,
તેહશું શું મલો સ્વામિ,

* સુણ સાહિબાજી હો ઉતારી હું ચિત્તથી કિશુ નેશ-ભાગ-વેશ (મોહ જેશ)

ત્હારી હું નારી હો સુણો પ્રભુજી સામલા,
હું બલિહારી તુજ નામી. ૪
શ્રી શ્રી નેમીશ્વર હો૦

વિવાહને ઉચ્છવે હો હાથોહાથ મલ્યો નહી,
તુજરૂપે મોહી હું આજ,
ગિરનારઈ જઈને હો પ્રભુ પામી ચારિત્ર લીઉં,
શરિયા રાજુલ તણા કાજ ૫
શ્રી શ્રી નેમીશ્વર હો૦

ધર્મ વિજય હો પંડિત કવિરાજનોરે,
શાંતિવિજય વદિત સુપાય,
તસ બાલક હો હે જેસું ભણઈ,
પ્રેમવિજય ગુણગાય. ૬
શ્રી શ્રી નેમીશ્વર હો૦

## શ્રી પાર્શ્વજિન સ્તવન

(૬)

( ગિરુઆરે ગુણ તુમતણા—એ દેશી )

શ્રીય વામાનંદન મન વસ્યો, શ્રી પાર્શ્વજિણેસર રાયરે,
જિનવાણી શ્રવણે સુણી, મુજ નિર્મલ હુઇ કાયરે. શ્રીય. ૧

નદીય માહઇ ગંગાવડી, ફૂલમાહી અરવિંદરે,
ભૂપમાંહિ ભરતેસરૂ, દેવમાહિ ચુ ઇદરે શ્રીય૦ ૨

જ્ઞાન માહઈ કેવલ વડુ, ધ્યાન માહઈ શુકલ વખાણુઉ રે,
રતનમાહિ જયુ સૂરમણિ, મંત્રમાહઈ નવકાર જાણુ રે શ્રીય ૩

તિમ નીલવરણ સ્વામી સોભતા, નવ હાથતે કાયનું માનરે;
રૂપ અનોપમ નિરખતાં, સેવકનું વાધે વાનરે. શ્રીય૦ ૪

શ્રી શંખેશ્વર પાસજી, મુઝ વિનતડી અવધારોરે;
દુશ્મન દૂરઇ કીજીઇ, ભવિયણ નઈ પાર ઉતારોરે. શ્રીય૦ ૫

ધરણેન્દ્ર પદ્માવતી, ધરઈ પ્રભુજીનું ધ્યાનરે;
ભણે ગુણે જે શાંભલઈ, તસ ઘરઈ નવઈ નિધાનરે. શ્રીય૦ ૬

પંડિત શ્રી ધર્મ વિજયતણો, શિષ્ય શાંતિ વિજય સુકવીશરે,
તસપદ પંકજ પ્રણમતાં, પ્રેમ પામઇ સુજગીશરે. શ્રીય૦ ૭

## શ્રી વીરજિન સ્તવન.

(૫)

(તુમ અનિ માન્યોરે વીરજી. એ દેશી.)

શ્રી વીર જિણેસર વંદીઈ, પ્રહ ઉગમતે રે સૂર;
પૂજઈ પ્રણમઇરે ભાવસુ, નવનિધ હુઈ ભરપૂર. શ્રી વીર૦ ૧

જિનવાણી યોજનગામિની, ઝીલી નિર્મલ થાઉંરે;
મિથ્યા મતનઈ રે દૂરી કરી, જિનજીના ગુણ ગાઉં. શ્રી વીર૦ ૨

ગગા જલમા જે ઝીલિયા, તે છીલર પીસઈ રે કેમ;
કાચ કથીર તે પરિહરી, રતને રાચેરે તેમ શ્રી વીર૦ ૩

માલતી ફૂલે જે મોહિયો, બાઉલ નાવીરે ચિત્ત. (ગીત્ત)
તુમ્હ વચન તણી ગુણ ગોઠડી, અવરસુ નકરૂંરે પીત.
શ્રી વીર૦ ૪

જિનજીનઈ રૂપઈ સહુ મોહિયા, વચન સુધારસ ગાર
ચોવીશઇ જિન વિનવ્યા, સેવકજન જયકાર. શ્રી વીર૦ ૫

ત્રિશલાનંદન વીરજી, વંદું બે કર જોડી,
તુજ વયણ હીયડઇ ધરઇ, તો હોઇ સંપત્તિ કોડી.
શ્રી વીર૦ ૬

ગચ્છ ચોરાસીમાં દીપતી, લોઢી પોસાલ જાણી,
શ્રી શાંતિજિય કવિરાજનો, **પ્રેમવિજય** એહ વાંણી.
શ્રી વીર૦ ૭

( ૬ )

સંવત **સત્તરબાસઠા** વરસઈ, માઘસુદિ બીજ દિન સારી
**મહિસાણે** ચોમસ રહીને, જિન સ્તવના વિસ્તારીરે ભવિયા ૬

પંડિત શ્રી **ધર્મવિજય** વિબુધવર સેવક, **શાંતિવિજય** શુભ સીસ,
તસ ચરણ કમલ પાય પ્રણમતા, **પ્રેમ** પામી સુજગીસરે.
ભવિયા ૭.

(૩૯)



## શ્રીજિનસૂખસૂરિ
અથવા
## જિનસૌખ્યસૂરિ
સવત ૧૭૩૯ થી ૧૭૮૦

શ્રીખરતરગચ્છમા શ્રી જીનચદ્રની પાટે ૬૬ મા શ્રી જીનસૂખસૂરિ નો જન્મ સંવત ૧૭૩૯માં માગસર સુદ ૧૫ મે વાસ ફોગપત્તનમાં થયો તેઓશ્રીના પિતાનુ નામ શાહરૂપસી તથા માતા સુરૂપા તેઓની દિક્ષા પુણ્ય પાલસર ગામમા સ ૧૭૫૧મા માહ સુદ ૫ ને દિને થઈ દિક્ષા નામસુખકીર્તિ સૂરિપદ સવત ૧૭૬૩ ના અષાડ સુદ ૧૧ સ્વર્ગવાસ રિણીમા સ ૧૭૮૦ના જેઠ વદ ૧૦ થયો આ સાથે તેમના પાચ સ્તવનો તથા કલશ લીધા છે

### શ્રી ઋષભજિન સ્તવન.

(૧)

( મુઝ હિયડે એહની દેશી )

આદિકરણુ આદે નમુ આદીસર અરિહંત
દુખવારણુ વારણુ હરિ જગગરૂઓ જયવન્ત ૧

રિષભ અમ્હારી વિનતિ રાખે જ્યો સુભરૂંસ
સેવકેને સભારી ને હિવ પૂરો મનહૂસ ૨

ભમિયો હું ભવસાયરે કેઈ કોડા કોડિ
પ્રભુજી હિવ મેં પામીયો કરૂં અરજ કર જોડિ ૩

દુસમ સેમે દુખમૈ સહાયકહાર કૈ તાકંત
સરણો હિવ સાહિબ તણો પામ્યો મૈં પુણ્યવંત ૪

નંદન નાભિનરિંદનો મરૂદેવી ધન માય
પ્રગટ થઈ વિનીતા પુરી વૃષલછણ વરદાય ૫

આપદહિવ અલગી ગઈ લાધી કોડિ કલ્યાણ
કરમ અસુભ અલગા કિયા ભેટયા જિમ જમ જગભાણ ૬

ઉદય થયો પરકાસ એ પામ્યા જ્ઞાનનોપૂર
તુમ્હા ચા ગુણ ગયા તેરે કહે શ્રી જિનસુખસૂરી ૭

## શ્રી શાંતિનાથ સ્તવન

(૨)

(ઢાલ-આદર જીવની)

શાંતિ કરણ સામી શાંતિ સર, સોલમ જિન સંસારજી;
કાઉન રવડૈ જેહની કોઈ રિજે જગ આધારજી. શાંતિ૦ ૧

વિશ્વસેન સુત વિશ્વ વદિતો, જીતો જિણ કામ જગજી,
સેવો આનંદ સુ સયણા, રાગધરી મનરંગજી શાંતિ૦ ૨

હરખ કરણ હથિનાઉર પુરનો, અચિરા ઉદર ઉપન્નજી;
નિસિ દિન તુઝ ચરણે જગ નાયક, મોહિ રહ્યો મુઝમન્નજી
શાંતિ૦ ૩

દુર્જન દુઃખસુ મૃગલો ડરતો, તે મેવે તુમ્હ પાયજી,
શ્રી જિનસુખ સદા સુખ પામે; સાહિબને સુપસાવજી ૪

## શ્રી. નેમિનાથ સ્તવન

(૩)

(ઢાળ મૂઅરની)

હો જી નમિયે નિતિ શ્રી નેમિ પ્રેમ ધરી પ્રહસેમે સદા હો લાલ;
હોજી જગથામી જ જેમ સંસારે સિવસુખ સંપદા હો લાલ ૧

હોજી સમુદ્રવિજયનૌ સુત સહુને નામ સુહામણો હો લાલ;
હોજી પ્રભુ શિવાદેવી પુત્ત સામી સૌરીપુર તણો હો લાલ ૨

હોજી પંચમ સલહો પરિસિદ્ધ લ છણ લખિયે લોકમેં હો લાલ;
હોજી સહુ સુખપૂરણસિદ્ધ વાજો સહુને મન ગમૈ હો લાલ ૩

હોજી કો નહીં ઈણકલિકાલ જોતાં એ જોગીસરૂ હો લાલ;
હોજી ત્રિકરણ નમૈ ત્રિકાલ શ્રી જિનસુખસૂરિસરૂ હો લાલ ૪

## શ્રી પાર્શ્વજિન સ્તવત

(૪)

(મલ્હાર સમવસરણુ બેઠા ભગવત)

નયરી વણારસીય નિવાસ અસુસેન સુત સાંભલિ અરદાસ;
બિજ મતિ મુઝ કાંઈ આપૌ ખાસ પરતા પૂરણ તું પ્રભુ પાસ ૧

પરગટ કેવલજ્ઞાન પ્રકાસ તમઅજ્ઞાન ગયો સહુ નાસ;
કીધા ભવિજન કમલ વિકાસ પરતા૦ ૨

સાહિબ તું મુઝ હું છું તુઝદાસ એ અવિહડ રાખો ઇક ભાસ;
વલિ કોં કેતા કરિસ્યૂં વેપાસ પરતા૦ ૩

વામા ઉદરૈં હંસ વિલાસ અહિ લંછણ પગનસય ઉલ્હાસ
વધતી આપૈ લીલવિલાસ પરતા૦ ૪

અવર દેવની નકરૂં આસ વીસ વિસ્વાતા હેરો વૈસાસ;
જિનસુખસૂરિ કે હે જસુસાસ પરતા૦ ૫

## શ્રી મહાવીર જિન સ્તવન

(૫)

આજ ઈણુ સમય પંચમ અરૈજી સાસન તાહરો સામ,
વીરજિન તુમ્હ તણી વિનતિજી, અધિક ઉધાર હુવે આમ
આજ૦ ૧

ભગવંત વચન તૈ ભાખિયાજી ગણધરૈ તેં રચ્યાં ગ્રંથ;
તિણુથકી ભવ્ય પામૈ તિકેજી પંચમી ગતિતણૌ પંથ
આજ૦ ૨

ક્ષત્તિય ક્ષત્તિય કુંડનોજી ન્યાય સિદ્ધારથ નામ,
પુત્ર તું તેહનો પરગડોજી સકલ અકલંકિત સામ
આજ૦ ૪

ઉયર ત્રિસલાતણૈ અવતર્યાઇજી ત્રિભુવન થયો ઉદ્યોત;
સુરનરા રાય રીઝયા સહુજી ખિજિયા કુમતિ ખદ્યોત
આજ૦ ૩

સિંહને લંછણુ મિસ સહીજી સિંહ કરૈ તુઝ સેવ;
શાસન તુમ્હ જિનસુખ ભણીજી મુઝ હૂજ્યો એ નિતમેવ
આજ૦ ૫

## કલસ

(૬)

( ઢાલ આયો આયો રી સમરતા દાદા )

ગાવૌ ગાવૌરી ચૌવીસે જિણુવર ગાવૌ,
આરત રૌદ્ર ધ્યાન કરી અલગા ધર્મ ધ્યાન નિત ધ્યાવૌરી
ચૌવીસે જિણુવર ગાવૌ ૧

સાખીરે વર્તમાન ચૌવીસી પ્રણુમતા સુખ પાવૌ;
કલિ મૈ ભવજલ તારણુ કારણુ ભાવન મન સુધ ભાવૌ રી. ૨

સતરૈસે ચૌસઠૈ સવત વાદિ અષાઢ વદીજૈ,
સમકિતબીજતીજ તિથિ વાચૌ તિમ જિણુ રાજત વીજૈરી. ૩

શ્રી જિનરતન ચિંતામણિ સારિખૌ દિનદિન સબસુખદાઈ;
શ્રી જિનચંદચંદ જ્યું વાચૌ પ્રસિદ્ધ અધિક પ્રભુતાઈ રી. ૪

મલય સુજલ ખરતર ભટ્ટારક ખંભાઇત સુભ ખેતૈ,
ગુણુ જિનસુખસૂરિ ઈમ ગાયા હરખ ધરી બહુ હેતૈ રી. ૫

卐

(૪૦)

## શ્રી લક્ષ્મિવલ્લભગણિ (રાજકવિ)

### ચોવીસી રચના ૧૭૬૫ આસપાસ

ખરતરગચ્છમા શ્રી સોમહર્ષગણિના શિષ્ય શ્રી લક્ષ્મિવલ્લભનો જન્મ સમય તથા દિક્ષાકાળ તથા સ્વર્ગવાસ વિગેરેની સાલવાર હકીકત મલતી નથી તેઓશ્રીની ચોવીસી ૧૭૬૫ પહેલા રચી હોય તેમ લાગે છે, તેઓ રાજકવિનુ બિરૂદ ધરાવતા હતા આ સાથે તેમનાં પાચ સ્તવનો તથા કળશ લેવામા આવ્યા છે

૧ રતનહાસચોપાઈ ૧૭૨૫ — ૨ અમરકુમાર ચરિત્ર ૧૭૨૫
૩ વિક્રમાદિત્ય પચદડરાસ ૧૭૨૭ — ૪ રાત્રિભોજન ચોપાઈ ૧૭૩૮

### શ્રી ઋષભજિન સ્તવન.

(૧)

(રાગ વેલાઉલ)

અજ સકલ મગલ મિલે આજ પરમાનદા;
પરમ પુનિત જનમ ભયો, પેખે પ્રથમ જિનદા ૧
ફૂટે પટલ અજ્ઞાનકે જાગી જયોત ઉદારા,
અતરજામી મઈ લખ્યો આતમ અવિકાર આજ૦ ૨
તુ કરતા સુખ સગ કો વછિત ફલદાતા,
ઔર ઠૌર રાચે ન તે, જયે તુહ રગ રાતા આજ૦ ૩
અકલ આદિ અનત તૂ, ભવભય તઈ ન્યારા;
મૂરખભાવ ન જાનહી, સજજન સો પ્યારા આજ૦ ૪
પરમાતમ પ્રતિ બિંબ સીં, જિન સૂરતી જાણૈ,
તે પૂજત જિનરાજકૂ અનુભવ રસ માનઈ આજ૦ ૫

## શ્રી શાંતિનાથ સ્તવન

(૨)

(રાગ અડાણુ)

કિતે દિને પ્રભુ સમરન બિનુ એ,
પરનિંદા મૈ પરી રસના વિષયા રસ મન મો એ. ॥૧॥

મચ્છર માયા પંકમે અપને, દુરલભજ્ઞાન સુ ગોએ;
કાલ અનાદિ અસંખ્ય નિરંતર મોહ નીંદમૈ સોએ, ॥૨॥

અવ ઈમ શાંતિ ભજને ગંગાજળ અંતર આતમ ધોએ;
શ્રી જિનરાજ હૃદય મંદિરમાં જ્ઞાન દીપ સુ જોએ. ॥૩॥

## શ્રી નેમિનાથ સ્તવન

(૨)

(રાગ કાલંગડો કાલહરી)

હું તો તો પરિ વારિ હો સામલિયા નેમિસામિ,
તોરા ચરણ નમુ શિગિનામીરે હું
મોહણ મોહમદન બડનો બલ બલવંત પ્રભુ હું નામી રે ૧.

કાયા છાયા જિમ નિજ માયાનો પરિહારી રે;
સમુદ્રવિજય શિવાદેવી નંદનબાલ થકી બ્રહ્મચારી રે ૨.

જગતગુરુ બાવીસમા જિણવર નંદ નય વિવહારી રે
એકરૂપ સત્ નિશ્ચયરૂપ હરિ રાજ નમો સુવિચારી રે ૩.

દુરિત દવાનલ સમનકું મન મેઘ ઘટા ઉલહરી
કુમતિકમલિની દહનકુ હિમવૃષ્ટિ અનિષ્ટ સરી ૩

સુકૃત મહાસુખ સિંધુકી પ્રકટી ઉપટી લહરી
હિત સુખમોક્ષ કી હેતુ હૈ, જિનરાજ સુમુખી ઉચરી ૪

( ૬ )

## કલશ

( રાગ–ધન્યાશ્રી )

નિત નિત પ્રણમી ચોવીસે જિનવર,
સેવક જનમન વંછિત પૂરણ સંપ્રતિ પરતી સુરિતર નિત ૧

ઋષભ અજિત સંભવ અભિનંદન, સુમતિનાથ પદ્મપ્રભુ
સુપાસ ચન્દ્રપ્રભુ સુવિધિ શીતલજિન,
શ્રેયાંસ પુનિ વાસુપૂજ્ય વિભુ. ૨

વિમલ અનંત ધર્મ શાંતિ કુંથુજિન, મલ્લિમુનિસુવ્રત દેવા,
નમિ નેમિ પાસ મહાવીરસામી ત્રિભુવન કરત સુસેવા ૩

દરસણ જ્ઞાન ચરણ ગુણકરિ સમગો ચોવીસ તીર્થંકર,
રાજ્ય શ્રી લક્ષ્મીવલ્લભ પ્રભુ નામ જપત ભવ ભયહર. ૪

इति श्री चौविस तीर्थंकर रागमय गीत समाप्त सगमत् ।

संवत १७६५ वर्षे मिति माह सुदि अष्टम्या तिथौ शनिवारे परता मध्ये तिलकोदयमुनिना लेखि । शुभमस्तु ॥

(૪૧)

# પં. શ્રી મોહનવિજયજી
## ચોવીસી રચના
### સંવત ૧૭૬૫ આસપાસ

શ્રી તપગચ્છમા શ્રી **વિજયસેનસૂરિની** પરંપરામા પંડિત રૂપવિજયજીના શિષ્ય આ મુનિશ્રી થઈ ગયા તેઓની ચોવીસીની દેશીઓ ઘણી રસીક અને સ્તવનો ભાવવાહી છે તેઓશ્રીએ ગુજરાતીમા ઘણા રાસો રચ્યા છે રચનાકાળ ૧૭૫૪ થી ૧૭૮૩ સુધીનો જણાય છે તેઓના જીવન વિષે વિશેષ માહિતી મલી નથી તેઓશ્રીના હાથે લખેલી પ્રત શ્રી પ્રશ્નોત્તર સમુચ્ચય (હીરપ્રશ્ન)ની ૧૭૮૨ વૈ સુ ૧૫ ની શ્રી અનંતનાથજીના ભંડારમા છે શ્રી જ્ઞાનસારજી જેઓએ આનંદઘનજી ચોવીસી પર બાળાવબોધ રચ્યો છે તેઓશ્રીએ "શ્રી મોહનવિજયજી પન્યાસ તે લટકાલા" તરીકે ઓળખાણ આપી છે તેમની વ્યાખ્યાન શૈલી તેમજ કાવ્ય ચાતુરીની કુશળતા પરથી તે લટકાળા ગણાયા હોય એમ લાગે છે, આ સાથે તેમના પાચ સ્તવનો લીધા છે

ગ્રંથરચના

૧ નર્મદા સુંદરીનો રાસ ૧૭૫૪ સમીગામ ઢાળ ૬૩
૨ હરિવાહન રાજાનો રાસ ૧૭૫૫ મેસાણા
૩ રત્નપાલ રાજાનો રાસ ૧૭૬૦ પાટણ ઢાલ ૬૬
૪ માનતુંગ માનવતી રાસ ૧૭૬૦ પાટણ ઢાલ ૪૭
૫ પુણ્યપાલ ગુણસુંદરી રાસ ૧૭૬૩ ગુરૂપતન
૬ ચંદરાજાનો રાસ ૧૭૮૩ રાજનગર
૭ શીલરત્નગણી રાસ ૮ પ્રશ્નોત્તર સમુચ્ચય ૧૭૮૨

## શ્રી ઋષભદેવનું સ્તવન

(૧)

બાળપણે આપણ સસનેહી, રમતા નવનવ વેસે;
આજ તમે પામ્યા પ્રભુતાઈ, અમે તો સંસાર નિવેસે
હો પ્રભુજી ! ઓલંભડે મત ખીજો. ૧
જો તુમ ધ્યાતાં શિવસુખ લહીએ, તો તુમને કેઇ ધ્યાયે;
પણ ભવસ્થિતિ પરિપાક થયા વિણ, કોઇ ન મુગતિ જાયે.
હો પ્રભુજી૦ ૨
સિદ્ધનિવાસ લહે ભવિ સિદ્ધિ, તેહમાં શો પાડ તુમ્હારો,
તો ઉપગાર તુમારો વહીએ, અભવ્યસિદ્ધને તારો.
હો પ્રભુજી૦ ૩
નાણરયણ પામી એકંતે, થઇ બેઠા મેવાસિ;
તે માંહેલો એક અંશ જો આપો, તે વાતે શાબાશી
હો પ્રભુજી૦ ૪
અક્ષયપદ દેતાં ભવિજનને, સંકીર્ણતા નવિ થાય;
શિવપદ દેવા જો સમરથ છો, તો જસ લેતા શું જાય
હો પ્રભુજી૦ ૫
સેવાગુણ રંજ્યો ભવિજનને, જો તુમે કરો વડભાગી,
તો તુમે સ્વામી કેમ કહાવો, નિરમમ ને નિરાગી
હો પ્રભુજી૦ ૬
નાભિનંદન જગવંદન પ્યારો, જગગુરુ જગજયકારી;
રૂપવિબુધનો મોહન પભણે, ઋષભલંછન બલિહારી.
હો પ્રભુજી૦ ૭

## શ્રી શાંતિનાથ સ્તવન

(૨)

(ઈણે સરવરીયાની પા૦ એ દેશી)

સોલમા શ્રી જિનરાજ ઓલગ સુણો અમ તણી લલના,
ભગતથી એવડી કેમકરો છો ભોલામણી લલના,
શરણે વલગ્યો જેહ આવીને થઈ ખરો ભલના,
નિપટ જ તેહથી કોણ રાખે રસ આતરો લલના. ૧

મે તુજ કારણ સ્વામી ઉવેખ્યા સુરઘણા લલના,
મ્હારી દિશાથી મે તો ન રાખી કાઇ મણા લલના,
તો તુમે મુજથી કેમ અપુઠા થઈ રહો લલના,
ચૂક હો જો કોય મુખે મુખતી કહો લલના. ૨

તુજથી અવર ન કોય અધિક જગતી તલે લલના,
જેહાથી ચિત્તની વૃત્તિ એકાગી જઈ મલે લલના,
દીજે દરશણ વાર ઘણી ન લગાવીએ લલના,
વાતલડી અતિ મીઠી તે કિમ બિરમાવીએ લલના. ૩

તુ જો જલ તો હું કમલ કમલ તો હુ વાસના લલના
વાસના તો હુ ભમર ન ચૂકુ આસના લલના,
તુ છોડે પણ હુ કેમ છોડુ તુજ ભણી લલના,
લોકોત્તર કોઈ પ્રીત આવી તુજથી બની લલના
પુરથી સ્યાને સમકિત દઈને ભોલવ્યો લલના,
ખોટે હવે કિમ જાઉ દિલાસે ઓલવ્યો લલના, ૪

જાણ્યા ખાસો દાસ વિમાસો શો કિશું લલના,
અમે પણ ખિજમત માંહિ ખોટા કિમ થાયશ્યુ લલના, ૫
બીજી ખોટી વાત અમે રાચું નહિ લલના,
મે તુજ આગળ સાહસ મનવાળી કહી લલના;
પૂરણ રાખો પ્રેમ વિમાસો શું તમે લલના,
અવસર લહી એકાંત વિનવીએ છીએ અમે લલના. ૬
અનરતમી સ્વામી અચિરાનંદના લલના,
શાન્તિકરણ શ્રી શાંતિજી માનજ્યો વંદન લલના;
તુજ સ્તવનાથી તન મન આણંદ ઉપન્યો લલના,
કહે મોહન મન રંગ પંડિત કવિ રૂપનો લલના. ૭

## શ્રી નેમનાથ સ્તવન

(૩)

(અળગીઓને નાંખે રે અળિયાંણિઅંગૂઠે—એ દેશી)

રાજુલ કહે રથ વાળો હો નણુદીરા વીરા
ચુક તજે કાંઈ પાળો પૂરવ પ્રીત,
સુણો વિણ ગુનહે હો નણુદીરા વીરા
વિરપતા કાંઈ એ શી શીખ્યા રીત.
રાજુલ કહે રથ વાળો હો. ૧

હું તો તુમ ચરણારી હો નણદીરા વીરા
મોજડી કાંઈ સાંભળો આતમરામ,
તો મુજને ઉવેખો હો નણદીરા વીરા
સ્યાવતી નહીં એ ગુણભોગ કામ રાજુલ૦ ૨

પશુઆને કરી કરુણા હો નણદીરા વીરા
મુકીયા તો મે શી ચોરી કીધ,

પશુઆંથી સ્યું હિણી હો નણદીરા વીરા
ત્રેવડી જે મુજને વિછો હો દીધ. રાજુલ૦ ૩
એહવુ જો મન ખોટુ હો નણદીરા વીરા
જો હતું તો પાડી કા નેહ ને ફંદ,
ઉલઝું તે નવી સુલઝે હો નણદીરા વીરા
મનડું કાંઈ કોડિ મિલે જો ઇંદ્ર રાજુલ૦ ૪
મે તો કહો કિણ વાતે હો નણદીરા વીરા
ન દુહવ્યા શ્યાને રાખો છો રોષ,
માહરે તો તુમ સાથે હો નણદીરા વીરા
અલેહણૂ તો કેહને દાખુ રે દોષ રાજુલ૦ ૫
તાત ત્રુટચાની પરે હો નણદીરા વીરા
જોડાંયે કતુ આરીના જેમ,
ઠેલીજે નહિ પાખે હો નણદીરા વીરા
લગતાં કાંઈ નેહ ન ચાલે એમ. રાજુલ૦ ૬
ઈમ કહેતી વ્રત લેતી હો નણદીરા વીરા
નેમજી કાંઈ શિવ પહિલે કીઓ વાસ,
ધન ધન તે જગમાહે હો નણદીરા વીરા
પ્રીતડી કાંઈ સોહન કહે સ્યાબાસ રાજુલ૦ ૭

## શ્રી પાર્શ્વજિન સ્તવન

(૪)

(કાનુડો વેણ વજાવે રે કાલી નદીને કાઠે-એ દેશી)

વામા નદન હો પ્રાણ થકી છો પ્યારા,
નાંહી કીજે હો નયણુ થકી પીણુ ન્યારા એ આંકણી

પુરસાદાણી સામલવરણો, સુધ સમકિતને ભાસે,
શુદ્ધ પુજ કીધો તેહને, ઉજ્જવલ વરસ પ્રકાસે.
વામા. ૧

તુમ ચરણે વિષધર પિણ નિરવિષ, દંસણે થાએ વીડાજી;
જોતા અમ શુધ સ્વાભાવિકા ન હૂવે, એહ અમે અહ્યા છો જી.
વામા૦ ૨

કમઠ રાય મદ કીણ ગણતીમાં, મોહ તણા મદ જોતાં,
તાહરી શક્તિ અનંતી આગલ કેઈ કેઈ મર ગયા ગોતા.
વામા૦ ૩

તે જિમ તાર્યા તિમ કુણ તારે, કુણ તારક કહું એહવો;
સાયરમાન તે સાયર સરિખો, તિમ તું પિણ તું જેહવો.
વામા૦ ૪

કિંમપિ ન બેસો કરૂણા કરતે, પિણ મુજ પ્રાપ્તિ અનંતી,
જેમ પડે કણ કુંજર મુખથી, કીડી બહુ ધનવતી.
વામા૦ ૫

એક આવે એક મોજાં પાવે, એક કરે ઓલગડી,
નિજગુણ અનુભવ દેવા આગળ, પડખે નહીં તુ બે ઘડી
વામા૦ ૬

જેહવી તુમથી માહરી માયા, તેહવી તુમ પીણ ધરજ્યો,
મોહનવિજય કહે કવિ રૂપનો, પરતક્ષ કરૂણા કરજ્યો.
વામા૦ ૭

## શ્રી મહાવીરસ્વામી સ્તવન

( પછેડાની દેશી )

દુર્લભ ભવ લહી દોહલો રે, કહો તરીએ કેણ ઉપાય રે.
પ્રભુજીને વીનવું રે,
સમકિત સાચો સાચવું રે,
કેમ કરણી કિમ થાય રે. પ્રભુ૦, ૧
અશુભ મોહ જો ભેટીએ રે.
કાંઈ શુભ પ્રભુને જાય રે. પ્રભુ૦:
નિરાગે પ્રભુ ધ્યાઈએ રે,
કાંઈ તો પીણ રાગ કહા થાય રે. પ્રભુ૦ ૨
નામ ધ્યાતા જો ધ્યાઈએ રે,
કાંઈ પ્રેમ વિના નવી તાન પ્રભુ૦,
મોહવિકાર જિહા તિહા રે,
કાંઈ કિમ તરીએ ગુણધામ રે પ્રભુ૦ ૩
'મોહબધજ બધીઓ રે,
કાંઈ બધ જિહા નહી સોય રે પ્રભુ૦,
કર્મબંધન કીજીએ રે,
કર્મબંધન ગયે જોય રે પ્રભુ૦ ૪
તેહમા શો પાડ ચઢાવીએ રે,
કાંઈ તુમે શ્રી મહારાજ રે પ્રભુ૦,
વીણ કરણી જો તારશો રે,
કાંઈ સાચા શ્રી જિનરાજ રે. પ્રભુ૦ ૫
પ્રેમ મગનની ભાવના રે,
કાંઈ ભાવ તિહા ભવ નાશ રે પ્રભુ૦,

ભાવ તિહાં ભગવંત છે રે,
કાંઈ ઉદ્દસ્યે આતમ સાર રે. પ્રભુ૦ ૬
પૂરણ ઘટાભ્યંતર ભર્યો રે,
કાંઈ અનુભવ આહાર રે પ્રભુ૦
આતમધ્યાને ઓળખી રે,
કાંઈ તરસ્યુ ભવનો પાર રે. પ્રભુ૦ ૭
વર્ધમાન મુજ વિનતી રે,
કાંઈ માનજો નિશદિશ રે પ્રભુ,
મોહન કહે મનમંદિરે રે,
કાંઈ વસીયો તુ વીસવાવીસ રે પ્રભુ૦ ૮

卐

(૪૨)

## શ્રી રામવિજયજી (વિમળવિજય શિષ્ય)
## ચોવીસી રચના સં. ૧૭૭૦ આસપાસ

**શ્રી તપગચ્છમાં** વિમળવિજયજી ઉપાધ્યાયના શિષ્ય હતા તેઓની ચોવીસી સુદર રાગ રાગણીમા રચાયેલી છે અવસ્ય મોઢે કરવા જેવી છે તેઓની બીજી ગ્રથરચનામા સઝાયો-સ્તવનો વીગેરે છે તેઓશ્રીએ સુરતમા સવત ૧૭૭૩મા ચોમાસુ કર્યું હતુ ત્યારે વીરજીન પચ કલ્યાણક તથા ૨૪ જીન આતરાનુ સ્તવન રચ્યા છે આ સાથે તેમના પાચ સ્તવનો તથા બીજા બે કાવ્ય મલી સાત લીધા છે

૧. બાહુબલ સ્વાધ્યાય સ ૧૭૬૧ ૨ ગોડીપાસ સ્તવન સ ૧૭૭૨
૩ વીરજીન પચકલ્યાણક ૧૭૭૩ ૪ વિજયરત્ન સૂરિરાસ ૧૭૭૩

### શ્રી ઋષભજિન સ્તવન

(૧)

(હારે મ્હારે યોવનિયાનો લટકો દહાડા ચારજો—એ દેશી)

હાંરે આજ મલિયો મુજને તીન ભવનનો નાથ જો,
ઉદયો સુખસુરતરુ મુજ ઘર આંગણે રે જો,
હારે આજ અષ્ટ મહાસિદ્ધિ આવી માહરે હાથ જો,
નાઠા માઠા દાહઠા દરિસણ પ્રભુ તણે રે જો. ૧
હારે મ્હારે હિયડે ઉલટી ઉલટરસની રાશિ જો,
નેહ સલુણી નજર નિહાળી તાહરી રે જો,
હાંરે હુંતો જાણું નિશદિન બેસી રહુ તુજ પાસ જો,
તાહરે નેહ ભેદી મીજી માહરી રે જો ૨

હાંરે મ્હારી પૂગી પૂરણ રીતે મનની હુંસ જો,
દુરજનિયા તે દુઃખભરિઆ વટસ્યે પડયા રે જો,
હાંરે પ્રભુ તું તો સુરતરુ બીજા જાણ્યા તુસ જો,
તુજ ગુણ હીરો મુજ હિયડા ઘાટે જડયો રે જો ૩
હાંરે પ્રભુ તુજસ્યું મ્હારે ચોલમજીઠો રંગ જો,
લાગ્યો એહવો તે છે કુણ ટાળી શકે રે જો;
હાંરે પ્રભુ પલટે તે તો કાચો રગ પતગ જો,
લાગ ન લાગે દુરજનનો કો મુજ થકે રે જો ૪
હાંરે પ્રભુ તાહરી મુદ્રા સાચી મોહનવેલ જો,
મોહ્યા તીન ભુવન જન દાસ થઈ રહ્યા રે જો,
હાંરે પ્રભુ જે નવિ રજ્યા સુરતરુને ઠેલી જો'
દુઃખવિષવેલી આદર કરવા ઉમહ્યા રે જો ૫
હાંરે પ્રભુ તાહરી ભક્તિ ભીનુ માહરું ચિત્ત જો,
તલ જિમ તેલે તેલે જેમ સુવાસના રે જો;
હાંરે પ્રભુ તાહરી દીઠી જગમે મોટી રીત જો
સુફળ કીજ્યા અરદાસ વચન મુજ દાસના રે જો ૬
હાંરે મ્હારે પ્રથમ પ્રભુજી પૂરણ ગુણનો ઈસ જો,
ગાતા ઋષભ જિણેસર હુસે મનતણી રે જો
હાંરે મ્હારે વિમલ વિજય વર વાચકને શુભ સીસ જો,
રામે પામી દિન દિન દોલત અતિઘણી રે જો. ૭

## શ્રી શાંતિનાથ સ્તવન

( ૨ )

( એટલે ભાગ્ય ધાગ્યો છેગાજ વાતાં કેમ કરો છો એ દેશી )

મારો મુજરો લ્યોને રાજ સાહિબ શાંતિ સલુણા આંચલી.

અચિરાજિના નંદન તોરે દરશણ હેતે આવ્યો,
સમકિત રિઝ કરોને સ્વામી, ભગતિ ભેટણુ લાવ્યો મારો૦ ૧
દુખ ભંજન છે બિરૂદ તુમારો, અમને આસ તુમારી,
તુમે નિરાગી થઈને છુટો, શીગતિ હોશે અમારી મારો૦ ૨
કહસ્યે લોકન તાણી કહેવુ, એવડું સ્વામી આગે,
પણ બાલકજો બોલી નજાણે, તો કિમ વાહલો લાગે. મારો૦ ૩
માહરે તો તુ સમરથ સાહિબ તો કિમ ઓછુ માનું,
ચિંતામણિ જિણે ગાંઠે બાંધ્યુ, તેહને કામ કિસ્યાનું મારો૦ ૪
અધ્યાતમ રવિ ઉગ્યો મુઝ ઘટ, મોહ તિમિર હર્યો જુગતે,
વિમલ વિજય વાચકનો સેવક રામ કહે શુભ ભગતે મારો૦ ૫

## શ્રી નેમનાથ સ્તવન.

( ૩ )

( પરબ્યાથી માહરે પાડોસી શુન્નાણુંને જાતાને વલતાં
મનરૂ ગીઝવેંત એ—દેશી )

સખિયાં મોરી સાહિબો નેમ મનાવો જો,
દિલડુ તે દાઝે પિઉ વિણુ દિઠડે જો,
દિલ મેલીને દીધો દુશમન દાવો જો,
અબલાને બાલી યાદવ મીઠડે જો. ॥૧॥
કરતાં શું તો જાણી પ્રીતિ એહલી જો,
દોહિલી તે નિરવહતાં દીઠી નયણુડે જો,
સામલીયો સાભલતા હિયડે સાલે જો,
દુખતે કહેતાં ન આવે વયણુડે જો. ॥૨॥
રહેશે દુનિયા માહિ વાત વિદિતી જો,
વાહલેજી દીધી છે એહવી રીતડી જો,

શું જાણું વીસરશે કિણ અવતાર જો,
તોડી જે યદુનાથે કાચી પ્રીતડી જો. ॥૩॥
મન કોઈને છાનો વૈરી નેહ જો,
લાગીને દુઃખ દેતો કહિયે એહવો જો;
નેહ તણાં દુઃખ જાણે તેહજ છાતી જો,
જે માહિ વિચરે અવર ન તેહવો જો. ॥૪॥
નેમીસરને ધ્યાને રાજુલ નારી જો,
મેલા તે મનગમતો લહે શિવમંદિરે જો;
વિમલવિજય ઉવઝાય તણા શુભ શિષ્ય જો,
રામવિજય સુખસંપત્તિ પામી શુભ પરે જો. ॥૫॥

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

(૪)

(ગાયોરે સિદ્ધાચલ મંડણ ઋષભ જિણંદ એ દેશી)

પ્રભુજી પાસ જિણંદ ત્હારીરે ત્હારીરે
મુદ્રા અભિનવ મોહિની રે;
એહવી દુનિયામાંહિ બીજી રે બીજી રે
દીઠી એ નહિ કોઈની રે ॥૧॥
કામણગારી તુજ કીકી રે, કીકી રે
નીકી પરિ દિલડે વસી રે;
નેણાં લંપટ મુજ ચાહરે, ચાહ રે
જોવા ખિણુ ખિણુ ઉલ્લસી રે ॥૨॥
તુજ દીઠે સુખ હોય તે કુણ રે, કુણ રે
જાણે કહો વિણુ કેવલી રે;

એ હજ મુજ અરદાસ ચરણે રે, ચરણે રે
રાખો શું કહીયે વલી રે ॥૩॥
શરણે રાખી નાગ તેને રે તેને રે
કીધો નાગ તણો ધણી રે,
કમઠ તણો અપરાધ બહુલા રે બહુલા રે
તું રૂઠયો નહિ તે ભણી રે ॥૪॥
દઈ વરસીદાન જગના રે જગના રે
જન સઘલા સુખીયા કર્યા રે,
એહવા બહુ અવદાત તાહરા રે તાહરા રે
ત્રિતુવન માહિ વીસ્તર્યો રે. ॥૫॥
તો મુજને પરવાહ શાની રે શાની રે
જે પોતે બાહિ અહ્યો રે,
તુજ ભગતિ લય લિન એહજ રે એ હજ રે
શિવ મારગ મે સદ્હયો રે; ॥૬॥
ધન ધન વામા માત જેહની રે, જે હની રે
કુખે તું પ્રભો અવતર્યો રે,
વિમલવિજય ઉવઝાય, શિષ્યે રે શિષ્યે રે
રામે જનમ સફલ કર્યો રે. ॥૭॥

## શ્રી મહાવીર સ્તવન

(૫)

(ભરત નૃપ ભાવસ્યું—એ દેશી)

આજ સફળદિન માહરો એ, ભેટયો વીરજિણંદ કે
ત્રિભુવનનો ધણી એ

ત્રિસલારાણીનો નંદ કે જગચિંતામણી એ,
દુઃખદોહગ દૂરે ટળ્યાં એ, પેખી પ્રભુમુખ ચંદ કે ત્રિ૦ ૧
રિદ્ધિવૃદ્ધિ સુખ સંપદા એ, ઉલટ અંગે ન માય કે,
આણી મુઝ ઘર આંગણેએ, સૂરગવિહેજ સવાય કે. ત્રિ૦ ૨
ચિંતામણિ મુઝ કર ચઢ્યું એ, પાયો ત્રિભુવન રાજ કે,
મુહમાગ્યા પાસા ઢળ્યા એ, સિધ્યાં વંછિત કાજ કે. ત્રિ૦ ૩
ચિતચાહ્યા સાજન મિલ્યા એ, દુરજન ઉડયા વાયકે,
સોમનજર પ્રભુની લહીએ, જેહવી સુરતરુ છાંય કે. ત્રિ૦ ૪
તેજ ઝલામલ દીપતો એ, ઉગ્યો સમકિત સૂર કે,
વિમલવિજય ઉવજઝાયનો એ, રામ લહે સુખપૂર કે. ત્રિ૦ ૫

## શ્રી વિજયરત્નસૂરિ રાસ

(૬)

આદિ—

સુપ્રસન્ન આલ્હાદકર, સદાનંદ સુખચંદ,
વંછિત પૂરણ કલ્પતરૂ, સેવક શ્રી જીનચંદ.
શ્રી વામા રાણી તણો, નંદન નિરૂપમ રૂપ,
સૂરતિમંડણપાસની, ત્રિભૂવન તણો ભૂપ
દોલતિદાઈ તેહના, પ્રણમી પય અરવિંદ,
ગાસ્યુ ગિરૂઆગછપતિ, શ્રી રત્નવિજયસૂરીંદ.

## ગોડીપાસ સ્તવન ૧૭૭૨ વિજયાદશમી

(૭)

નયણા મુનિ મુનિ ચંદ વરસે વિજે દસમી દિને,
રચિઓ રંગે છંદ કમલા કીર્તિ સંનિધિ.

વિમલવિજય ઉવઝાય, સુભસીસે રામે મુદા
પાયા પરમપસાય, ગાયા ગોડિ પાસ ગુણ

કળશ

વિજય રત્ન સૂરિંદસુંદર ગચ્છગયણ દિવાકરો,
જગચિત્તરંજન કુમતિ ભંજન, કુલપયોજ કલાધરો.
સ પતિદાતા સુખ વિધાતા, કુસલવલ્લિ પયો હરો,
તસ ચરણુ સેવક રામ વિજયે, ગાયો ગુરૂગુરૂ જયકેરો



(૪૩)

# શ્રી કિર્તીવિમલ
## ચોવીસી રચના ૧૭૭૦ આસપાસ

તપગચ્છમા શ્રી રૂદ્ધિવિમલજીના શિષ્ય આ મુનિશ્રી થઈ ગયા છે તેઓશ્રીએ ચોવીસી સાદી ભાષામા અને સુદર ગગોમા બનાવી છે બીજી કૃતિઓ શ્રી ભાભા પાર્શ્વનાથ સ્તવન તથા શ્રી કોકા પાર્શ્વનાથ સ્તવનો છે

### રૂષભદેવ સ્તવત

( ૧ )

( મહાવિદેહ ક્ષેત્ર સોહામણુ—એ દેશી )

મનમોહન તું સાહિબો, મરૂદેવી માત મલ્લાર લાલ રે ।
નાભિરાયા કુલ ચદલો, ભરતાદિક સુત સાર લાલરે ।।
મનમોહનકુ ૧

યુગલા ધર્મ નિવારણો, તુ મોટો મહારાજ લાલરે ।
જગત દારિદ્ર ચૂરણો, સારે હવે મુજ કામ લાલરે ।।
મનમોહન. ૨

રૂષભ લંછન સોહામણો, તુ જગનો આધાર લાલરે ।
ભવભયભીના પ્રાણીને, શિવ સુખનો દાતાર લાલરે ।।
મનમોહન ૩

અનંતગુણુ મણિઆગરૂ, તું પ્રભુ દીન દયાલ લાલરે ।
સેવક જનની વીનતિ, જન્મમરણ દુઃખ ટાલ લાલરે ।।
મનમોહન ૪

## શ્રી મહાવીર સ્તવન

(૫)

(દીઠો દીઠો રે મે વામાનંદન દીઠો—એ દેશી)

ગાયો ગાયો રે મેં ત્રિશલાનંદન ગાયો;
હર્ષ બહુમાન આનંદ પામી, એ સમકિતને ઉપાયો રે ॥
મેં ત્રિશલા. ૧

તુ કૃપાનિધિ તુ સમતાનિધિ, તું મુજ માત ને ભ્રાતા ।
જ્ઞાતા ત્રાતા શાતા કરતા, મુજ ભવભયનો હરનાર રે ॥
મેં ત્રિશલા૦ ૨

શૂલપાણિને સમકિત દીધુ, ચંડકોશિક તાર્યો ।
સેવક પ્રભુ કાંઈ વિસારો, અબ પ્રભુ મુજને તારો રે ॥
મેં ત્રિશલા. ૩

તુમ સરિખો શિર સાહિબ પામી, જે કરશે પરમાદો ।
તે દુખીયા થાશે નહી સંશય, ભવમા પામી વિખવાદો રે ॥
મેં ત્રિશલા. ૪

મુકી પ્રમાદને પ્રભુ પદ સેવો, એ નરભવનો મેવો ।
ૠદ્ધિ કીર્તિ દેવે વીર દેવો, અમૃત પદ હર્ષે લેવો રે.
મે ત્રિશલા નંદન ગાયો. ૫



(૪૪)

# શ્રી ધર્મવર્દ્ધન (ધર્મસિંહ)

## ચોવીસી રચના સં. ૧૭૭૧ જેસલમેર

શ્રી ખરતરગચ્છમા શ્રી વિજયહર્ષ મુની શિષ્ય શ્રી ઊ ધર્મવર્દ્ધન થયા તેઓશ્રીનો જન્મ સ ૧૭૦૦ મા થયો આ વિદ્વાન મુનિએ ઓગણીસ વર્ષની ઉંમરે ૧લો ગ્રથ શ્રી શ્રેણીક ચોપાઈ ૧૭૧૯મા બનાવી શ્રી વીરભક્તામર સસ્કૃતમા રચ્યુ જે શ્રી ભક્તામર સ્તોત્રની દરેક ગાથામાથી છેલ્લુ ચરણ લઈ બનાવ્યુ છે સવત ૧૭૩૬ મા બનાવ્યુ છે શ્રી વસતતિલકામા રચેલ છે ને તેના ઉપર સ્વોપજ્ઞ સસ્કૃત વૃત્તિ રચી છે. આ સ્તવનશ્રી આગમોદય સમિતિ તરફથી ૧૯૮૨ મા ગુજરાતી ભાષાતર સાથે છપાયુ છે

### ગ્રંથ રચના

૧ શ્રેણીક ચોપાઈ ૧૭૧૯

૨ ધર્મબાવની ૧૭૨૫

૩ અમરસેન વયરસેન ચોપાઈ ૧૭૨૪

૪ પ્રાસ્તાવિક કુડલીઓ ૧૭૩૮

૫ સુરસુદરી અમર કુમાર રાસ રચ્યો ૧૭૩૬ બેનાતટપુર

૬ સવાસો શીખડી ૧૩૬

૭ પ્રાસ્તાવિક છપ્પન બાવની ૧૭૩૩

૮ સ્વાધ્યાય ચોપાઈ ગાથા ૯૭ ૧૭૫૧

૯ ગણધર સ્તવન જેસલમેર ૧૭૦૯

૧૦ અઢીદ્વીપ વિસવિહરમાન સ્તવન જેસલમેર ૧૭૨૯

૧૧ આલોયણા સ્તવન ૧૭૫૪ ફલોધી

૧૨ શનિશ્ચર વિક્રમ ચોપાઈ રાધનપુર

૧૩ લબ્ધિ સ્તવન ૧૭૨૨ બુરહાનપુર

૧૪ સમવસરણ વિચારગર્ભિત સ્તવન

૧૫ ચોવીશી ૧૭૭૧

૧૬ શ્રી વીર ભક્તામર ૧૭૩૬

૧૭ શ્રી શ્રેણીક ચરિત્ર ૧૦૦૦ શ્લોક

## શ્રી ઋષભ જિન સ્તવન

૧

(રાગ ભૈરવ)

આજ સુ દિન મેરી આશ ફળી રી આજ૦
આદિજિણંદ દિણંદ સો દેખ્યો હરખ્યો હૃદય જ્યું કમલ
કલી રી આજ૦ ૧
ચરણ યુગલ જિન કે ચિંતામણી મૂરતિ સોહ સુર ધેનું મિલી રી
નાભિનરિંદ કો નંદન નમતાં દુરિત દશા સબદૂર
દલી રી આજ૦ ૨
પ્રભુ ગુન ગાન પાન અમૃત કો ભગતિ સુ સાકર માંહિ
મિલી રી
શ્રી જિન સેવા સાઈ ધર્મ લીલા રુચિ પાઈ સાઈ રંગ
રલી રી આજ૦ ૩

## શ્રી શાંતિનાથ સ્તવન

૨

(રાગ વેલાઉલ લહીઓ)

શ્રી શાંતિ જિનેશ્વર સોલમોજી શાંતિ કરણ સુખ દાઈ,
નામ પ્રસિદ્ધ જગ નિર્મલો, પૂજે સુરનર પાય હો.
શ્રી શાંતિ૦ ૧
આપ શરણ ઉગરિયોજી, પારેવા ધરી પ્યાર,
દાન દિયો નિજ દેહનો, ઇમ મોટાના ઉપગાર હો
શ્રી શાંતિ૦ ૨
ઉદરે આવી અવતર્યાજી. અધિકાર કરી એહ,
નગરી ઉપદ્રવ મેટિયો નાઠો સહુ દેશ અછેહ હો.
શ્રી શાંતિ૦ ૩

ભવ એકે હિજ ભોગવીજી, દીપત પદવી દોય,
થાનો ચક્રવર્તી પાંચમો, સોલમ જિનવર સોય હો
શ્રી શાંતિ૦ ૪

સમરથ એ લહ્યો સાહિબોજી, કમલા નહી હિવે કાય,
સેવ્યા વાછિત હુવે સદા, ઇમ કહે ધર્મશી ઉવઝાય હો.
શ્રી શાતિ૦ ૫

## શ્રી નેમનાથ જિન સ્તવન

૩

(રાગ-વસંત)

કરણી નેમિકી કાહૂ ઔર ન કીની જાય
કરહી નેમિકી તરુણવય પરણી નહીં હો રાજિમતિ
યદુરાય કરણી૦ ૧

જીવપુકાર સુણી જિણે હો કરુણ મન પરિણાય ક૦
ગજ રથ તજ કે પ્રતિ બ્રગ્યો હો શિલાગ રથ સુખદાય ક૦ ૨
મમતા બાદી મૂકી કહો સુમતા લી સમઝાય ક૦
સિદ્ધ વધુ વિલસે સદા હો પુણ મે ધર્મશી પાય ક૦ ૩

## પાર્શ્વજિન સ્તવન

(૪)

(રાગ-રામગિરિ)

મેરે મન માની સાહિબ સેવા
મીઠી ઔર ન કોઈ મિઠાઈ મીઠા ઔર ન મેવા મેરે૦ ૧
આતમરામ કર્લા નચો ઉસમે દેખન જિનપતિ દેવા
લગ રુમાગી યાસુ લાગી રાગી જ્યું ગજરેવા મેરે૦ ૨
કચનકાર ન્હુ પલક્ષર દિલને સ્થિર ન્યુ સુદરી શેવા
શ્રી ધર્મશી પ્રભુ પારસ પરસે લોહ કનક કર લેવા મેરે૦ ૩

## શ્રી મહાવીર જિન સ્તવન

(૫)

(રાગ–વેલાઉલ)

પ્રભુ તેરે વયણ સુખિયા રે સરસ સુધા હું તે સારે પ્રભુ૦
સમવસરણ મધિ સુણી મધુર ધ્વની બુઝતી પર્ષદા બારે
સુનત સુનત સબ જન્તુ જન્મ કે વૈર વિરોધ વિસારે પ્રભુ૦ ૧
અહો પૈતીલ વચન કે અતિશય અચરજ રૂપ અપારે
પ્રવચન વચન કી રચના પસરત અબહી પંચમ આરે પ્રભુ૦ ૨
વીર કી વાણી સબહિ સુહાણી આવત બહુ ઉપકારે
ધન ધન સાચી એહ **ધર્મશી** સબકે કાજ સુધારે પ્રભુ૦ ૩

### કળશ

(૬)

ચિતધર શ્રી જિનવર ચોવીશી
પ્રભુ શુભ નામમંત્ર પરસાદે કામિત કામ ગવીસી ચિત૦ ૧
રાગબધ દ્રુપદ રચના પૈ માહે ઢાલ મિલી સી
રોટલી ગહુ કી સબ રાજી માગે સ્વાદ કું મિસી ચિત૦ ૨
સતર સૈ ઇકિહુત્તર ગઢ જેસલ જોરી યહ સુજગીશે
શ્રી સંઘવિજય હર્ષ સુખ સાતા શ્રી **ધર્મશી** જાસ સીસ
ચિત૦ ૩

☆

## શ્રી શાંતિનાથ સ્તવન

(૨)

(ઢાલ વીછીયાની)

કર જોડી વિનતી કરૂ, શાતિ સુખ કારરે લાલજી,
શરણે હું આયો સાહિબા, પાલૌ પ્રભુ પ્રીતિ ઉદારરે લાલ.
વાલ્હો જિન ચિત્ત મે વસ્યો. ૧
હાંરે લાલ કંચન વર્ણ સોહામણો,
છવિ દીપે તેજ દિનંદરે લાલ.
ઇતિ ભીતિ અલગા રહે, ઉત્તમ સેવ કરે નર ઇંદરે લાલ. ૨
હાંરે ભાવ શાંતિ જન્મ જગમે હુઈ,
રોગ સોગ ગયા દુ:ખ દૂરરે, લાલ;
ત્રિભુવન માંહે તાહરો જસ વિસતરીયો, ભરપૂર રે લાલ. ૩
હાંરે લાલ પ્રીતિ પારેવાની પરે,
પાલો પ્રભુદીન દયાલરે લાલ;
અમૃત નયન નિહાલતાં, તન મન ઉલ્લસે તત્કાલરે લાલ. ૪
હાંરે લાલ શરણ ચરણ છોડું નહી,
હિવે મયાકરો મહારાજ રે લાલ;
ભાગચંદ્ર વિધિ ભેટતા, આરત જાયે સવિ ભાજરે લાલ. ૫

## શ્રી નેમિજિન સ્તવન

(૩)

(ઇડર આંબા આંબલીની ઢાળ)

સામલવરણ સુહામણો રે યાદવ કુલ સિણગાર;
બ્રહ્મચારી બાવીસમો રે નગીનો નેમિકુમાર.

હરખ ધરી પૂજો જિનવર પાય, થિર મનના વાછિત થાય
પાતિક દૂર પલાય હરખ૦ ૧

રાજુલ તજી રૈવત ભજ્યો રે, ભૂજ્યો મદન વિકાર
ગંજ્યો મોહ ગરૂગતા રે, રજ્યો તુ શિવનાર હરખ૦ ૨

કનક અગર ઉત્તમ સહી રે, ઈખ ગુણે અધિકાર,
ઓવા જગ ગ્યારે કહ્યા રે, આવઈ પર ઉપગાર હરખ૦ ૩

ગરૂઆ સહેજે ગુણ કરે રે, સારો રહે સંસાર,
ચરણ ન છોડુ તાહરા રે, એક તો સુ ઈકતાર હરખ૦ ૪

દીન દયાળ કૃપા કરો રે, તાર ઉતારો પાર,
ભાગચંદ નઈઅવો ભવેરે, બોધબીજ દાતાર હરખ૦ ૫

## શ્રી પાર્શ્વજિન સ્તવન

(૪)

(ઢાળ-કેશરિયા રાજ સાલૂ લાવ જો)

પરતિખ પરસ્યા પુખઈજી પુરૂષા દેય પ્રધાનજી
વામાના નંદન મ્હોને મોંજ હૈ જો જી
કર જોડી વિનતિ કરૂં જી આપો વંછિત દાન જી વામા૦ ૧

મૂરતિ મનની મોહનીજી સુંદર અતિ સુખદાયજી
ચરણ કમલ તાહરઈ સદાજી
મન ભમર રહે લપટાય જી વામા૦ ૨

દીઠા દેવઘણું ઘણાજી નાવે થાહરી જોડ જી
ચૌવિધ સુર ઓલગ કરે જી
હરખે હોડાહોડ જી વામા૦ ૨

વાલ્હા લાગો છો મો ભણી જી હીયડાનાથે હારજી
વિસાર્યા નવિ વિસર્યો જી
થે મુઝ પ્રાણ આધાર જી વામા ૪
મનરા તનરા દુખહરો જી વિનતિ કરૂં વારંવાર જી
ભાગચંદ ને દિને દિને જી
સુખસંપત્તિ દાતાર જી વામા ૫

## શ્રી મહાવીર જિન સ્તવન

(૫)

( ઢાળ—આવઈ લો—એદેશી )

શ્રી સિદ્ધારથ કુલતિલો ત્રિશલાદેવી માત
ગુણ ગાતાં જિનવરતણા સફળ હુવે દિનરાત
મન શુદ્ધ ભાવસું ભેટો શ્રી મહાવીર
મેખ તણી પર ધીર
કંચન વરણ શરીર
મન શુદ્ધ ભાવ સું ભેટો શ્રી મહાવીર એ આંકણી ૧
ચોસઠ ઈન્દ્ર મિલિ કરી ઉચ્છવ હરખ અપાર
પાંચ કલ્યાણક પરગડા
નિજ નિજ અવસર સાર મન૦ ૨
અનુક્રમે શિવસમંદ કરી સકલ કર્મ કરી અંત
અજર અમર પદવી લહી
ભયભંજન ભગવંત મન૦ ૩
ગુણ અનંત જિનવર તણા કહતા ન આવે પાર
સહસ મુખે સુરપતિ કરે
નવા નવા ભાવ ઉદાર મન૦ ૪

શાસન નાયક સેવતાં પામીએ વંછિત કોડી
પ્રહસમે ભાગચંદ સદા
પ્રણમે બે કર જોડી મન૦ ૫

## ચોવીસી કલશ

( ૬ )

( રાગ–સુણિ બેની પિઉડો પરદેશ )

ભાવભગતિ ઇણિપરિં ગુણ ગાયા, મનવંછિત ફલપાયા જી,
ચોસઠ ઈન્દ્ર પ્રણમે વરરાયા, કંચન કોમલ કાયા જી.
ભાવ ભગતિ ૧

નૈન[૨] સાયર[૭] મુનિ[૭] ચન્દ્ર[૧] કહીં જે, સુદિ માગસર સલહીજે,
અજીતનાથ જીન આણ વહિજે, અરિતિ દુખ દૂર વહિજે.
ભાવ ભગતિ. ૨

શ્રી ખરતર જીનસુખસૂરિંદા, પ્રતાપો જીમ રવિચંદા,
વાચક હીર કીર્તિ ગુણ વૃંદા, રાજહર્ષ સુખકંદાજી
ભાવ ભગતિ. ૩

તાસુ શિષ્ય વાચક પદ ધારી, રાજલાભ હિતકારી જી,
તાસુ ચરણકમલ અનુચારી, રાજસુંદર સુવિચારી જી.
ભાવ ભગતિ. ૪

ગુરૂ સુખ ઢાળ સુણી જે ભાવે, તે પરમારથ પાવે જી,
ભણતાં સુણતાં વધતે ભાવે, આરત દુરે જાવે જી.
ભાવ ભવતિ ઇણિપરિ ગુણ ગાયા ૫

(૪૬)

## વાચક શ્રી દેવચન્દ્રજી
## (ચોવીસી રચના સંવત ૧૭૭૫ આસપાસ)
## લેખનકાળ ૧૭૬૬ થી

મહાન્ અધ્યાત્મ જ્ઞાની યોગી શ્રી જિનપ્રતિમાના અથાગપ્રેમી શ્રી દેવચન્દ્રજીનો જન્મ સં ૧૭૪૬ મા ચગ ગામમા થયો હતો તેઓની **ચોવીસી** તત્ત્વજ્ઞાન અને ભક્તિરસથી ભરપૂર છે અને ખાસ મનન કરવા યોગ્ય છે તેઓશ્રીને પાટણમા શ્રીજ્ઞાનવિમલસૂરિ સાથે મેળાપ થયો હતો અને સૂરિજીને તેમની વિદ્વતાથી ઘણોજ આનંદ થયો હતો, અને પાટણમા શાહની પોળમા ચોમુખવાડી પાર્શ્વ જિનાલયમા સહસ્રકૂટ જિનના નામ સૂરિજીને સંભળાવે છે અને નગરશેઠ તેજસિંહ દોસી આશ્ચર્ય-ચકિત થાય છે

તેઓશ્રીએ બેલાડા ગામમા રમ્ય વેણા તટે ભૂમિગૃહમા સરસ્વતીની આરાધના કરી શાસ્ત્રાભ્યાસ કર્યો ષડાવશ્યક સૂત્ર, નૈષધાદિ, પંચકાવ્ય નાટક, જ્યોતિષ, કોષ, કૌમુદી, મહાભાષ્યાદિ વ્યાકરણો, પિંગળ, સ્વરોદય, તત્ત્વાર્થસૂત્ર, આવશ્યક બૃહદ્વૃત્તિ, વિશેષાવશ્યક શ્રી હરિભદ્રસૂરિ, શ્રીહેમચન્દ્રાચાર્ય અને શ્રીયશોવિજયજીના ગ્રન્થો, ૭ કર્મગ્રંથ, આદિ અનેક શાસ્ત્રોની જૈન-આમ્નાયથી સંગન્ધ લઈ મતિજ્ઞાનને શ્રુતજ્ઞાનમા પરિણમાવ્યું સં. ૧૭૬૬મા મુલતાનમા ધ્યાનદીપિકા લખી. ૧૭૬૭માં દ્રવ્ય-પ્રકાશ રચ્યો સં ૧૭૭૬ મા મગડમા આગમસારોદ્ધાર ગ્રંથ બનાવ્યો. ત્યાંથી ૧૭૭૭મા પાટણ આવ્યા આ અરસામાં તેઓએ ક્રિયોદ્ધાર કર્યો અને પછી અપરિગ્રહ ઉપર ભાર મૂક્યો સં ૧૭૭૮ મા ખંભાતમા ચોમાસુ કર્યું. પછીથી શત્રુંજય ઉપર જીર્ણોદ્ધારનું કામ કરાવ્યું સં. ૧૭૮૧-૮૨-૮૩-૮૪ અમદાવાદમા રહ્યા સં. ૧૭૮૫-૮૬-૮૭ મા પાલીતાણામાં પ્રતિષ્ઠા કરી

રાજનગરમા ચોમાસુ રહ્યા ત્યા દિલ્હીના શાસનવતી ગુજરાતના નાયબ સુબા તરીકે રત્નસિંહ ભંડારી સ ૧૭૮૯ થી ૧૭૯૩ સુધી શાસન કરતા હતા તે સમયે ભડારીજી શ્રી દેવચન્દ્રજી પાસે આવતા એક વખત શ્રીમદ્ દેવચન્દ્રજીએ ભડારીજી તથા મહાજનની વિનતિથી મૃગીનો ઉપદ્રવ શાન્ત કર્યો ત્યાથી સ ૧૭૯૫ પાલીતાણામા સ ૧૭૯૬-૯૭ મા નવાનગર (જામનગર) મા ચોમાસુ કર્યું, અને ત્યા જ્ઞાનસાર ઉપર જ્ઞાનમજરી ટીકા રચી નવાનગરમા ચૈત્યોની પૂજા બધ હતી તે ફરી ચાલુ કરાવી ત્યાના ઢૂંઢકને પ્રતિબોધ કરી પાલીતાણા ગયા સ ૧૮૦૨મા રાણાવાવમા રહી ત્યાંથી ૧૮૦૩ મા સુરતમા ચોમાસુ કરી ત્યાથી શેઠ શ્રી કચરા કીકાના સઘમા પાલીતાણા ગયા અને ત્યા શ્રી સિદ્ધાચલજીનુ સ્તવન બનાવ્યુ જે અન્યત્ર આપેલુ છે

પાલીતાણાથી પાછા વિહાર કરી સ ૧૮૦૫-૬ મા લીબડી, ધાગધ્રા, ચૂડા વગેરે સ્થળે ચાતુર્માસ કરી પ્રતિષ્ઠાઓ કરાવી સ ૧૮૧૦ મા ફરીવાર સુરતથી શેઠ કચરા કીકાએ તેમના ઉપદેશથી પાલીતાણાનો સઘ કાઢ્યો ને તેઓશ્રી સાથે પધાર્યા શત્રુજય પર્વત ઉપર સાઠ હજાર સદ્વ્યય કરી જિનબિબોની પ્રતિષ્ઠા કરી ત્યાથી ૧૮૧૧ મા લીબડી આવી પ્રતિષ્ઠા કરી ત્યાથી સ ૧૮૧૨ મા રાજનગર આવ્યા અને ત્યાના શ્રી સઘે વાચક પદવી આપી તેજ વર્ષે ૬૬ વર્ષની ઉમરે ભાદરવા વદિ ૦)) ને દિવસે સ્વર્ગવાસી થયા

શ્રી તપગચ્છના શ્રી ખિમાવિજયજીના શિષ્ય શ્રી જિનવિજયજીએ શ્રી દેવચન્દ્રજી પાસે વિશેષાવશ્યક તથા બીજા સૂત્રો અવધાર્યા હતા તેમના વિદ્વાન શિષ્ય શ્રી ઉત્તમવિજયજી એ પણ તેમની પાસે અભ્યાસ કર્યો હતો આ બધી હકીકત શ્રી ઉત્તમવિજય નિર્વાણ રાસ તથા શ્રી જિનવિજય રાસમા છે

તેઓએ શ્રી સિદ્ધાચલજીમા અનેક પ્રતિષ્ઠાઓ કરાવી છે તથા અમદાવાદમા સહસ્રફણાની, પાટણમા નગરશેઠે સહસ્રકૂટની રચના કરાવી તેની પ્રતિષ્ઠા કરાવી નવાનગરમા ઢુઢકોને પ્રતિમા પૂજક બનાવ્યા

તેઓના પદો ભક્તિરસ તથા વૈરાગ્યરસથી ભરેલા અને ખાસ અભ્યાસ કરવા યોગ્ય છે તેઓની સ્નાત્ર પૂજા પ્રખ્યાત છે તેઓએ પોતાની ચોવીસી ઉપર સ્વોપજ્ઞ ટબો-બાલાવબોધ રચ્યો છે. તેમના શિષ્ય શ્રી રાયચંદજીના કહેવાથી કવિ એ શ્રી દેવવિલાસ રાસ સં ૧૮૨૫મા રચ્યો છે તેમા તેમનુ સવિસ્તર જીવન-ચરિત્ર છે શ્રીમદ્ બુદ્ધિસાગરજીની પ્રેરણાથી શ્રી મણિલાલ મોહનલાલ પાદરાકરે લખ્યુ છે કે—

"આ સંક્ષિપ્ત જીવન-ચરિત્ર સમાપ્ત કરતા પહેલા ઇચ્છુ કે શ્રીમદ્ દેવચન્દ્રજી મહારાજ જેવા પ્રખર વિદ્વાન્, ઉત્કૃષ્ટ કવિરાજ, અનન્ય આત્મજ્ઞાની, દ્રવ્યાનુયોગના મહાન્ ઉપદેષ્ટા-જ્ઞાતા, જિનશાસ-નના પૂર્ણ પ્રેમી, પ્રભુ પ્રતિમાના રસીલા અનેક સાધુ મુનિરાજો અમારા ભારત-વર્ષની જૈન કોમમા પ્રકટો અને જૈન-ધર્મની જ્યોત ઝળહળતી રહી સમસ્ત વિશ્વમા પ્રસરો."

તેમનો સ્વર્ગવાસ સં ૧૮૧૧ ભાદરવા વદ ૦)) ના દિને અમ-દાવાદમા થયો આ સાથે પાચ સ્તવનો તથા બીજા પાચ મળી કુલ ૧૦ કાવ્યો લીધા છે

તેઓશ્રીની ગ્રન્થ રચના

૧ દ્રવ્ય-પ્રકાશ ૧૭૬૭ બીકાનેર
૨ આગમ-સાર ૧૭૭૬
૩ નયચક્ર
૪ વિચાર સાર ૧૭૯૬
૫ જ્ઞાનમંજરી ટીકા ૧૭૯૬
૬ અધ્યાત્મ ગીતા
૭ ધ્યાન દીપીકા ચતુષ્પદી ૧૭૬૬
૮ વિચાર રત્નસાર
૯ સ્નાત્ર પંચાશિકા ૧૮૦૪ પાલીતાણા
૧૦ ચોવીશી તથા વીશી
૧૧ સહસ્રકૂટ સ્તવન
૧૨ સ્નાત્રપૂજા
૧૩ વીર નિર્વાણ સ્તવનની ઢાળો
૧૪ સિદ્ધાચલ સ્તવનો

તે સિવાય ઘણા સ્તવનો-સજ્ઝાયો અને પદો વગેરે રચ્યાં છે.

## શ્રી ઋષભજિન સ્તવન

( ૧ )

ઋષભ જિણંદ સ્યું પ્રીતડી કિમ કીજે હો કહો ચતુર વિચાર,
પ્રભુજી જઇ અળગા વસ્યા તિહાં કિણ નવિ હો કો વચન ઉચાર
ઋષભ૦ ૧

કાગળ પણ પહુંચે નહિ, નવિ પહુંચે હો તિહાં કો પરધાન,
જે પહુંચે તે તુમ્હ સમો નવિ ભાખે હાં કો નો વ્યવધાન
ઋષભ૦ ૨

પ્રીત કરે તે રાગિયા, જિનવરજી હાં તુમ્હે તો વીતરાગ,
પ્રીતડી જેહ અરાગીથી, ભેળવવી હો લોકોત્તર માગ
ઋષભ૦ ૩

પ્રીતિ અનાદિની વિષભરી. તે રીતે હાં કરવા મુજભ ભાવ,
કરવી નિરવિષ પ્રીતડી, કિણ ભાતે હો કહો બને બનાવ
ઋષભ૦ ૪

પ્રીતિ અનતી પરથકી, જેતોડે હો તે જોડે એહ,
પરમ પુરુષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણગેહ
ઋષભ૦ ૫

પ્રભુજીને અવલંબતા નિજ પ્રભુતા હો પ્રગટે ગુણરાશ,
દેવચંદ્રની સેવના, આપે મુઝ હો અવિચળ સુખવાસ
ઋષભ૦ ૬

## શ્રી શાંતિનાથ સ્તવન

(૨)

( મારા કિયા છે રે—એ દેશી )

જગત દિવાકર જગત કૃપાનિધિ,
વાલ્હા મારા સમવસરણમાં બેઠા,

ચોમુખ ચૌવિહ ધર્મ પ્રકાશે, તે મેં નયણે દીઠા રે,
ભવિક જન હરખો રે, નિરખી શાંતિ જિણંદ ભવિ૰
ઉપસમ રસનો કંદ નહિ ઈને સરખો રે. ભવિ૰ ૧

પ્રાતિહાર્ય અતિશય શોભા, વા૰ તેનો કહિય ન જાવે,
ઘૂક બાલકથી રવિકર ભરનો, વર્ણન કિણ પરે થાવે રે
ભવિ૰ ૨

વાણી ગુણ પાંત્રીશ અનોપમ, વા૰ અવિસંવાદ સરૂપે;
ભવદુઃખ વારણ શિવસુખ કારણ, શુદ્ધ ધર્મ પ્રરૂપે રે.
ભવિ૰ ૩

દક્ષિણ પશ્ચિમ ઉત્તર દિશિમુખ, વા૰ ઠવણા જિન ઉપગારી;
તસુ આલંબન લહિય અનોપમ, તિહાં થયા સમકિતધારી.
ભવિ૰ ૪

ખટનય કાર્ય રૂપે ઠવણા, વા૰ સગનય કારણ ઠાણી;
નિમિત્ત સમાન થાપના જિનજી, એ આગમની વાણી.
ભવિ૰ ૫

સાધક તીન નિક્ષેપા મુખ્યે, વા૰ જે વિણ ભાવ ન લહિયે;
ઉપગારી દુગભાષ્યે ભાખ્યા, ભાવ વંદકનો ગ્રહિયે રે
ભવિ૰ ૬

ઠવણા સમવસરણ જિન સેંતી, વા૰ જો અભેદતા વાધી,
એ આતમાના સ્વભાવ ગુણ, વ્યક્ત યોગ્યતા સાધી.
ભવિ૰ ૭

ભલું થયું મેં પ્રભુ ગુણ ગાયા, વા૰ રસનાનો ફલ લીધો,
દેવચંદ્ર કહે મારા મનનો, સકલ મનોરથ સિધ્યો
ભવિ૰ ૮

## શ્રી નેમનાથ સ્તવન

(૩)

( પદ્મ પ્રભુ જિન જઈ અલગા રહ્યા—એ દેશી )

નેમિ જિનેસર નિજ કારજ કર્યો, છાંડયો સર્વ વિભાવોજી,
આતમશક્તિ સકલ પ્રગટ કરી, આસ્વાદો નિજ ભાવોજી
નેમિ૦ ૧

રાજુલ નારીરે સારી મતિધારી, અવલંબ્યા અરિહંતોજી,
ઉત્તમ સંગેરે ઉત્તમતા વધે, સધે આનંદ અનંતોજી.
નેમિ૦ ૨

ધર્મ અધર્મ આકાશ અચેતના, તે વીજાતી અગ્રાહ્યોજી;
પુદ્દલગ્રહવે રે કર્મ કલંકતા, વાધે બાધક બાહ્યોજી.
નેમિ૦ ૩

રાગી સંગેરે રાગ દશા વધે, થાયે તિણે સંસારોજી,
નીરાગીથીરે રાગને જોડવો, લહીયે ભવનો પારોજી.
નેમિ૦ ૪

અપ્રશસ્તતારે ટાલી પ્રશસ્તતા, કરતા આશ્રવ નાસેજી,
સંવર વાધે રે સાથે નિર્જરા, આતમ ભાવ પ્રકાશેજી
નેમિ૦ ૫

નેમિ પ્રભુ ધ્યાને એકત્વતા, નિજ તત્ત્વે ઈક તાનોજી,
શુકલ ધ્યાને રે સાધી સુસિદ્ધતા, લહીયે મુક્તિ નિદાનોજી
નેમિ૦ ૬

અગમ અરૂપીરે અલખ અગોચરૂ, પરમાતમ પરમીશોજી,
દેવચંદ્ર જિનવરની સેવના, કરતા વાધે જગીશોજી.
નેમિ૦ ૭

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

(૪)

કડખાની દેશી

સહજ ગુણ આગરો, સ્વામી સુખ સાગરો,
જ્ઞાન વઇરાગરો પ્રભુ સવાયો,
શુદ્ધતા એકતા તીક્ષ્ણતા ભાવથી,
મોહ રિપુ જિતી પડહ વજાયો. સ૦ ॥૧॥
વસ્તુ નિજ ભાવ અવભાસ નિઃકલંકતા,
પરિણતિ વૃત્તિતા કરી અભેદે;
ભાવ તાદાત્મ્યતા શક્તિ ઉલ્લાસથી,
સંતતિ યોગને તું ઉછેદે. સહ૦ ॥૨॥
દોષ ગુણ વસ્તુની લખીય યથાર્થતા,
લહી ઉદાસીનતા આપ સ્વભાવે,
ધ્વંસિ તજ્જન્યતા ભાવ કર્તા પણો,
પરમ પ્રભુ તું રમ્યો નિજ ભાવે. સ૦ ॥૩॥
શુભ અશુભ ભાવ અવભાસ તહકીકથી,
શુભ અશુભ તિહાં પ્રભુ ન કીધો,
શુદ્ધ પરિણમતા વીર્ય કર્તા થઈ,
પરમ અક્રીયતા અમૃત પીધો. સ૦ ॥૪॥
શુદ્ધતા પ્રભુ તણી આત્મ ભાવે રમે,
પરમ પરમાત્મતા તાસ થાવે;
મિશ્ર ભાવે અછે ત્રિગુણની ભિન્નતા,
ત્રિગુણ એકત્વ તુજ ચરણ આવે. સ૦ ॥૫॥

ઉપશમ રસ ભરી સર્વજન સકરી,
મૂર્તિ જિનરાજની આજ ભેટી,
કારણે કાર્ય નિષ્પત્તિ શ્રદ્ધાન છે,
તિણે ભવ ભ્રમણની ભીડ મેટી. સ૦ ॥૬॥
નયર ખંભાયતે પાર્શ્વ પ્રભુ દરશને,
વિકસતે હર્ષ ઉત્સાહ વાધ્યો,
હેતુ એકત્ત્વતા રમણ પરણામથી,
સિદ્ધિ સાધક પણો આજ સાધ્યો. સ૦ ॥૭॥
આજ કૃત પુન્ય ધન્ય દીહ માહરો થયો,
આજ નરજનમમેં સફલ ભાવ્યો;
દેવચંદ્ર સ્વામી ત્રેવીસમો વંદીયો,
ભક્તિ ભર ચિત્ત તુજ રમાવ્યો સ૦ ॥૮॥

## શ્રી મહાવીર જિન સ્તવન

(૫)

( કડકાની દેશી )

તાર હો તાર પ્રભુ મુઝ સેવક ભણી,
જગતમે એટલો સુયશ લીજે,
દાસ અવગુણ ભર્યો જાણી પોતા તણો,
દયાનિધિ દીનવર દયા કીજે તાર૦ ૧
રાગદ્વેષે ભર્યો મોહ વૈરી નડયો,
લોકની રીતિમે ઘણું રાતો;
ક્રોધવશ ધમ ધમ્યો શુદ્ધ ગુણ નવિ રમ્યો,
ભમ્યો ભવમાહિ હું વિષય માતો તાર૦ ૨

આદર્યો આચરણ લોક ઉપચારથી,
શાસ્ત્ર અભ્યાસ પણ કાંઈ કીધો;
શુદ્ધ શ્રદ્ધાન વળી આત્મ અવલંબીનુ,
તેહવો કાર્ય તિણે કો ન સિદ્ધો તાર૦ ૩
સ્વામી દરિસણ સમો નિમિત્ત લહી નિર્મળો,
જો ઉપાદાન એ શુચિ ન થાસ્યે;
દોષ કો વસ્તુનો અહવા ઉદ્યમતણો,
સ્વામી સેવા સહી નિકટ લાસ્યે તાર૦ ૪
સ્વામી ગુણ ઓળખી સ્વામીને જે ભજે,
દરિસણ શુદ્ધતા તેહ પામે;
જ્ઞાન ચારિત્ર તપ વીર્ય ઉલ્લાસથી,
કર્મ જીપી વસે મુક્તિ ધામે તાર૦ ૫
જગત વછલ મહાવીર જિનવર સુણી,
ચિત્ત પ્રભુ ચરણને શરણ વાસ્યો;
તારજ્યો બાપજી બિરુદ નિજ રાખવા,
દાસની સેવના રખે જોસ્યો તાર૦ ૬
વિનતિ માનજો શક્તિ એ આપજો,
ભાવ સ્યાદ્વાદતા શુદ્ધ ભાસે;
સાધી સાધક દશા સિદ્ધતા અનુભવી,
દેવચંદ્ર વિમળ પ્રભુતા પ્રકાશે તાર૦ ૭

ચોવીશી કલસ

(૬)

ચોવીસે જિન ગુણ ગાઈયે, ધ્યાઈયે તત્ત્વ સરૂપોજી,
પરમાનંદ પદ પાઈયે, અક્ષય જ્ઞાન અનૂપોજી. ૧.

ચવદહસે બાવન ભલા, ગણધર ગુણ ભંડારોજી,
સમતામયી સાહુ સાહુણી, સાવય સાવઈ સારોજી. ૨.
વર્દ્ધમાન જિનવર તણો, શાસન અતિ સુખકારોજી,
ચઉવિહ સંઘ વિરાજતા, દુસમ કાલ આધારોજી, ૩.
જીન સેવનથી જ્ઞાનતા, લહે હિતાહિત બોધોજી,
અહિત ત્યાગ-હિત આદરે, સંયમ તપની શોધોજી. ૪.
અભિનવ કર્મ અગ્રહણતા, જીર્ણ કર્મ અભાવોજી,
નિઃકર્મીને આબાધતા, અવેદન અનાકુળ ભાવોજી. ૫.
ભાવરોગના વિગમથી, અચલ અક્ષય નિરાબાધોજી,
પૂર્ણાનંદ દશા લહી, વિલસે સિદ્ધ સમાધોજી. ૬.
શ્રીજીનચંદ્રની સેવના, પ્રગટે પુણ્ય પ્રધાનોજી,
સુમતિસાગર અતિ ઉલ્લસે, સાધુરંગ પ્રભુ ધ્યાનોજી. ૭.
સુવિહિતગચ્છ ખરતરવરૂ, રાજસાગર ઉવઝાયોજી,
ઇતિ ધર્મ પાઠક તણો, શિષ્ય સુજસ સુખ દાયોજી. ૮.
દીપચંદ્ર પાઠક તણો, શિષ્ય સ્તવે જીનરાજોજી,
દેવચંદ્ર પદ સેવતા, પૂર્ણાનંદ સમાજોજી ૯.

## શ્રી સિદ્ધાચલજીનું સ્તવન

(૭)

સંવત અઢાર ચિંડોતેર વરસે, સિત મૃગસિર તેરસિયે,
શ્રી સુરતથી ભક્તિ હરખથી, સંઘ સહિત ઉલ્લસીએરે ૧
કચરા કીકા જિનવર ભક્તિ, રૂપચંદ ગુણવંતજીએ,
શ્રીસંઘને પ્રભુજી ભેટાવ્યા, જગપતિ પ્રથમ જિણંદએ ૨
જ્ઞાનાનન્દિત ત્રિભુવન વન્દિત, પરમેશ્વર ગુણભીના,
દેવચંદ્ર પામે અદ્‌ભુત, પરમ મંગળ લય લીના ૩

ધર્મચક્રી વિચરે જિહાં હો રાજ, કનક કમળ ઠવે પાય વારી૦;
જોયણુ સવાસો મંડળે હો રાજ, રોગાદિક નહિ થાય વારી૦; ૩
ચરણ નૃપતિનિ નંદની હો રાજ, કેવળ કમળા નાર વારી૦;
વીતરાગતા મહેલમાં હો રાજ, વિલસે જગદાધાર વારી૦ ૪
ઇમ ચઉ અતિશય અલંકર્યો હો રાજ,
સાહિબ જગ સુલતાન વારી૦;
ખિમા વિજય કવિ જિન કહે હો રાજ,
દીજે સમકિત દાન વારી૦ ૫

## શ્રી. ઋષભજિન સ્તવન.

(૨)

( હારરો હીરો—એ દેશી )

પ્રથમ જિણેસર પૂજવા સહીયર મ્હારી
અંગ ઉલટ ધરી આવી હો;
કેસર ચંદન મૃગ મદે સ૦ સુંદર આંગી બનાવી હો
સહજ સલુણો માહરો, સમસુખ લીનો માહરો
જ્ઞાનમાં ભીનો મ્હારો સાહિબો
સહીયર મ્હારી જયો જયો પ્રથમ જિણંદ હો ૧

ધન્ય મરુદેવી-કુખને સ૦ વારી જાઉં વાર હજાર હો;
સર્ગ શિરોમણિને તજી સ૦
જિહાં પ્રભુ લીએ અવતાર હો સહજ૦ ૨

દાયક નાયક જન્મથી સ૦ લાવ્યો સુરતરુવૃંદ હો,
યુગલા ધર્મ નિવારણો સ૦
જે થયો પ્રથમ નરિંદ હો સહજ૦ ૩

(૪૭)

## શ્રી જિનવિજયજી

### ચોવીસી રચના ૧૭૭૫ આસપાસ

શ્રી તપગચ્છમા શ્રી સત્યવિજય પન્યાસની પરપરામા શ્રી ક્ષમા૦ વિજયજીના શિષ્ય આ મુનિવર થયા છે અમદાવાદના શ્રીમાળી વશમા તેઓનો જન્મ સવત ૧૭૫૨માં પિતા ધર્મદાસને ત્યાં માતા લાડકુવરની કુક્ષિએ થયો હતો તેઓના શિષ્ય ઉત્તમવિયયજી તથા તેમના શિષ્યો પદ્મવિજયજી તથા રતનવિજયજીએ પણ ચોવીસી સ્તવનો રચ્યા છે તથા અનેક સઝાયો બનાવી છે.

શ્રીજીનવિજયજીએ મે ચોવીશીઓ બનાવી છે સુદર રાગ તથા દેશીઓમા છે ને પઠન-મનન કરવા યોગ્ય છે તેઓશ્રીનો સ્વર્ગવાસ સ ૧૭૯૯મા પાદરામા થયો છે આ સાથે તેમના દસ સ્તવનો લીધાં છે

ગ્રંથરચના

૧ કપૂરવિજયગણિનોરાસ ૧૭૭૯ વડનગર, ૨ ક્ષમાવિજયનિર્વાણરાસ ૧૭૮૬, ૩ ચોવીસી, ૪ વીસી ૧૭૮૯ રાજનગર, ૫ જ્ઞાનપચમી સ્તવન ૧૭૯૩ પાટણ, ૬ એકાદશી સ્તવન ૧૭૮૫ રાજનગર, ૭ મહાવ્રતભાવના સઝાય ૫

### શ્રી ઋષભજિન સ્તવન.

(૧)

( શ્રી દેશી-વાગ્રિગ ઢોલણા )

**નાભિનરેસર નંદના** હો રાજ ચદન શીતળ વાણી
વારી માહરા સાહિબા;
દેવદાણુવ વિદ્યાધરા હો રાજ, સેવે જોડી પાણિ વારી૦ ૧
શુદ્ધાતમ બળયોગરે હો રાજ, મોહમદન કરી ઘાત વારી૦,
રાજ લીયો તે આપણો હો રાજ, પરમાનદ વિખ્યાત વારી૦ ૨

તિન્નિ મુદ્રા અવસ્થા તિગ,
ભાવ વિસદ પરિણામ રે. શ્રીશાંતિ૦ ૨

ભૂમિકા વારત્રય પુંજવી,
તિન્નિ અવલંબના તાન રે,
દક્ષિણ વામ પશ્ચિમ દિશે,
જોવું નહિ ત્રિવિધ નિધાન રે. શ્રીશાંતિ૦ ૩

પાંચ અહિગમ પ્રણિધાન તિમ,
અવગ્રહ તિન્નિ દશ હોય રે,
વંદના તિગ દશ આશાતના,
છંડી નિજ કર્મ મલ ધોય રે. શ્રીશાંતિ૦ ૪

તામસિ રાજસી, પરિહરી,
સાત્ત્વિકી ભક્તિ સુખ હેતુ રે,
શુદ્ધિ સગ ખટગુણે શોભતી,
રોપતી સમકિત કેતુ રે શ્રીશાંતિ૦ ૫

પીઠીકા ધર્મપ્રાસાદની,
પાંચ અડ સત્તર એકવીશ રે,
એકશો આઠ ઇત્યાદિકા,
કહ્યા ભેદ યોગીશ રે શ્રીશાન્તિ૦ ૬

ભાવશી એવા સાધુને,
જ્ઞાન દંસણ ચરણ રૂપ રે,
અમૃત અનુષ્ઠાનશું આદરે.
હોય જિનપદ ભૂપ રે શ્રીશાન્તિ૦ ૭

## શ્રી શાંતિનાથ સ્તવન

( ૪ )

તાહરી આંખડીયે ધરધાલ્યુ ગહ જાંગિરધારી-એ દેશી

તું પારંગત તું પરમેસર,
વાલા માલા મારા તું પરમારથ વેદી;
તું પરમાતમ તુ પુરૂષોત્તમ,
તુ અછેદી અવેદી રે,
મનના મોહનીયા,
તાહરી કીકી કામણગારી રે જગના સોહનીયા. ૧

યોગી અયોગી ભોગી અભોગી,
વાલા૦ તુહીજ કામી અકામી;
તુહી અનાથ નાથ સહુ જગનો,
આતમ સંપદ રામી રે. મન૦ ૨

એક અસંખ્ય અનંત અનૂચર,
વાલા૦ અકલ સકલ અવિનાશી,
અરસ અવર્ણ અગંધ અફરસી,
તુંહિ અપાસિ અનાશી રે. મન૦ ૩

મુખ પંકજ ભમરી પરે અમરી,
વાલા૦ તુહી સદા બ્રહ્મચારી;
સમોસરણ લીલા અધિકારી,
તુહી જ સંયમ ધારી રે. મન૦ ૪

અચિરાનંદન અચરિજ એહી,
વાલા૦ કહણી માંહિ ન આવે.
ક્ષમાવિજય જિન વયણ સુધારસ,
પીવે તેહિ જ / પાવે રે૦ મન. ૫

## શ્રી નેમનાથ સ્તવન.

( ૫ )

॥ જો હરિ નહિ મિલે રે જોરે ભાગ પાપી પ્રાણ-એ દેશી ॥

નિરૂપમ નેમજી રે, વાલમ મૂકી કાં જાવો,
તોરણ આવીને રે, ઈમ કાંઈ વિરહ જગાવો ॥૧॥
કરૂણા પશુ તણી રે, કરતા અબલા ઉવેખો;
દુર્જન વચણથી રે, એ નહિ સાજન લેખો. ॥૨॥
શશિ લંછન કીઓ રે, સીતા રામ વિયોગો,
વિબુધ જને કહ્યો રે, ન્યાયે નામ કુરંગો. ॥૩॥
ગુનહો કો કીઓ રે, જો રડતી એકલડી છંડી;
ગણિકા સિદ્ધ વધૂ રે, તેહશું પ્રીતડી મંડી. ॥૪॥
અડ ભવ નેહલો રે, નવમે છેહ મ દાખો,
દાસી રાઉલી રે, સાહિબ ગોદમા રાખો. ॥૫॥
પુણ્યે પરવડો રે, મુજથી યાચક લોગા,
દાનસંવત્સરે રે, પામ્યા વંછિત ભોગા. ॥૬॥
વિવાહ અવસરે રે, જિમણો હાથ ન પામી,
દીક્ષા અવસરે રે, દીજે અંતરજામી ॥૭॥
માતા શિવા તણો રે, નંદન ગુણમણી ખાણી,
સંયમ આપીને રે, તારી રાજુલ નારી. ॥૮॥
મુગતિ મહેલે મલ્યાં રે, દંપતી અવિચલ ભાવે,
ક્ષમાવિજય તણો રે, સેવક જિન ગુણ ગાવે ॥૯॥

## શ્રી નેમનાથ સ્તવન

(૬)

॥ અંતરથી અમ્હને આજ ગરવે ગીરધારી એ દેશી ॥

તોરણ આવી કંત, પાછા વલીયારે;
મુજ ફુરકે દાહિણુ અંગ, તિણે અટ કલીયા રે. ॥૧॥
કુણ જોશી જોયા જોશ, યુગલ કુંણ મિલિયારે,
કુણ અવગુણ દીઠા આજ, જિણથી ટલિયારે ॥૨॥
જાઓ જાઓ રે સહિરો દૂર, શાને છેડો રે,
પાતલીઓ શામલ વાન, વાલિમ તેડો રે૦ ॥૩॥
યાદવ કુલ તિલક સમાન એમ નકી જે રે;
એક હાસુ બીજી હાણી, કેમ ખમી જે રે ॥૪॥
ઈહા વાયે આઝ સમીર, વીજલી ઝબકે રે,
બાપીઓ પીઉ પુકારે, હિયડુ ચમકે રે ॥૫॥
ડરપાવે દાદુર સોર, નદીઓ માતી રે,
ઘન ગર્જારવને જોર, ફાટે છાતી રે ॥૬॥
હરિતાશ્રક પહરિયાં ભૂમિ, નવરસ રંગે રે,
બાવલીયા નવસર હાર, પ્રીતમ સંગે રે ॥૭॥
મે પૂરવ કીધાં પાપ, તાપે દાધી રે,
પડે આંસુ ધાર સવિધાખ, વેલડી વાધી રે. ॥૮॥
મુને ચઢાવી શિશ, પાડી હેઠી રે,
કિમ મદ્દવાગે મહારાય, વિરહ અંગીઠી રે ॥૯॥
મને પરણી પ્રાણ આધાર સંયમ લેજો રે,
હુ પતિ વ્રતા હુ સ્વામી, સાથે વમજો રે. ॥૧૦॥

એમ અદ્ભુતચારી પ્રીત, પીઉડા પલશે રે.
મુજ સકલ મનોરથ નાથ, પૂરણ ફલશે રે. ॥૧૧॥

હિવે ચાર મહાવ્રત સાર, ચુંદડી લીધી રે;
રંગીલી રાજુલ નારી, પ્રેમે લાધી રે ॥૧૨॥

મૈત્રાદિક ભાવના ચાર, ચોરી બાંધી રે;
દહી ધ્યાનાનલ સલગાયા, કર્મ ઉપાધિ રે. ॥૧૩॥

વર્યા રત્ન ત્રયી કંસાર, એકા ભાવે રે;
આરોગે વરને નારી, શુદ્ધ સ્વભાવે રે. ॥૧૪॥

તજી ચંચલતા ત્રિક યોગ, દંપતિ મિલિયા રે;
શ્રી ક્ષમાવિજય જિન નેમ, અનુભવ કલિયા રે ॥૧૫॥

## પાર્શ્વજિન સ્તવન

### (૯)

માહરી સહીરે સમાણી એ દેશી

વામા નંદન પાસ જિણંદા મુજ મન કમલ દિણંદારે;
શમ સુરતરૂ કંદા ॥૧॥
ભીમ ભવોદધિ તારણ તરંડા,
જેણે કર્યાં ત્રિદંડા રે નહિ ફંડા રે ॥૨॥
ક્રોધ માન માયા ને લોભા,
કીધા ઘન જય જીણે થોભારે લહિ જગ માંહિ શોભા ॥૩॥
નિજ ગુણ ભોગી કર્મ વિયોગી,
આતમ અનુભવ યોગી નહિ પુદ્ગલ રોગી ॥૪॥

મન વચનના

સિદ્ધ વિલાસને સાધીરે; ટાલી સકલ

યથાખ્યાત

કેવલ સંપદ પીનોરે, યોગીશ નગીનો

સિદ્ધ વધુ

પરમેસર ગતલછનરે, સાહિબ સહુ ર

પંડિત ગુરૂ

જિન પદપંકજ લીનોરે, છોડી મન

## શ્રી પાર્શ્વજિન સ્ત

(૮)

(ઘોડીજી આઈ થારા દેશમા મારૂ

પરમ પુરૂષ પરમાતમા સાહિબજી, પુર
શિવ સુખરા ભમર, થાંસે
અવસર પામી ઓલગું સા૦
સફલ કરો અરદાસ

હોય નદન મોહ ભૂપરા સા૦
તિણ કર્યો જગ ધપોલ
દ્વેષ કીર રાગ કેશરી સા૦
તેહના રાણા સોલ હો
મિથ્યા મુહતો આગલો સા૦
કામ કટક સિરદાર હો, (

ત્રણ રૂપ ધરી તેહ રમે સા૦

હાસ્યાદિક પરિવાર હો. શિવ૦ ॥ ૩ ॥

મોહ પહીપરા જોરથી સા૦

જગ સઘલો થયો જેર હો, શિવ૦

હરિહર સુરનર સહુ નમ્યા, સા૦

જકડી કર્મની ઘેર હો, શિવ૦ ॥ ૪ ॥

ભવથિતિ ચૌગતિ ચોકમાં, સા૦

લોક કરે પોકાર હો, શિવ૦

આપ ઉદાસ થઈ રહ્યા સા૦

ઇમ કીમ રહેશે કાર હો. શિવ૦ ॥ ૫ ॥

ક્ષપક શ્રેણિરી ગજઘટા સા૦

હલકારો અરિહંત હો શિવ૦

નાણ ખડગ મુજ કર દીયો સા૦

ક્ષણમા કરૂં અરિહંત હો, શિવ૦ ॥૬॥

કરૂણા નયણ કટાક્ષથી સા૦

રિપુદલ હોવે વિસરાલ હો, શિવ૦

ક્ષમાવિજય જિન સંપદા સા૦

પ્રગટે ઝાક ઝમાલ હો. શિવ૦ ॥ ૭ ॥

## શ્રી મહાવીરજિન સ્તવન

(૯)

( ઇમ ધન્નો ધણીને પરચાવે એ દેશી )

વીરજિણંદ જગત ઉપકારી, મિથ્યાધામ નિવારી જી,

દેશના અમૃતધારા વરસી,

પરપરિણતિ સવિ વારી જી, વી૦ ૧

પંચમ આરે જેહનો શાસન, હોય હજારને ચ્યાર જી;
યુગ પ્રધાન સૂરીશ્વર વહેશે;
સુવિહિત મુનિ આધારજી વીર૦ ૨

ઉત્તમ આચારજ મુનિ અજ્જા, શ્રાવકશ્રાવિકા અ છ જી,
લવણ જલધિમાંહિ,
મીઠો જલ પીવે સીંગી મછ જી વીર૦ ૩

દશ અચ્છેરે દુષિત ભરતે, બહુમત ભેદ કરાળ જી;
જિન-કેવળ-પૂરવધર-વિરહે,
ફણિસમ પંચમ કાળ જી વીર૦ ૪

તેહનો ઝહેર નિવારણ મણિ સમ, તુમ્હ આગમ તુઝ બિંબજી
નિશિ દીપક પ્રવહણ જિમ દરીએ,
મરુમ સુરતરુ કુંબજી વીર૦ ૫

જૈનાગમ વક્તાને શ્રોતા સ્યાદ્વાદે શુચિબોધ જી;
કલિકાળે પણ પ્રભુ તુમ્હ શાસન,
વરતે છે અવિરોધજી વીર૦ ૬

મ્હારે તો સુષમા થી દુષમા, અવસર પુણ્યનિધાન જી,
ક્ષમાવિજય જિન વીર આગમ,
પામ્યો સિદ્ધિ નિદાન જી વીર૦ ૭

## શ્રી મહાવીર જિન સ્તવન

(૧૦)

(રાગ-ધન્યાસી તેરીયાની દેસી)

વંદો વીરજિનેશ્વર રાયા, ત્રિસલા દેવી જાયા રે,
હરિલંછન કંચનવન કાયા, અમરવધૂ હુલરાયા રે વંદો૦ ૧

બાળપણે સુરગિરિ ડોલયા, અહિવેતાલ હરાયા રે,
ઇન્દ્રકહણ વ્યાકરણ નીપાયા, પંડિત વિસ્મય પાયા રે વંદો૦ ૨

ત્રીસ વરસ ઘરવાસ રહાયા, સંયમસ્યું લય લાયા રે,
બાર વરસ તપ કર્મ ખપાયા, કેવળનાણ ઉપાયા રે વંદો૦ ૩

બાયકરિદ્ધિ અનંતી પાયા, અતિશય અધિક સુહાયા રે
ચાર રૂપ કરી ધર્મ બતાયા, ચઉવિહ સુર ગુણ ગાયારે વંદો૦ ૪

તીન ભુવનમેં આણ મનાયા, દિશદોય છત્ર ધરાયા રે,
રૂપ કનકમણિ ગઢ વિરચાયા, નિગ્રંથ નામ ધરાયા રે વંદો૦ ૫

રયણ સિંહાસન બેસન ઠાયા, દુંદુહિનાદ બજાયા રે;
દાનવ માનવ વાસ વસાયા, ભકિતે શિશ નમાયા રે વંદો૦ ૬

પ્રભુ ગુણગણ ગંગાજળ નાહ્યા, પાવન તેહની કાયારે,
પંડિત ક્ષમાવિજય સુપસાયા, સેવક જિન સુખદાયા રે
વંદો૦ ૭



(૪૮)

## શ્રી કાંતિવિજયજી ૨ જા
## (પ્રેમવિબુધ શિષ્ય)

શ્રી વિજયપ્રભસૂરિના શિષ્ય પ્રેમવિજયના શિષ્ય શ્રી કાતિવિજયજીની ચોવીસી ૧૭૭૮ પહેલા બનાવી છે તેઓની ચોવીસી સિવાય બીજી ગ્રંથ રચના નીચે મુજબ છે

૧ એકાદશી સ્તવન ૧૭૬૯ ડભોઈ ૨ મહાબલ મલયાસુંદરી રાસ ૧૭૭૫ પાટણ ૩ હીરાવેધ બત્રીશી ૪ સૌભાગ્ય પંચમી મહાત્મ્ય શ્રી નેમિજીન સ્તવન ૧૭૯૯ પાલણપુર ૫ અષ્ટમી સ્તવન. ૬ શ્રી ગોડીપાર્શ્વનાથ ૭૬ (૫૧ ગાથા) ૩-૧૩ બી ડી ૨૦૯ રા એ સોમુ ન ૧૯૯૧)

### શ્રી ઋષભજિન સ્તવન

(૧)

(અરજ અરજ સુણોને રુડા રાજીયા હો જી-એ દેશી)

સુગુણ સુગુણ સોભાગી સાચો સાહિબો હો જી,
મીઠડો આદિ જિણંદ,
મોહન મોહન સૂરતી રુડી દેખતા હો જી,
વાધે પરમ આણંદ સુગુણ૦ ૧

સુંદર સુંદર જિન ચિત્તડે ચડયો હો જી,
ચોકસ પદ ઠહરાય,
વેધક વેધક તન મનનો થયો હો જી,
ઉતાર્યો કિમ જાય સુગુણ૦ ૨

તુજ ગુણ ગુણ કહીવા મુજ જીભડી હો જી,
રાતી રંગે રહંત,
અંતર અતરગતની જે વાતડી હો જી,
તે મુખે આવી ચડંત. સુગુણ૦ ૩

કામણ કામણગારો પ્યારો પ્રાણથી હો જી,
ભેટણઉ જમ અંગ;
ચંદન ચંદનથી અતિશીયલો હો જી,
જગમાં ઉત્તમ સંગ. સુગુણ૦ ૪

ત્રિકરણ ત્રિકરણસ્યું તુજથી કર્યો હો જી,
નવલો પ્રેમ પ્રકાશ;
દીલ ભરી ભરી કાંતિવિજયતણા હો જી,
પૂરો પ્રેમ પ્રકાશ. સુગુણ૦ ૫

## શ્રી શાંતિનાથ સ્તવન

(૨)

મેરા શાંતિ જિણંદ થાસ્યું રે રંગ છેજી રાજ,
પ્રભુ ચરણકમલ સેવામાં રંગ છેજી રાજ;
થારિ ખિજમત માંહિ ઉમંગ છેજી રાજ. મેરા૦
પ્રભુજી વિરાજે સહજ મહેલમેં,
કરી દૃઢ જ્ઞાન દુરંગ છે જી રાજ. મેરા૦ ૧

અલેખ અવેદ્યને કીધો પ્રસંગી,
તું પ્રભુ અદ્યપિ અનંગ છે જી રાજ. મેરા૦
ધ્યાન ધારા તુજ જ્યોતિ દીપકની;
તિહાં પાતિક પંક્તિ પતંગ છે જી રાજ. મેરા૦ ૨

અમ મન લોભી ભ્રંગ સમાનો,
પ્રભુ ગુણ ફુલ્યો કુડંગ છે જી રાજ. મેરા૦
ભગત વછલ તુ કરૂણા સિંધુ,
ભક્તિનિ ભક્તિ સુગંધ છે જી રાજ. મેરા૦ ૩
જગત જનેતા શરણે રાખો,
જિમ રાખ્યો ચરણે કુરંગ છે જી રાજ મેરા૦
પ્રેમ પ્રસન્ન પ્રભુ કાંતિ કહે,
શિશ ધર્યો એ ઉછંગ છે જી રાજ. મેરા૦ ૪

## શ્રી નેમનાથ જિન સ્તવન

(૩)

॥ સાહીબા રે માહરારાજિંદકથ ધરિ આવે રે—એ દેશી ॥

કાલી ને પીલી વાદલી રાજિંદ, વરસે મેહુલા શર લાગ;
રાજુલ ભીજે નેહલે રાજિંદ, પિઉ ભીજે વેરાગ,
બાપીડારે મારો પ્રીતમ ચિત્ત ચઢી આવે રે, મોડે શું બોલી.
બાપીડારે૦ ૧
જલધર પીઉને મગમે રાજિંદ, વિજ ઝબૂકાલા ખાય;
ઈણ રત મારો સાહિબો રાજિંદ, મુજને છોડી જાય.
બાપીડારે૦ ૨
મોહલ ચૂવે નદીયા વહે, રાજિંદ મોર કરે કકલાટ;
ભર પાઉસમા પદમનિ રા૦ જોવે જોવે પિઉની વાટ.
બાપીડારે૦ ૩
અવગુણ વિણુ નાહે કર્યો રા૦ અબલા માથે રોપ,
તોરણથી પાછા વલ્યા રા૦ પશુઆ ચઢાવી દોષ.
બાપીડારે૦ ૪

મૂલ થકી જો જાણતી રા૦ પિઉ લૂખો મન માંહિ;
લાજ તજીને રાખતી રા૦ પ્રીતમનો કર સાહિ.
આપીડારે૦ ૫

નાહ અલૂણો ભોલવ્યો રા૦ મુગતિ ધૂતારી નાર;
ફીરી પાછો જોવે નહિ રા૦ મૂકી મુજને વીસાર.
આપીડારે ૬

રાજુલ રાતી પ્રેમ શું રા૦ પહોતી ગઢ ગિરનાર,
સંયમ લેઈ મુગતે ગઈ રા૦ કાંતિ નમે વારંવાર.
આપીડારે ૭

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

( ૪ )

॥ કાંઈ પાજ્યો પાજ્યો રે ગુસાઇ માને
તુબીનો રામરસ પાજ્યો એ દેશી ॥

કાંઈ જોજ્યો કાંઈ જોજ્યો રે સ્વામીડા મુને નેહ ભર જોજ્યો
મુજરો લ્યો કે પાસ જિણંદા,
ટાલી જે ભવ ફેરો રે. સ્વામી૦ ॥૧॥

મોહન મોહ રસે લલચાણો,
જ્યું મૃગ રાગ શું ઘેર્યો રે. સ્વામી૦ ॥૨॥

સાચી સેવા રંગી. આયો જ્યું ગજ નેડો રે, સ્વામી૦ ॥૩॥

મેં મન દીધો હાથ નિહારે,
પે નહિ દિલ પ્રભુ ટેરો રે સ્વામી૦ ॥૪॥

જીવન સૂરતી દેખી રસીલી,
મન હરખિત હોય મેરો રે, સ્વા૦ ॥૫॥

આઠે કરમકી ગાંઠ છિનકમેં,
ચુંપે ચતુર ઉદ્ધેરો રે સ્વા૦ ॥૬॥
પ્રેમ વિબુધનો કાંતિ કહે હું,
ભવ ભવ સેવક તેરો રે. સ્વા૦ ॥૭॥

## શ્રી મહાવીર જિન સ્તવન

(૫)

( સાહુડાની—એ દેશી )

વીરજી ઉભો મદ મોઢી, બે કર જોડી અરજ કરું રે લો
મ્હારા વીર પીઆરા રે લો;
વીરજી રાજેસર રાણા,
આણા તાહરી શિર ધરું રે લો મ્હારા૦ ૧
વીરજી મીઠલડે વયણે, નયણે ઇણુ રાચી રહું રે લો મ્હારા૦;
વીરજી વાતો મનરુષની,
સુખની તુજ આગે કહું રે લો મ્હારા૦ ૨
વીરજી પીત્ર પરલોકે ગયા, તીણુ સોકે દીહા ગમુરે લો મ્હારા૦,
ચિંતાતુર નીત મો ચિત્તમાં,
જિમ સૂનો ભમુ રે લો મ્હારા૦ ૩
વીરજી તુજ વિરહે મોટિકા, વળી છેહ દઈ રે લો મ્હારા૦;
સંજમ જો લેસ્યો દેસ્યો,
ગુંબડ ખાર તે ઇ રે લો મ્હાસા૦ ૪
વીરજી ભોજન નવિ ભાવે,
થાવે અતિ આ સંગલો રે લો મ્હારા૦,
નીદરડી ના'વે ધ્યાવે, મન ઉધાધલો રે લો મ્હારા૦ ૫

વીરજી છાતીમાં ઘાતી કાતી, જેણે સારની રે લો મ્હારા૦,
પીડા વિણુ વાગે લાગે, મોટી મારની રે લો મ્હારા૦ ૬

વીરજી વેદન નવિ જાણે,
ટાણે આણે કઠીન હિયો રે લો મ્હારા૦;
થાયો કરુણાળા વાલા, વતના મૂકી દિયો રે લો મ્હારા૦ ૭

વીરજી વીનવ્યા ઈમ આઈ ભાઈ,
ભાઈ નંદીવર્ધને રે લો મ્હારા૦ ૮

વીરજી ચારિત્ર લેસ્યું મેં પામી,
અવસર આપણો રે લો મ્હારા૦;
કેવળ લહી સીધો લીધો શાશ્વત સુખ ઘણો રે લો મ્હારા૦ ૯

વીરજી પ્રેમ જે ધ્યાવે ગાવે,
જિન ગુણ આદરી રે લો મ્હારા૦;
કાંતિવિજય જય બાલા માળાને વરી રે લો મ્હારા૦ ૧૦



## શ્રી શાંતિનાથ સ્તવન [ચંદ્રાઉલા]

(૨)

શાંતિજિણંદએ સોલમારે, શાંતિકરણ સુખદાય,
નામ જપંતાં જેહનુંરે, જગ સુખ બહુ થાય,
જગમા સુખ બહુ થાય રે સયણો,
સાચા માનજો જિનતણાં વચણો,
ભુલો મત તુંમે માયાને દેખી, પતંગ રંગપરે રીઝો પેખી.
રીધ્યુ જ ન રે કેહની રે નંદ વિચારી જોય,
રાવણ સરીખા રાજવી રે, લંકા કે ગયા ખોય,
લંકાંતે ગયા ખોઈ રે દીઠા, સૂન્ય મુકી મત થાઓ ધીઠા.
વલિ વલિ નહિ પામો તુમેં એહવું,
સુપન તણી પરે છે સહુ તેહવું. જી વાલેમર જીરે

## શ્રી નેમનાથ ચંદ્રાઉલા

( ૩ )

જાદવ કુલમાં ઊપનારે નેમ જીણેસર નામ,
તોરણથી પાછા વલ્યા રે.
રાજુલ છોડી તામસગાઈ, ગીરનારે ચાલ્યો નિજ ધાઇ
તિહાં જઇને પ્રભુસંજમ લીધો, નેમે આપણો કારજ કીધો
જી વાલેસરજી રે ૧

રાજીમતિ તિહાંચિંતવેરે, કતે છોડી કેમ ?
પશુઅ પુકાર સુણી કરી રે,
દયાવિચારી એમ સંસારે, લેશું સંજમ હું નિરધારે
વિરહ તણો દુઃખ કેમ ખમાયે
પીઊ દીઠા વીણ મુજ જીવ જાએ. જી વાલેસરજી રે ૨

## શ્રી પાર્શ્વજિન ચંદ્રાઉલ

(૪)

અશ્વસેન સુત જાણીઇરે, વામાદેવીનો નંદ,
નયરી વાણારસી ઉપનોરે, **પાસકુમાર** સુખ કંદ,
પાસકુમાર સુખ કંદરે સેવો, માનવ ભવનો ફલ એ લેવો,
ધરણી ધર પદમાવતી દેવા, સુરનર સારે પ્રભુની સેવા.
જી વાલેસરજી રે. ૧

કીરત તાહરી ચિંહુ દીસેરે, દેશ વિદેસે નામ,
તું તો ઠાકુર માહરોરે, વંછિત પૂરે કામ,
વંછિત પૂરે કામયે દીઠો, મુજમનમે તું હિજ ઘણું મીઠો,
રાત દિવસ હું તુમ ગુણ ગાઉં,
સમય સમય પ્રભુ હું તુમ ધ્યાઉં જી વાલેસરજી રે ૨

## શ્રી વીરજિન ચંદ્રાઉલા

(૫)

જિન શાસનનો જે ધણી રે, ચોવીસમો એ જિણંદ,
વર્ધમાન નામે ભલો રે, ટાલે કર્મના ફંદા.
ટાલે કર્મના ફંદા સ્વામી તેં તો બહુલી રીધજ પામી;
ભવ ભવ દેજયો તુમ પામે સેવા, કરજોડી માગું છુ દેવા.
જીવાલેસર જી રે. ૧

કરજોડી કહુ ખર રે આપણા સ્વામીને તેહ;
ચાહુ છુ તુમચી પ્રભુ રે,
હુ તો અવિહડનેહ મહાઈ, મે તુઝદીઠે સંપત્તિ પાઈ।
ચોવીસે જિનવર ભવિ વંદો, ચીરકાલના તુમે પાપનીકંદો;
જીવાલેસર જી રે. ૨

સંવત સત્તર અઠયોત્તરેરે રહી સૂરત ચોમાસ;
ચોવીસ જિનવર મે સ્તવ્યા રે, પુગી મુજ મન આસ,
પુગી મુજ મન આસરે નેહી ફાગુણ વિદિ પાચિમ રવિતે સહિં,
શ્રી વિજયરત્નસૂરિ સર રાયા, વાચિક દેવે બહુ સુખ પાયા.
જીવાલેસરજી રે. ૩





तेषां कर्मक्षयोत्थैरतनुगुणगणैर्निर्मलात्मस्वभावै—,
र्गायं गायं पुनीम स्तवनपरिणतैरष्टवर्णास्पदानि ।
धन्यां मन्ये रसज्ञां जगति भगवत स्तोत्रवाणीरसज्ञा—
मज्ञां मन्ये तदन्यां वितथजनकथां कार्यमौखर्य मग्नाम् ॥१॥
—शान्तसुधारस प्रमोदभावना

અર્થાત્—કર્મના નાશથી ઉત્પન્ન થયેલા મહાન્ ગુણોના સમૂહ વડે અને નિર્મલ આત્મ સ્વભાવ વડે સ્તુતિ કરવામા મગ્ન બનેલા વર્ણોના આઠે સ્થાનોને તેઓનુ (તીર્થંકરોનુ) વારવાર ગાન કરીને અમે પવિત્ર બનાવીએ છીએ પરમાત્માના સ્તોત્રનો વાણીના સ્વાદને જાણનારી તે જીભને સસારમા હુ ધન્ય માનુ છુ બાકી વ્યર્થ લોકનિદા અને વાચાળપણાના કાર્યમા ડૂબેલી જીભને હું ખરા સ્વાદથી અજાણ જાણુ છુ



(૫૧)

## શ્રી નિત્યલાભ
## ચોવીશી રચના ૧૭૮૧ સુરત

તેઓશ્રીના પિત્તાનુ નામ કર્મસી હતુ ને માતાનુ નામ કમલાદે હતુ શ્રી અંચલગચ્છમા શ્રી સહજસુદર મુનિના શિષ્ય શ્રી નિત્યલાભ થયા તેઓની દરેક કૃતિઓમા **શ્રી ગોડીપાર્શ્વનાથની** સ્તુતિ પ્રાર ભમાં કરી છે ને કાવ્યો તથા રાસોમા વર્ણન શૈલી સુદર છે તેઓની કૃતિમાં સદેવંત સાવલિગા રાસ ૧૭૮૨મા સુરતમા બનાવ્યો છે. જેની વાર્તા જૈનેતરોમાં પ્રસિદ્ધ છે તેઓએ સુરતમા ઘણા ચાતુર્માસ કર્યા હોય એમ જણાય છે

### ગ્રથરચના

(૧) મહાવીરના પચકલ્યાણકનુ ચોઢાળીઉ ૧૭૮૧ સુરત (૨) શ્રી ચદનબાલા રાસ ૧૭૮૨ સુરત (૩) શ્રી ચોવીસી ૧૭૮૧ સુરત. (૪) સદેવત સાવલિગા રાસ ૧૭૮૨ સુરત (૫) શ્રી વાસુપૂજ્ય સ્તવન ૧૭૭૬ કચ્છ અજાર (૬) શ્રી વિદ્યાસાગર સૂરિરાસ ૧૭૯૮ અજાર

### શ્રી ઋષભ જિન સ્તવન

(૧)

(ઢાલ-વૃંદાવનમા દાન કુમરજી ગધાને મન ભાવે રે—એ દેશી)
આદિ જિણેસર વીનતિ અમારી સાભલો મોરા સ્વામીરે;
મરૂદેવીના નંદન વાહલા અરજ કરૂ શિર નામીરે.
આદિ૦ ૧

નાભિ રાયા કુલ હંસલોરે, નયરી વિનીતાનો રાજારે;
વંશ ઇખ્યાગે સોભતોરે, સેવે સુરપતિ ઝાઝાર.
આદિ૦ ૨

મૂરતિ રૂપ અનોપમ નિરખી, ભગતે બાંધ્યો પ્રેમરે,
આ સાંગા પ્રભુજી સું માંડયા, જલધર ચાતુક જેમરે.
આદિ૦ ૩

પ્રભુજી શ્રી અલગા ન રહીસુ, વંછિત માંગી લેસુંરે,
જનમ મરણ ભવ દૂરે નિવારી, શિવસુખ તાલી દેસુંરે;
આદિ૦ ૪

પ્રભુજી વિનાં કુણ લાડ લડાવે, ભવના તાપ સમાવેરે,
સહેજે સુંદર ગુણ પ્રભુજીના, નિત્યલાભ પંડિત ગાવેરે.
આદિ૦ ૫

## સદેવંત સાવલિંગા

(૨)

સકલ સુખ સંપત્તિકરણ, ગુણ નિધિ ગોડિપાસ,
પદકજ પણમું તેહના, પ્રેમ ધરિ સુવિચાર ૧

ત્રિન ભુવન રંગે રમે, સરસતિ સાચું રૂપ,
ધ્યાન ધરૂ મન તેહનું, આપે વચન અનૂપ. ૨

વલિ પ્રણમું ગુરૂ દેવના, ગ્નાન તણા દાતાર,
મુરખથી પંડિત કરે, એ મોટો ઉપકાર. ૩

રસિયા વિણ શ્રંગાર રસ નવરસ વિના વખાણ,
લવણ વિના જીમ રસવતી, તિમ ગુરૂ વિના પુરૂપ અજાણ. ૪

સાર વસ્તી સંસારમાં, સિદ્ધિ બુદ્ધિ ગુણધામ,
તે પ્રસાદ ગુરુરૂતણો, ભગતે કરૂં પ્રણામ. ૫
ચ્યાર પદાર્થ ધર્મના, દાન, શિયલ, તપ, ભાવ,
વીર જીણંદ વખાણીઆ, ભવજલ તારણ નાવ. ૬
એ ચ્યારે સરિખાઅ છે, પણ શિયલ સમ નહિ કોય,
લોકોત્તર લૌકિક સુખ, જસ પરસાદે હોય. ૭
**સહેવચ્છની** વારતા, સરસ ઘણી શ્રીકાર,
કવિ ચતુરાઈ કેલવે, રસના રસ સુવિચાર. ૮

(૩)

અંતે—

અંચલગચ્છ પતિ અધિક પ્રતાપી, વિદ્યાસાગરસૂરિ રાયારે,
જગવલ્લભ ગુરૂ જ્ઞાન સવાયા, હિતવછલ સુખ દાયારે ૧૦.
આણ વહિ શિરે નિશદિન તેહનિ, પાટ ભક્તિ વરદાઈ રે,
મેરૂ લાભ વાચક પદ ધાગી, જગજસ કિરતિ સોહાઈ રે ૧૧.
શિષ્ય તેહના સુખકારી, વાચક સહેજ સુંદર ગુરૂ રાયારે,
તાસ કૃપાથી રાસ એ ગાયો,
નિત્યલાભ પભિત સુખ પાવેરે ૧૨.
નગર માહે સુરતિ રંગીલો, શ્રાવક વસે નગીનારે,
દેવગુરૂ ગગી દઢ ધર્મી, જિનવર ભક્તિએ ભીનારે ૧૩.
તે સંઘના આગ્રહથી મેં, રાસ રચ્યો ઉલ્લાસેરે.
દેશીની ચતુરાઈ આણી, અનુભવને અભ્યાસેરે. ૧૪.
સંવત સતરસે ચ્યાસી છે, સુંદર માધવ માસેરે,
સુદ ગાતમ બુધવાર અનોપમ, પુગ્યું થયો સુવિલાસેરે. ૧૫.
ચોવીસે ઢાલે કરીને, રાસ એ રસિક પ્રમાણોરે,
તે સુણતાં નિત્ય હોજો સહુને, ઘરઘર કોડિ કલ્યાણોરે. ૧૬.

## ચોવીસી કલશ

(૪)

સંવત સત્તર એકયાસીએજી, સૂરતિ રહિ ચોમાસ,
ગુણ ગાતાં જિનજિ તણાંજી, પહુતી મનની આશ.
વિદ્યાસાગર સૂરિ સરૂજી, અંચલ ગચ્છ સિણગાર,
વાચક સહજ સુંદર તણોજી, નિત્યલાભ જયજયકાર.

卐

ચિર-સંચિઅ-પાવ-પણાસણીઇ,
ભવ-સય-સહસ્સ-મહણીએ ।
ચઉવીસ-જિણ-વિણિગ્ગય-,
કહાઈ વોલંતુ મે દિઅહા ॥
—શ્રી વંદિત્તા સૂત્ર ગાથા ૪૬

અર્થ—લાંબા કાળથી સંચિત થયેલા પાપોને નાશ કરનારી, લાખો ભવોનો અન્ત કરનારી એવી ચોવીશ જિનેશ્વરોનાં મુખમાથી નીકળેલા ધર્મ કથાઓના સ્વાધ્યાય દ્વારા મારા દિવસો પસાર થાઓ. ૪૬

(૫૨)

## શ્રી ભાવપ્રભસૂરિ

## ચોવીસી રચના સંવત ૧૭૮૩

(પૌર્ણમિક) પુનમીઆગચ્છમા શ્રી વિદ્યાપ્રભસુરિની પાટે શ્રી મહિમાપ્રભ સુરિના શિષ્ય ભાવપ્રભસૂરિ થઈ ગયા પિતાનુ નામ માડણ અને માતાનુ નામ બાદલા હતુ તેમનો સૂરિપદ મહોત્સવ પાટણમા શ્રેષ્ઠી જેતસીના પુત્ર તેજસી શેઠે કર્યો હતો (જેમણે પાટણમા સહસ્ત્રકુટ મદિર બધાવ્યુ) તેઓ શ્રી દેવચદ્રજીના સમકાલીન હતા. ને તેઓ પાટણમા ઢંઢેરવાડાના અપાસરામા રહેતા જેથી ઢંઢેરશાખા નામ પડ્યુ તેઓએ પાટણમા સહસ્ત્રકુટ મદિરની પ્રતિષ્ઠા કરી હતિ (વાચો સ્તવન શ્રી દેવચદ્રજીએ બનાવેલુ) જેની પ્રશસ્તિ આ સાથે આપી છે તેઓની પ્રત ન મલવાથી બે કાવ્યો લીધા છે

ગૂર્જરાતી

૧ હરિબલમચ્છી રાસ ૧૭૬૯ ૨ ચોવીસી રૂપપુર ૧૭૮૩ ૩ સુભદ્રા સતી રાસ ૧૭૯૭ પાટણ ૪ બુદ્ધિબલ રિમલાસની રાસ પાટણ, ૧૭૯૯ ૫ શ્રી અબડરાસ ૧૮૦૦ ૬ શ્રી નવવાડ સજ્ઝાય ૧૮૦૦ ૭ ૧૩ કાઠીયા સજ્ઝાય ૮ અધ્યાત્મ થુઈ

સસ્કૃત

૧ શ્રી યશોવિજયજી કૃત પ્રતિમા શતકપર સસ્કૃત ટીકા ૧૭૯૩
૨ શ્રી કાલીદાસકૃત જ્યોતિર્વિદાભરણ પર સુખબોધિકા ટીકા

### શ્રી અધ્યાત્મ સ્તુતિ (થુઈ)

(૧)

ઊઠી સવેરે સામાયિક લીધુ, પણ બારણુ નવિ દીધુ જી
કાળો કુતરો ઘરમા પેઠો, ઘી સઘળુ તેણે પીધુ જી,

ઊઠોને વહુઅર આળસ મુકી, એ ઘર આપ સંભાળોજી,
નિજ પતિને કહો વીરજીને પૂજી,
સમક્તિને અજુઆળોજી ૧

બળે બિલાડે ઝડપ ઝડપાવી, ઊત્રોડ સર્વે ફોડીજી,
ચંચળ છૈયાં વાર્યા ન રહે, ત્રાક ભાંગી માળ તોડીજી,
તે વિના રેંટીયો નવિ ચાલે, મૌન ભલું કેને કહીએજી.
રૂષભાદિક ચોવીસ તીર્થંકર, જપીએ તો સુખ લહીએજી ૨

ઘર વાશીદું કરોને વહુઅર, રાળો ઓજી સાળુંજી;
ચોરટો એક કરે છે હેરૂં, ઓરડે ઘોને તાળુંજી,
લખકે પ્રાહુણા ચાર આવ્યા છે, તે ઊભા નવિ રાખોજી,
શિવપદ સુખ અનંતા લહીએ, જો જિનવાણી ચાખોજી ૩

ઘરનો ખુણો કોણ ખણે છે? વહુ તમે મનમાં લાવોજી,
પહોળે પલંગે પ્રીતમ પોઢયા, પ્રેમ ધરીને જગાવોજી;
ભાવપ્રભસૂરિ કહે નહિં એ કથલો, અધ્યાત્મ ઊપયોગીજી,
સિદ્ધાયિકા દેવી સાંન્નિદ્ધ કરેવી,
સાધે તે શિવપદ ભોગીજી. ૪

( ૨ )

સહસ્રકુટ સિદ્ધાચલ ઊપરેં તિમહિજ ધરણી વિહાર,
તેથી અદ્ભૂત એ છે સ્થાપના, પાટણ નગર મઝાર. ૯
તીર્થ સકલ વળી તીર્થંકર સહુ, એણેં પૂજાતે પૂજાય.
એક જીહથી મહિમા એહનો, કિણભાતે કહેવાય ૧૦
શ્રીમાળી કુળ દીપક જેતસી, શેઠ સુગુણ ભંડાર,
તસસુત શેઠ શિરોમણી તેજસી, પાટણ નગરમેં દાતાર ૧૧
તેણે એ બિંબ ભરાવ્યા ભાવશું, સહસ અધીકચોવીસ,
કીધી પ્રતિષ્ઠા પુનમગચ્છ ધરૂ, ભાવપ્રભસૂરીસ ૧૨

દેવ જોતાં કોડીરે, નાવે તુમ હોડીરે,
નમે કર જોડી સુર જે ભલા રે. ૬

જનમે ઇતિ વારી રે, ખડખંડ ભોગ ધારીરે,
થયા વ્રત ધારી નારી પરિ હરી રે. ૭

વરસી દાન વરસી રે સંજમ શ્રેણી ફરસીરે,
કરી કરમ રાશિ નરસી તે થર હરીરે. ૮

ધ્યાના નલ જોગરે, આતમ ગુણુ ભોગે રે,
રોગેને સોગેથી તું દૂર રહે રે. ૯

પ્રણમે પ્રભુ પયારે, શિવાવિજય ગુરૂ રાયા ચે;
તુમ ગુણુ પ્રતિભાયા જશ તે લહે રે. ૧૦

## શ્રી. નેમિનાથ સ્તવન

(૨)

( કુંથુજિનેસર જાણજો રે–એ દેશી )

સૌરિપુર સોહામણું રે લાલ, સમુદ્રવિજય નૃપનંદ રે—સોભાગી,
શીવાદેવી માતા જનમીયો રે લાલ, હરિસણુ પરમાણંદ રે—સો૦
નેમિજિનેસર વંદિયે રે. લાલ. ૧

જોબન વય જબ જિન હુઆ રે લાલ,
આયુધશાલા આય રે—સો૦
શંખ શબ્દ પૂર્યો જદારે લાલ,
ભય ભ્રાત સહુ તિહાં થાય રે સો૦ નેમિ૦ ૨

હરિ હઈડે એમ ચિંતવે રે લાલ,
એ બલિયો નિર ધાર રે—સો૦;

દેવ વાણી તબ ઈમ હુઈ રે લાલ,
બ્રહ્મચારી વ્રત ધાર રે—સો૦ નેમિ૦ ૩

અંતેઉરી સહુ ભેલી થઇ રે લાલ,
જલશૃંગી કરલી ધરે—સો૦;
મૌનપણે જબ જિન રહ્યા રે લાલ,
( માન્યું માન્યું ) એમ કીધ રે—સો૦ નેમિ૦ ૪
ઉગ્રસેનરાય તણીસુતારે લાલ, જેહનું રાજુલ નામ રે—સો૦;
જાન લઈ જિનવર ગયા રે લાલ,
ફલ્યો મનોરથ તામ રે—સો૦ નેમિ૦ ૫

પશુય પોકાર સુણી કરી રે લાલ,
ચિત્ત ચિત્તે જિનરાય રે—સો;
ધિગ ? વિષયા સુખ કારણે રે લાલ,
બહુ જીવનો વધ થાય રે—સો૦ નેમિ૦ ૬
તોરણથી રથ ફેરીયો રે લાલ, દેઈ વરસી દાન રે—સો૦;
સંજમ મારગ આદર્યો રે લાલ,
પામ્યા કેવલ જ્ઞાન રે—સો૦ નેમિ૦ ૭

( અવર ન ઈચ્છું ઈણ ભવે ) રે લાલ,
રાજુલે અભિગ્રહ લીધ રે—સો૦,
પ્રભુ પાસે વ્રત આદર્યાં રે લાલ,
પામી અવિચલ સિદ્ધ રે—સો૦ નેમિ૦ ૮
ગિરનાર ગિરિવર ઉપરે લાલ, ત્રણ કલ્યાણક જોય રે—સો૦;
શ્રી ગુરુ ખિમાવિજય તણો રે લાલ,
જસ જગ અધિકો સોય રે—સો૦ નેમિ૦ ૯

(૩)

( શ્રી અરજિન ભવજલનો તારૂ—એ દેશી )

**પાસ** જિનેસર પુન્યે મલીયો, સ્હેજે સુરતરૂ ફલીયો રે;
પ્રભુ પુરીસાદાણી અનંત ગુણમણિ ખાણી, પ્રભુ પુરીસાદાણી રે
ધન્ય દિવસ મુજ આજથી વલીયો,
જિન શાસનમાં ભલીયો રે. પ્ર૦ ૧
સમર્યો સંકટ સહુનાં ચૂરે, સાચો વંછિત પૂરે રે પ્ર૦,
પ્રભુ પદ પામી જે રહે દૂરે તેતો પરભવ ઝૂરે રે પ્ર૦ ૨
કષ્ટ કરંતા કમઠને વારી, નાગને થયા ઉપગારી રે પ્ર૦,
અંત સમય પદ પંચ દાતારી,
તિણે હુઓ સુર અવતારી રે પ્ર૦ ૩
છાંડી ભોગ સંજોગ અસાર, આદરે મહાવ્રત ભાર રે પ્ર૦,
કમઠ કોપે મૂકે જલધાર, ધ્યાનથી ન ચલ્યા લગાર રે પ્ર૦ ૪
ઘાતી કર્મ તણો કરી નાશ, કેવલ લહી ઉલ્લાસ રે પ્ર૦;
અણુ હુતે કોડી એક પાસે, દેવ કરે અરદાસ રે પ્ર૦ ૫
આઠ મહા પ્રાતિહાર્ય બિહાજે, ઉપમા અવર ન છાજે રે પ્ર૦;
પાંત્રીશ ગુણ વાણીયે ગાજે, ભવિના સંશય ભાંજે રે પ્ર૦ ૬
અનેક જીવને પાર ઉતારી, આપ વર્યા શિવ નારી રે પ્ર૦;
શ્રી **ખિમાવિજય** પય સેવા સારી,
**જસ** લેવા દિલ ધારી રે પ્ર૦ ૭

**શ્રી વીર જિન સ્તવન**

( ૪ )

( તાર હો તાર પ્રભુ મુજ સેવક ભણી—એ દેશી.

વીર વડ ધીર મહાવીર મોટો પ્રભુ, પેખતા પાપ સં

( ૫ )

### કલશ

જીન ભગતિ જાણી ગુણખાણી, હરખઆણી જે ગાવશે,
સિદ્ધિ રિદ્ધિ સુલદ્ધિ લીલા, તે જગ જસ પાવશે. (૧)

**તપગચ્છ** તિલક સમાન સોહે, **સત્યવિજય** ગુરૂ ગુણનીલો,
તસ સીસ સોહે **વિજયકપુર,**
કપુર પરે જગ જસ ભલો. (૨)

તસચરણ સેવી નિત્ય મેવી, **ખિમાવિજય** ગુરૂ રાજીયો;
**શ્રી નારંગપાસ** પસાય ગાતાં,
**જસ** મહિમા જગ છાજીયો (૩)

(૧૭) સંજમ ભેદે સંવત જાણી, (૮) પ્રવચન આંકજ જાણીયે,
(૪) ધરમ ભેદ જુગતે જોડી, વરસ સંખ્યા વખાણીયે (૪)

અલ્પમતિ યથા શક્તિ, રહી **પાટણ** રચી જીન સ્તુતિ;
ભાદરવા વદી પાંચત દીને, ગુરૂવારે હુઈ પ્રાપતિ. (૫)

૧૭૮૪ પાટણ



(૫૮)

## શ્રી લક્ષ્મીવિમલ
## ચોવીસી રચના સં. ૧૭૮૬

શ્રી તપગચ્છમા શ્રી કીર્તિવિમલજીના શિષ્ય શ્રી લક્ષ્મીવિમલજી થઈ ગયા છે તેઓ અઢારમી સદીના થયા છે પણ ચોક્સ સંવત તેઓ સંબંધી મળતો નથી તેઓની ચોવીસીની ભાષા સાદી તથા જુદા જુદા રાગોમા બનાવેલી છે ૧૭૮૦ મા તેઓશ્રીએ વીસ વિહરમાનના સ્તવનો બનાવ્યા છે આ સાથે તેમોના પાચ સ્તવનો લીધા છે

### શ્રી ઋષભજિન સ્તવન

( ૧ )

( આદિમ અરૂ જિનેસર વીનવુ—એ દેશી )

તારક ઋષભજિનેસર તુ મિલ્યો પ્રત્યક્ષ પોત સમાન હો,
તારક તુજને અવલંબીયા, તેણે લહુ ઉત્તમ સ્થાન હો.
તારક ઋષભ જિનેસર તું મિલ્યો ૧

તારક તુજ વદન પૂજન કરી, પવિત્ર કરૂ નિજ દેહ હો,
તારક તુજ ગુણ સ્તવનાએ સ્તવી, જિહ્વા કરૂ અમૃત લેહ હો,
તારક ઋ૦ ૨

તારક ગુણ અનતા તાહરા કુણ કહી લહશે પાર હો,
તારક કેવલી કોડિ મિલે સદા જાણે ન કહે નિરધાર હો
તારક ઋ૦ ૩

તારક ગણધર મુનિવરે સ્તવ્યો, સ્તવીયો દેવની કોડ હો,
તારક તો પણ હુ તુજને સ્તવુ ભક્તિ કરૂ તસ હોડ હો
તારક ઋ૦ ૪

તારક મરૂદેવી માતાને નમુ, રત્નકુક્ષિ ધરનાર હો;
તારક નાભિરાયા કુળચંદલો, સકલજંતુ આધાર હો;
તારક ઋ૦ ૫

તારક સુમંગલા સુનંદા તણો, પ્રીતમ પ્રભુ વિખ્યાત હો,
તારક શ્રી પુંડરીક ગણધર તણો, પિતા મહ જગતાત હો
તારક ઋ૦ ૬

તારક તુઝ નામે રિદ્ધિ સંપજે, વાધે કીર્તિ અપાર હો,
તારક શિવલચ્છી સહજે મળે, સફળ થાએ અવતાર હો
તારક ઋ૦ ૭

## શ્રી શાંતિનાથ સ્તવન

(૨)

(ઈડર દાડિમ દ્રાખ–એ દેશી)

શાંતિ નાથ સોહામણો રે, સોલમો જિનરાય,
શાંતિ કરો ભવચક્રની રે, ચક્રધર કહેવાય,
મુનીસરતુ જગજીવન સાર ૧

ભવોદધિ મથતા મે લહ્યો રે, અમૂલખ રત્ન ઉદાર,
લક્ષ્મી પામી સાયર મથીં રે, જિમ હર્ષે મુરાર, મુનીસ૦ ૨
રજની અટતા થકાં રે, પૂર્ણ માસે પૂર્ણ ચંદ,
તિમ મે સાહિબ પામિયો રે, ભવમાં નયણાનંદ, મુનીસ૦ ૩
ભોજન કરતાં અનુદિને રે, બહુ લહે ધૃત પૂર,
તિમ મુજને તુહિ મિલ્યો રે, આતમ રૂપ સનૂર મુનીસ૦ ૪
દરિદ્રતા રીસે બળીરે, નાસી ગઈ પાતાલ,
શેષ નાગ કાલો થઈ રે, ભૂભાર ઉપાડે બાલ, મુનીસ૦ ૫

યોગીસર જોતાં થકા રે, સમરે યોગ સુજાણ.
અયોગિ ના વાછિયે રે, યોગ્યા લોક નિદાન, મુનીસ૦ ૬
અચિરાનંદન તુ જયો રે, જય જય તું જગનાથ,
કીર્તિ લક્ષ્મી મુજ ઘણી રે, જો તુ ચઢિઓ હાથ મુનીસ૦ ૭

## શ્રી નેમિજિન સ્તવન.

(૩)

( આવો ગોરડીઓ—એ દેશી )

શ્રી નેમિ તમને શુ કહીયે, એ કહેવાનો નહિ વ્યવહાર;
ગુહ્ય મોટાનુ ભાખતા, ઉપજે મનમા વિચાર.
શ્રીનેમિ૦ ॥ ૧ ॥

નામ નિરાગી સહુ કો કહે, બ્રહ્મચારી શિરદાર,
રાગ રાખો છો એવડો, રાજુલ ઉપર તમે નિરધાર.
શ્રી૦ ॥ ૨ ॥

ચોમાસે ચાલી ગયા, શ્રી ઉગ્રસેન દરબાર,
આઠ ભવાતર નેહલો, તુમે પાલ્યો પ્રેમ પ્રકાર.
શ્રી૦ ॥ ૩ ॥

આતમ સુખ વાછા અછે, તું આવજે માહરે પાસ,
પહેલા તુજ પછે મુજની, સંકેત કર્યો ગુણવાસ,
શ્રી૦ ॥ ૪ ॥

ઇમ કહી વ્રત આદર્યું, રાજુલને આપી ખાસ,
સયમ સાડી પહેરજો, નાણ દસણ ચરણ વિલાસ
શ્રી૦ ॥ ૫ ॥

સિદ્ધિ શિલામાહી, ઉપરે, ભુજે ચિદાનદ ભોગ,
આપ નામી ના[illegible] કરી, સાદિ અનત સંયોગ
શ્રી૦ ॥ ૬ ॥

## શ્રી મહાવીર સ્તવન

(૫)

( સુણિઓ સુણિઓ રે પ્રભુ સુરપતિ જે સુણિઓ રે-એ દેશી )

ત્રિશલા નંદન ચંદન શીતલ, સરિસ સોહે શરીર,
ગુણ મણિ સાગર નાગર ગાવે, રાગ ધન્યાસી ગંભીર રે
પ્રભુ વીર જિનેસર પામો ૧

શાસન વાસિત બોધે ભવિકને, તારે સયલ સંસાર,
પાવન ભાવના ભાવ તિ કીજે, એમો પણ આતમ સાર રે
પ્રભુ૦ ૨

નાયક લાયક તુમ વિણ બીજો નવિ મલિયો આકાળ,
તારક પારક ભવભય કેરો, તું જગદીન દયાળ રે
પ્રભુ૦ ૩

અકલ અમાય અમલ પ્રભુ તાહરો, રુપાતીત વિલાસ,
ધ્યાવત લાવત અનુભવ મંદિર, યોગીસર શુભ ભાસ રે
પ્રભુ૦ ૪

વીર ધીર સાસનપતિ સાંધો, ગાતા કોડિ કલ્યાણ,
કીર્તિવિમલ પ્રભુ પરમસોભાગી, લક્ષ્મી વાણી પ્રમાણ રે
પ્રભુ૦ ૫

☆

(૫૫)

# શ્રી જયસૌભાગ્ય

## ચોવીસી રચના સં. ૧૭૮૭ ખંભાત

શ્રીતપગચ્છના શ્રી વિનિત સૌભાગ્યના શિષ્ય શ્રી જયસૌભાગ્યની ચોવીસી સાદી ને સરળ ભાષામા છે. આ સાથે તેઓના ચાર સ્તવનો તથા કલશ મળી પાચ કાવ્યો લીધાં છે

### શ્રી શાંતિનાથ સ્તવન

(૧)

(ગોકુલ વહેલા પધારજો કે રાધાજી જોઈ છે વાટ વાલ્હા—એ દેશી)

સમરથ સાહિબ સેવીઈ રે, સાચો શાંતિજિણંદ વાલ્હા,
દેખત તન મન ઉલ્હસેરે, મોહન વલ્લીનો કંદ વાલ્હા.
અરજ સુણો એક મ્હારીરે ૧

મુખ મટકે કરી મોહી ઉરે, અટક્યુ માહરૂં મન વાલ્હા,
નયણ સલૂણાં સોભતાંરે, સોભે જાણે રતન વાલ્હા
અરજ૦ ૨

તુમ્હો (મો) પણિ દૂર જઇ રહ્યારે, અમ્હો (મો) પણિ કરસ્યું સેવ વાલ્હા,
તુમ મન ખેચસ્યું પાતિસ્યુરે, મુખ જોસ્યુ નિતમેવ વાલ્હા.
અરજ૦ ૩

મુજ મન ઈછા પૂરવારે લાયક છો ગુણ ગેહ વાલ્હા,
રઢિ કરસ્યું રઢિઆલડારે, ત્યારે જાણસ્યો મુજમન વાલ્હા.
અરજ૦ ૪

મૃગ લંછન શોભે ભલુ રે, અચરા રાણી માત વાલ્હા;
જયસૌભાગ્ય પ્રભુ સેવતાં રે, વાધે સુયશ વિખ્યાત વાલ્હા.
અરજ૦ ૫

## શ્રી નેમિનાથ સ્તવન

(૨)

વિરહિણી રાજુલરાણી બોલી, મીઠડી વાણી પૂરવપ્રીતિ બ ધાણી
મધુકર નેમિ જિને કહજ્યો ૧

તોરણુથી પાછા ચાલ્યા, પૂરવનેહ ન પાલ્યા, મંદિર સ્યે
નવિમાલ્યા મ૦ ૨

સૂના મંદિર સેજ નયણે નહીસેહેજ નકર્યો ઉત્તમનેજ મ૦ ૩

જીવન યાદવ નામ કહઈ ગોદિ બિછાય અગલા આકુલી
થાય. મ૦ ૪

મુખથી નિસાસા છૂટે કંચુક કસ બંધ તુટે હીયડું હેજ
વીલૂટે મ૦ ૫

મુખ જોવા મુઝ જીવતને આણિ આસૂડા વરસે આવો
મંદિર હરસે મ૦ ૬

પ્રભુ તુમ આખિને લટકે મોહી ગઈ મન ચટકે, જીવડા
નિકા જઈ અટકે મ૦ ૭

જીવન જીવ આધારા, પ્રાણથી અધિકા છો પ્યારા મોરા
મોહન ગારા મ૦ ૮

[illegible] શું કહું માગી તુમ્હિ[illegible] ગાનન્યાયમાં, કહે જયસૌભાગ્ય
શિરનામી મ૦ ૯

## શ્રી પાર્શ્વજિન સ્તવન

( ૩ )

( કરજોડી આગલી રહી એ દેશી )

પાર્શ્વનાથ ત્રેવીસમા, સેવો ભકિત ભાવિરે,
અ ગ પૂજા પહિલ કરો જિમશિવ લીલા થાવિરે પાર્શ્વ૦ ૧

અગ્ર પૂજા બીજી કહી, નિવેદ ફલ મુંકીજે રે;
પ્રભુજીના મુખ આગલિં, માનવભવ ફલલીજેરે, પાર૦ ૨

ભાવ પૂજા ત્રીજી કરો, તિહાં ગુણ ભગવતના ગાવોરે
ત્રણ્ય પ્રકારી પૂજા રચો, જો હોઈ શિવપુર જાવોરે, પાર૦ ૩

ઈમ વલી અષ્ટ પ્રકારની, શ્રી જિન જીઈ ભાષીરે,
સૂત્ર સિદ્ધાંત માંહિ કહી, તિહાં રાય પસેણી,
તે સાખીરે. પાર૦ ૪

નાટિક કીજે રંગસ્યુ, વાજે તાલ મૃદગરે,
જિમ સમકિત ઉજવલ કરો, જયસોભાગ્ય
વધે રંગરે. પાર૦ ૫

## શ્રી મહાવીર સ્તવન

(૪)

(ભેડલે ભાર ધણો છે રાજિ વાતા કેમ કરો છો એ દેશી)

મુજ મન આન્યું જિનજી તુમસ્યું, તું નવિ મનમાં આણી
એ એકગી પ્રીતિ બની તે, કિમ ચઢશે પરમાણી ૧

પ્રભુજી મહિર કરો ભગવાન. અરજ ધરો દિલ સેતી,
મનમાં આણો રાજિ, વાત કહું હવિ કેતી ૨

નિરાગી પ્રભુ સકલ સોભાગી, મુજ મનમા રઢ લાગી,
ભાગ્યદશા મુજ અધિકી જાગી, પ્રભુચરણે લય લાગી.
પ્રભુજી૦ ૩

પિંડ પદસ્થને ધ્યાને લીનો ચરણ કમલ હું વલગો,
રૂપ દેખી મનમાહિ હરખ્યો હવિ નવિ થાઉં અળગો
પ્રભુજી૦ ૪

રૂપાતીતતા મુજ મનિ ભાવી, ચરણ કમલનો રસીઉં,
ઘણા દિવસનો અલજો હું તો, આજ તે મનમા વસીઉ.
પ્રભુજી૦ ૫

ત્રિશલા માતાનંદ આનંદન. ચોવીસમો જિનરાજે,
સિંહને લંછને લંછિત જિનજી, મહી મંડલમા ગાજે.
પ્રભુજી૦ ૬

વર્દ્ધમાનજિન નામ નિરૂપમ. શુભ ઉપમા તુજ છાજઈ,
જયસૌભાગ્ય પ્રભુ ગુણ મણિ ગાતા, યશ પડહો જગિ
વાજઈ પ્રભુજી૦ ૭

## કલશ

(૫)

(જેન પગે નગરાજ ઝરના આવ્યા વીરને શરણે—એ દેશી)

ઈણિ પરિ **ચોવીસ તીર્થંકરની** ગુણમાલા મેં કીધી;
જે ભવિયણ નિજ કંઠે ધરશે. તે લહશે શિવ સીધી રે ૧
જિનજી તુમ આણાયા વરતીઈ. કઈ જુદા ભેદ ન કરીઈ રે,
સ્વામી તુમ આણા શિર વહીઈ ૨

વાચક ચક્ર ચૂડામણિ, સરીખા, દીપતા સત્ય સૌભાગ્ય,
તાસ સીસ વણુ વિનયી રૂડા, પંડિત વિનયસૌભાગ્ય રે
જિનજી૦ ૩

તાસ સીસ વિદ્યાઇ ભરીઆ, ક્ષમા તણા ભંડાર.
વિનીત સૌભાગ્ય મુજ ગુરૂ સુપસાઇ, લહીઈ જયજયકાર રે,
જિનજી. ૪

તે ગુરૂને સુપસાય કરીને, પ્રથમ અભ્યાસ એ કીધો,
ત્રંબાવતી નગરીમાં ચોમાસે, જયસૌભાગ્ય યશ લીધોરે.
જિનજી૦ ૫

ઈતિશ્રી ચોવીસ તિર્થંકરાણા ગુણમાલા સઘણ લિખિતાય સંવત ૧૭૮૭ વર્ષે વૈશાખ વદિ ૭ સોમે શ્રી ખંભાત બિંદર શા શાંતિદાસ તત્ પુત્ર શા સૌભાગ્યચંદ પઠનાર્થં પુણ્યાર્થં મિતિ લેખક પાઠકયો કલ્યાણ કોટયો ભવંતુ ઇત્યાશીર્વચનમસ્તિ.

☆

ભવ દુઃખ ભંજન જનમનરંજન, લછન મૃગ સુખ કંદ.
ભવિ૦ ૩
ગુણુ વિલાસ પદપંકજ ભેટત, પાયો પરમાનંદ. ભવિ૦ ૪

## શ્રી નેમિજિન સ્તવન

(૩)

(રાગ મારૂ)

નેમિ મોહે આરત તેરી હો,
તુમ દરસન બિનુ ચિહુગતે, સહી પીડ ઘનેરી હો. નેમિ૦ ૧
કરમ અરિ મિલી એકઠે, રાખ્યો હું ઘેરી હો,
બહુ વિધ નાચ નચાવીયો, મન દુવિધા ઘેરીહો. નેમિ૦ ૨
અનંત પરાવર્તન કીયો, ભમતે ભવ ફેરી હો,
ગુનવિલાસ જિન સામજી અબ ખબરલો મેરી હો, નેમિ૦ ૩

## શ્રીપાર્શ્વજિન સ્તવન

(૪)

(રાગ કેદારો)

પ્રભુ મેરે કર ઐસી બકસીસ,
દ્વાર દ્વાર પર ના ભટકોં, નાઉં કીસહીન સીસ; પ્રભુ૦ ૧
સુધ આતમ કલા પ્રગટે, ઘટે રાગ અરૂ રીસ,
મોહ ફાટક ખુલે છીનમેં, રમે ગ્યાન અધીસ, પ્રભુ૦ ૨
તુજ અજાયબ પાસ સાહિબ, જગપતિ જગદીશ,
ગુણવિલાસકી આસ પૂરો, કરોઆપ સરીસ. પ્રભુ૦ ૩

## શ્રી મહાવીર જિન સ્તવન

(૫)

( રાગ જૈતસીરી )

મનમે નિરમલ ભાવ ગહી,
સુરનર કિન્નર કોટી નિસેવિત, સો જીન સેઉ સહી.
મનમે૦ ૧

અદ્‌ભૂત કાંતિ શાંતિ રસ રાજીત, વસુ રસ સંગ નહી,
નિરદૂપણ ભુપણ વિનુ ભુપીત, રવી છબી લાજ તહી
મન૦ ૨

ભવિજન તારક શાસન જાકો, જાને સકલ મહી,
ગુણવિલાસ મહાવીરકી મહિમા, કીસપે જાય કહી.
મન૦ ૩

### કલશ

(૬)

( રાગ ધન્યાસી )

સંવત સત્તર સતાણુવે વરસે, માઘ સુકલ તૃતીયાએ,
જેસલમેર નયરમે હરખે, કરી પુરન સુખ પાયે ૧
પાઠક શ્રી સિદ્ધિવરધન સદગુરૂ, ઋદ્ધિ વિધિ રાગ બનાયો.
ગુણ વિલાસ પાઠક નિધિ વિધિ ગે, શ્રી જિનરાજ
મલ્હારે ૨

નંદિ વિધિ ચઉવિધે જિનરાગો

( ૫૭ )

## શ્રી પ્રમોદસાગરજી

તેઓશ્રીની ચોવીસીમા પ્રભુજી માતપિતા જન્મ સ્થાન લંછન, આયુષ્ય, યક્ષ, યક્ષણી, સાધુ, સાધ્વી પરિવાર વીગેરે હકીકતનુ વર્ણન આપવામાં આવ્યુ છે.

દેશીઓ પણ ઘણી સુદર છે આ સાથે તેમનાં પાચ સ્તવના લીધાં છે.

### શ્રી ઋષભજિન સ્તવન

(૧)

( શ્રેયાંસ જિનવર વદીએ રે લો—એ દેશી )

પ્રથમ જિનેશ્વર પૂજીએ રે લો,

પૂજ્યે પાપ પુલાય રે સોભાગી

વૃષભ લંછન પદ શોભતું રે લો,

સોહે ત્રિણ લાખ સાધવી રે લો,
સહસ ચોરાસી મુણિંદ રે રં૦
ગોમુખ જક્ષ ચક્રેશ્વરી રે લો,
જિન સાસન આણંદ રે રં૦ પ્રથમ૦ ૪
વંશ ઈક્ષાગ વખાણીયે રે લો, મરુદેવી જસ માય રે રં૦
ઋષભ જિનેશ્વર સેવતા રે લો,
**પ્રમોદસાગર** સુખ થાય રે રં૦ પ્રથમ૦ ૫

## શ્રી શાંતિનાથ સ્તવન

(૨)

**શાંતિ જિનાધિપ** સોલમોરે, પુણ્ય તણો અંકુર,
ધ્યાનાનલ મલ ટાલીને રે, પ્રગડયો આતમ નર.
ચતુર જિન પ્રગટયાં અનુભવ પૂર,
મોહતિમિર દૂરે કરી રે, ઉગ્યો સમકિત સૂર. ચતુર૦ ૧
ગજપુરનગર સોહામણો રે, વિશ્વસેન નરપતિ તાત,
અચિરા જનની દેવની રે, હરણુલછન અતિકાત ચતુ૦ ૨
જીવીત વરસ એક લાખનુ રે, ચ્યાલીસ ધનુષનુ માન
છત્રીશ ગણધર ગુણ નિલા રે, ધરતા પ્રભુનુ ધ્યાન ચતુ૦ ૩
જસ સહસ સાધુવા રે, તીન રયણ આધાર,
એકસઠ સહસ સાધવી રે, અધિકી ખટ અવધાર. ચતુ૦ ૪
સેવે ગુરૂ યક્ષેશ્વરૂ રે, નિરવાણી તમનાર,
શાતિકરણા જગ શાતિજી
પ્રમોદ સાગર જયકાર ચતુ૦ ૫

## શ્રી નેમનાથ જિન સ્તવન

( ૩ )

( મકર જીવ પરતાતિ દીન ગતિતુ એ દેશી )

**નેમિ જિન** સાભલો વીનતી મુજ તણી,
આશ નિજ દાસની સફલ કીજે;
બ્રહ્મચારી શિર સેહરો તું પ્રભો,
તાત મુજ વાત ચિત્ત ધરી જે નેમિ ॥૧॥
નગર શૌરીપુર નામ રલીઆમણુ,
સમુદ્ર વિજ્યાભિધો ભૂપ દીપે;
શ્રી શિવા દેવી નદન કરૂ વંદના,
અંજન વાન રતિનાથજીપે નેમિ૦ ॥૨॥
શખ ઉજ્વલ ગુણ શખ લછન થકી,
સાર અગ્યાર ગણધર સોહાવે;
આઉ એક સહસ વરસ માને કહ્યું,
અંગ દસ ધનુષ માને કહાવે. નેમિ૦ ॥૩॥
યક્ષ ગોમેધ ને અંબિકા યક્ષણી,
જૈન શાસન સદા સૌખ્યકારી,
અઢાર હજાર અણગાર શ્રુત સાગરા,
સહસ ચાલીસ અજ્જા વિચારી. નેમિ૦ ॥૪॥
કાંચનાદિક બહુ વસ્તુ જગકારમી,
સાર સંસારમા તુંહી દીઠો,
**પ્રમોદ સાગ** પ્રભુ હરખથી નિરખતા,
પાતિક પૂર સવિ દૂર નીઠો નેમિ૦ ॥૫॥

## શ્રી પાર્શ્વનાથ સ્તવન.

( ૪ )

( થાગ મોરલા ઉપર મેહ ઝરૂં વીજલી ) એ દેશી

પુરસાદાણી પાસ જિનેશ્વર પૂજીયે હો લાલ, જિને૦
ત્રેવીસમો જિનરાય દેખી મનરંજીયે હો લાલ દે૦
ચરણ સરોરૂહ યમલ પ્રણમીએ સ્વામીના હો લાલ પ્રાપ૦
કમઠાસૂર હઠ ચૂરત પુરી મન કામના હો લાલ પુરી ॥૧॥

અશ્વસેન નરપતિ વંશ કુમુદ ચંદલો હો લાલ કુ૦
વામા માતા કુખ સરોવર હંસલો હો લાલ સ૦
નીલ વરણ તનુ કાંતિ સુભાતિ રાજતી હો લાલ સુ૦
નવકર માને કાયા અનોપમ છાજતી હો લાલ અનો૦ ॥૨॥

નગરી વાણારસી જેહની ધનદપુરી જિસી હો લાલ ધ૦
સરપ લછન શિવ કારણ ચરણો સેવો હસી હો લાલ ચ૦
દશ ગણધર મનોહાર મનો ભાવ ટાલતા હો લાલ મ૦
સોલ સહસ મુનિ આણ જિણંદની
પાલતા હો લાલ જિણં૦ ॥૩॥

ધરણેંદ્ર ને પદ્માવતી કરે જિન ચાકરી હો લાલ. ક૦
સાધવી અડત્રીશ સહસ અતીવ કૃપા કરી હો લાલ અ૦
એક શત વરસનું જીવિત જેહનું જાણીયે હો લાલ જે૦
જગજીવન જિનરાજ એવા ચિત
આણિયે હો લાલ સેવા૦ ॥૪॥

સંસાર સાગર તીરથી ભવિજન તારીયે હો લાલ ભવિ૦
અધર્મ અકીર્તિ અનીતિ અંગ નિવારીયે હો લાલ અંગ૦

ઉત્તમ સરસી પ્રીત કરે તે સુખ લહે હો લાલ કરે૦
પ્રમોદ સાગર પ્રભુ નિસદિન આજ્ઞા
શિર વધુ હો લાલ. આજ્ઞા૦ ॥૫॥

## શ્રી મહાવીર જિન સ્તવન

(૫)

(મુજરો છે જી—એ દેશી)

વંદો ભવિકા વીર જિણેસર, ચોવીશમો જિન તાતા;
કેસરી લંછન કેસરી સરખો, ત્રિશલારાણી માતા
મુજરો લ્યોજી૦
સિદ્ધારથદારક મુજ૦ સેવકસુખકારક મુજ૦
ત્રિભોવન જિનતારક મુજ૦ જિનશાસન ધારક મુજ૦ ૧
જીવિત વરસ બહોતેર અનોપમ, સોવન કાંતિ ઉદાર,
ક્ષત્રિયકુંડ નગર અતિ શોભે, એકાદશ ગણધાર મુજ૦ ૨
માતંગસુર સિદ્ધાઈ દેવી, પૂજે જિનવર પાયા,
સાતહાથ તુજ દેહ પ્રમાણ, ચઉદ સહસ મુનિરાયા. મુજ. ૩
સાધવી સહસ છત્રીસ વિરાજે, ચરમ જિનેશ્વર દેવા;
તેર પદે મેં જિનવર ગાયા, સુરપતિ કરતા સેવા. મુજ૦ ૪
ભણશે ગણશે જે જન સુણશે, તસ ઘર રિદ્ધિ વિશાલા,
પ્રમોદસાગર જંપે પ્રભુજીને, હોજો મંગલમાલા મુજ૦ ૫

*

( ૫૮ )

## શ્રી અમૃતવિજયજી

તેઓશ્રીની ચોવીસી હિંદી ભાષામા છે ને સુદર રાગો ને દેશીમા છે તેઓની બીજી કૃતિઓ જાણવામા નથી આ સાથે તેમનાં પાચ સ્તવનો લીધાં છે.

### શ્રી ઋષભ જિન સ્તવન

(૧)

( રાગ-દેવગધાર )

તેરો દરસ ભલે પાયો, ઋષભજી મેં તેરો દરસ પાયો.
કાલ અનંત હિ ભટકત પુણ્ય અનતે મિલાયો

ઋષભજી મે તેરો દરસ પાયો ૧

જિનપતિ નરપતિ મુનિપતિ પહેલો, એસો બિરૂદ ધરાયો,
માનુ તુ હી નમી મયા અવતારી,

જગત ઉધરાણુ આયો ઋ૦ ૨

તે પ્રભુ જગકી આદિ નિવારી, સબ વ્યવહાર સિખાયો;
લિખન શિલપશત ગણિત બતાયો,

તાથે જગ ચલાયો ઋ૦ ૩

યા જુગમે તુમ નહીઓ રે, અવસર પનીયે કહાયો,
અઢાર કોડાકોડિ સાગર અતર,

તે પ્રભુ ધર્મ દીખાયો ઋ૦ ૪

લાખ પચાશત કોડી સાગર લગ, સુખકર શાસન ઠાયો;
તુઝ રત્નાકર વંશ વિભૂષણ, એસો કો ન સુનાયો ઋ૦ ૫
કરૂણાકર ઠાકુર તું મેરો, હું તુમ ચરણે આયો,
દ્યો પદ સેવા અમૃત મેવા, ઈતને નવનિધ પાયો ઋ૦ ૬

## શ્રી શાંતિનાથ સ્તવન

(૨)

મિલવો મન મંદિર મેરા, હો સલૂણા સાહિબ મેરા મિલવો
કાલ અનત યોહી તેરે દરશ બિન, ચારોં ગતિ દેવત જીય ફેરા મિ૦ ૧
પાંચો ઇદ્રિકે સુખરાચો, ઘુમ રહ્યા મદમેં અતિ ઘેરા મિ૦ ૨
આપ અરૂપી અકલ સરૂપી, કૈસેં પાઉં જિન દરસન તેરા મિ૦ ૩
સમકિત જ્ઞાન પાઉં અબ તેરા, સબ મિટે મોહ મિથ્યાત અંધેરા, મિ૦ ૪
કહત અમૃત મુજ શાંતિ સયાને આય મિલે મન મદિર મેરા મિ૦ ૫

## નેમિનાથજીનું સ્તવન

(૩)

(રાગ–અરગજો)

કોન મનાવોરે રૂઠડા નેમ સોં, કોન૦
અહુઆત સામ સોં તોરન આયો, ફેરચલ રથ કેમ સો, કોન૦ ૧

આઠ ભવાતર નેહ નિવાહી, નવમે ભવ કરી એમ સો,
કોન૦ ૨
છોરી દીની છિનમે વાલમ, બિગર્યો પાન જ્યોં ચોલિકસો.
કોન૦ ૩
રે મૃગનયની ચંદાવદની, અરજ કરો જઈ સેન સોં,
વિરહ દિવાની રાજુલ રાની, પોહોતી પ્રિય સંગ પ્રેમસો.
કોન ૦ ૫
સંજમ આપી પદ સોં થાપી, શિવ સુખ અમૃત બેનસોં
કોન૦ ૬

## શ્રી પાર્શ્વજિન ચંદ્રાઉલ
(૪)

વારી જાઉરે ચિંતામન પાસકી વારી૦ ૧
નરક નિગોદમેં બહુ દુખ પાયો, ખબર લીની નહિ દાસકી
વારી૦ ૨
ભ્રમત ભ્રમત તોરે ચરને આયો, દ્યો સેવા પદ આપકી
વારી૦ ૩
અબહી ઠેડી ગતિ ન છોડુ, લાગી સુરત પર આશકી
વારી૦ ૪
દિલકે રમન તુ દિલકી જાને, કયા કહું બચન વિલાસકી
વારી૦ ૫
અખય ચિદાનંદ અમૃત લીલા, દેઈ ગુન પદ રાસકી
વારી૦ ૬

## શ્રી મહાવીર જિન સ્તવન

(૫)

( રાગ જંગલો—નયન જમાકડો—એ દેશી )

શાસન નાયક સોં અબ મેરી, અરજ કરણકું આયો,
હોજી સાહેબા અબ મુજ વાલયો શા૦ ૧

કાલ અનંતે પુદ્ગલ, આવર્તનસો બહાયો હોજી૦ ૨

ભમત ભમત સરિતોપલ ન્યાયે, તુમ શાસન હું પાયો
હોજી૦ ૩

અબ સેવકકુ વંછિત દીજે, લીજે જશ હું સવાયો હોજી૦ ૪

જો તુમ તારે સોઇહું જાનું, તિણે કહાદિનો બતાઓ હોજી૦ ૫

યો કરને સામી કો ન રહે, તારક બિરૂદ ધરાયો હોજી૦ ૬

આગે પીછે કુછ ન વિચારો, પારસ અયજો મિલાયો હોજી૦ ૭

તુમ પદ સેવા અમૃત ક્રિયા સો, દીજે હુ નવનિધિપાયો
હોજી૦ ૮

卐

(૫૯)

## શ્રી ક્ષેમવિજયજી

શ્રી પંડિત વિનયવિજયજીના શિષ્ય શ્રી ખેમવિજયજીની ચોવીસી અધુરી છે એ સ્તવનો મલ્યા છે બન્નેના રાગો અતિ સુંદર છે

### શ્રી ઋષભદેવનું સ્તવન

(૧)

(હારે ટોલા હાથણીરે આવે મલપતી, હારે ઢોલા ના કેશો)
નાની છે નાથ સંદેશો સુણીજે જુગના ધણી.
હારે ઢોલા સાવ સોનાનારે ઘુંઘરા,
હારે ઢોલા લટકતી મલકતી ચાલ.
સંદેશો સુણીજે જગના ધણી—એ દેશી.

હારે સાહેબ પ્રથમ જિણેસર પ્રણમો,
પ્રભુજી નાસેં સવી દુખ દૂર, સંદેશો સુણી જે મોરાનાથજી.
સાહેબ મરૂદેવી નંદન સાભલો, પ્રભુજી શીરનામી કરૂ
અરદાસ. સંદેશો સુણી જે જગતના ધણી.
સા નાભી કુલહંસ સારીખો, પ્ર વીનીતા નયરીનો રાજ,
સા. ઇક્ષુગે વંશ સ્થાપન કર્યો, પ્ર સેવે સુરનર કોડ સં ૨
સા રૂપ અનોપમ છાજતી, પ્ર મોહ્યાજી ચઉદ રાજ સ.
સા પ્રીતી લગીરે તારા પ્રેમકી, પ્ર. જીમ ચાતુક જલધાર, સ ૩
સા તુમ થકી અમે ન વેગલો, પ્ર. માગીસું વંછીત દાન. સ.
સા. જનમ મરણ સહુ હરો, પ્ર. સિવસુખ આપો ભવપાર. સ ૪

સા નાથ વિના કુણ ગ્રહેગો, પ્ર. પ્રસન થાવોરે એકવાર સ
સા પંડિત વિનયવિજયનો, પ્ર. ખેમ ગાવેરે ઉલ્લાસ.
સ. ૫

## શ્રી શાંતિનાથ સ્તવન

( ૨ )

રમીયાની દેશી

શાંતિ જિણેસર મુઝને તુમે મલ્યા,
અચીરા માતા નંદ વાલ્હેસર,
મુઝ મનનેહ સાહેબ સોભાગી,
જેહ માહે સુખકંદ વાલેસર. શાંતિ૦ ૧

સોલમો સાહેબ, ચક્રી પાચમો,
તરણ તારણ ભગવાન, વાલે૦
ની ગુણો પણ શરણે આવી રહ્યાં,
સ્નેહ લગાવી નેં મોચ તારવા. શાતિ૦ ૨

સાહેબ તીર્થંપતિ થયા પોતે,
ગણ ધર પુત્ર છે ખાસ વા૦
આપ જસ ઘણો વ્યાપીને રહ્યો સહુ,
તુઝ ગુણનો નહી પાર વા૦ શાંતિ૦ ૩

ચ્યાર પદ ભોગવી મોક્ષને પારયા,
શિવરમણી સુખલેહ વા૦
તુમે તો નીરાગી સાહેબ થઈ રહ્યા,
અમને કરો સનાથ વા૦ શાંતિ૦ ૪

સાહેબ અલગા જઈને વસીયા,
સેવક મનમેં ધ્યાય, વા૦
વિનયવિજયનો ખેમને, મનવસ્યા,
પ્રગટે મગલ માલ વા૦ શાંતિ૦ ૫

ઇતિ પ્રથમ ભાગ સમાસ.

## શેઠ નગીનભાઇ મચ્છુભાઇ જૈન સાહિત્યોદ્ધાર ફંડના પુસ્તકોનું સૂચીપત્ર.

| ગ્રંથાંક | પુસ્તકનુ નામ | | કિંમત |
|---|---|---|---|
| + ૧ | અભયકુમાર ચરિત્ર ભાષાતર | ભા. ૧લો | ૧-૦-૦ |
| + ૨ | " " " | ભા. ૨જો | ૦-૧૪-૦ |
| + ૩ | વિવિધ પ્રશ્નોત્તર | ભા ૧લો | ૦-૧૨-૦ |
| ૪ | અભયકુમાર ચરિત્ર ભાષાતર | ભા ૩જો | ૦-૧૨-૦ |
| ૫ | વૈરાગ્ય રસમંજરી ભાષાંતરસહ | | ૧-૪-૦ |
| + ૬ | શ્રાવક વિધિપાઠ હિન્દી | | ભેટ. |
| – ૭ | આનંદ સુધાસિન્ધુ | ભા. ૧લો | ૧-૦-૦ |
| ૮ | " " | ભા. ૨જો | ૩-૦-૦ |
| ૯ | કુમારપાલ ભૂપાલ ચરિત્ર ભાષાતર | ભા ૧લો | ૨-૮-૦ |
| ૧૦ | " " " | ભા ૨જો | ૨-૦-૦ |
| ૧૧ | શ્રી સંભવનાથ સ્તવનાવલી | | ૦-૧૨-૦ |
| ૧૨ | જૈન ગૂર્જર સાહિત્ય રત્નો અને તેમની કાવ્ય પ્રસાદી. | ભા ૧લો | પ્રેસમા |

પોસ્ટેજ તથા પેકીંગ ચાર્જ જુદો

લખો:—

**શેઠ નગીનભાઇ મચ્છુભાઈ**

**જૈન સાહિત્યોદ્ધાર ફંડ : ગોપીપુરા ગેટ સામે—સુરત.**

+ આ ગ્રંથો સિલકમા નથી.

## શ્રી પંચપરમેશ્વરા સ્તવન

અલવેશ્વરા–અત્યંત સુંદર; ઉદ્ધરી–ઉદ્ધાર કરી, વૃષભાક્તિ–જેનું લાછન–ચિહ્ન વૃષભ એટલે બળદ છે, નંદનીકો–પુત્રને; તાત–પિતા; –પારાપત–કબૂતર; શ્યેન–બાજ પક્ષી, કાન્તિ–તેજ, અંગજ–પુત્ર; રણવટ–રણમેદાન, મોહભટ–મોહરૂપી સૈનિક; અવદાત–વૃત્તાન્ત–થુણતા–સ્તુતિ કરતાં, ઉદયપદ–ઉચ્ચગતિ થાય એવું મોક્ષપદ.

આ સ્તવનમાં કવિ ઉદયરત્ને શ્રી ઋષભદેવ, શ્રી શાતિનાથ, શ્રી નેમિનાથ, શ્રીપાર્શ્વનાથ અને શ્રીમહાવીર સ્વામી એ મુખ્ય પાચ તીર્થંકરોની સ્તુતિ કરી છે આખુ સ્તવન ઝૂલણા છંદમા લખાયેલું છે અને શબ્દોની ઉચિત પસદગી, પ્રાસની સકલના અને લયબદ્ધતાને લીધે એક મધુર કાવ્યકૃતિ બન્યું છે

કવિ કહે છે, 'આ પાંચ પરમેશ્વરો અત્યત સુદર, અલબેલા છે, તેઓ આખા વિશ્વમા વ્યાપેલા છે અને આખા વિશ્વને તેઓ અત્યત વહાલા છે ભક્ત તરફ વત્સલતા પ્રેમલતા દાખવનાર આવા પ્રભુ ભક્તજનનો ઉદ્ધાર કરી, એના કર્મ કાપીને મુક્તિપદ અપાવે છે. નાભિનાથ અને મરૂદેવી માતાના પુત્ર ઋષભદેવ જેમનુ લછન વૃષભ છે, જેઓ ભરત અને બાહુબલીના પિતા છે અને જેઓ મોહ પદને ભાગી મુક્તિ આપનારા છે તેમને આપણે પ્રથમ વદન કરીએ.

બાજ પક્ષીના શિકારમાંથી કબુતરને બચાવી લઈને સાચા અર્થમા જગતપતિ બનનાર અદ્દભુત દેહકાન્તિ ધરાવનાર શ્રીશાનિનાથ ભગવાન સાચે જ શાન્તિનુ વરદાન આપવા માટે અને શાન્તિ સ્થાપવા માટે સમર્થ છે

બાવીસમા નેમિનાથ ભગવાન જેમનુ લછન શખ છે અને જેઓ સમુદ્રવિજયના પુત્ર છે તેમણે કામદેવ પર વિજય મેળવી રાજકન્યા રાજુલને તજી, સાધુમાર્ગ ગ્રહણ કર્યો અને જગતભાગીની જેમ મેળવી મોક્ષપદ પ્રાપ્ત કર્યું

અશ્વસેન રાજાના કુલમાં જન્મેલા અને વામારાણીના પુત્ર એવા ખેટકપુરના શ્રી ભીડભજન પાર્શ્વનાથના સ્મરણથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે

શ્રીમહાવીર સ્વામી સર્વ વીરોમા શિરોમણિ સમાન છે મુક્તિરૂપી ગઢના વાસી અને જગત જેમની ઉપાસના કરે છે તે વીર પ્રભુએ મોહરૂપી સુભટનુ રણયુદ્ધમાં માન તોડી નાખ્યુ મતલબ કે મોહને તેમણે પરાજિત કર્યો, એવા પ્રભુને હમેશાં હાથ જોડીને આપણે વદન કરીએ છેલ્લી કડીમા કવિ ઉદયરત્ન કહે છે કે જિનેશ્વર ભગવાન અને એમના માતાપિતા, ગામ, ગોત્ર વગેરેનુ ભાવથી સ્તવન કરતા આપણે ઉદયરૂપીરત્ન પામીએ

## શ્રીગૌતમ સ્વામીનો રાસ

છેલ્લા તીર્થંકર શ્રીમહાવીર સ્વામીના પહેલા ગણધર તે શ્રી ગૌતમ સ્વામી શ્રીમહાવીર સ્વામી દિવાળીને દિવસે નિર્વાણપદ પામ્યા અને બેસતા વર્ષને દિવસે ગૌતમ સ્વામીને કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ એ રીતે દિવાળી અને નૂતન વર્ષના પવિત્ર દિવસો સાથે શ્રીમહાવીર સ્વામી અને શ્રીગૌતમ સ્વામીનુ નામ સકળાયેલુ છે આથી જ દર બેસતા વરસે સવારમા શ્રીગૌતમ સ્વામીનુ સ્મરણ કરવામા આવે છે આજે છેલ્લા સો કરતા યે વધારે વરસથી બેસતા વર્ષના દિવસે સવારમાં ગૌતમ સ્વામીનો આ રાસ મુનિમહારાજ લોકોને સભળાવે એવો રિવાજ છે. શ્રીવિનયપ્રભ ઉપાધ્યાયે સ ૧૪૧૨મા લખેલો ગૌતમસ્વામી વિષેનો જૂની ગુજરાતીમા આ સૌથી પહેલો રાસ છે. વળી કવિત્વની દૃષ્ટિએ પણ આ એક ગણનાપાત્ર કૃતિ છે ઢાલમા લખાયેલા એ રાસનુ ઢાલવાર અર્થવિવરણ અહી આપવામા આવ્યું છે એકાદબે સ્થળે જ્યાં અર્થ બરાબર બેઠો નથી ત્યા સભવિત અર્થ બેસાડ્યો છે

### ઢાલ પહેલી

કમલાકર—સરોવર, પ્રણમવિ—પ્રણામ કરીને પભણિસુ—કહીશું.

સામિ-સ્વામી, ગોયમ-ગૌતમ; મણ-મન; તણુ-શરીર; વયણે-વચન; નિસુણો-સાંભળો, ભવિયા-ભવિકજનો, દેહ ગેહ-દેહરૂપી ગૃહમાં, દીવ-દ્વીપ, સિરિ ભરહખિત્ત-શ્રીભરતક્ષેત્ર; ખોણી-ક્ષોણી, પૃથ્વી, મંડન-શોભા; સેણિય-શ્રેણિક, નરેસ-રાજા, રિઉદલ-રિપુદલ, દુશ્મનોનું સૈન્ય, બલખંડણ-બળને ભાંગનાર ધણુવર-ધન્યવર, શ્રેષ્ઠ, સન્ના-શયા, પથારી, વિપ્પ-વિપ્ર, બ્રાહ્મણ, વસઈ-વસે છે, તસુ-તેની, પૃહવી-પૃથ્વી ભજ્જા-ભાર્યા, પત્ની, તાણ-તેનો, પુત્ત-પુત્ર, ઇંદભૂઈ-ઇન્દ્રભૂતિ, ભૂવલય-પૃથ્વીમાં, વિજ્જા-વિદ્યા, વિવિહ-વિવિધ, રૂપ-રૂપ, રંભાવર-રંભાના પતિ, ઇન્દ્ર, કરચરણ-હાથપગ, જાણવિ-જેણે, પકંજ-કમળ, રૂવે-રૂપથી, મયણ-મદન, કામદેવ, અનંગ-કામદેવ, નિરધારીય-નિર્ધારિત, નિશ્ચય કરીને, ધીરમે-ધૈર્યમાં, ચંગિમ-સુંદર, પેખવિ-જોઈને, નિરુવમ-નિરૂપમ, અત્યંત સુંદર, જાસ-જેનું; કલિભીત-કલિયુગથી ભય પામીને, અહવા-અથવા, પૂવ્વ-પૂર્વ, જમ્મ-જન્મ, ઇણ-એણે, અચિંય-અચિંત, પૂજ્યા, રંભા પઉમા ગૌરી ગંગારતિ-રંભા, પદ્મા, ગૌરી (પાર્વતી). ગંગા અને રતિ (કામદેવની પત્ની), વિધિ-વિધાતા, વંચિય-વંચિત, પંચસયા-પાંચસો, છાત્ર-શિષ્યો, પરવરિઓ-વીંટળાયેલો; ચરણ-ચારિત્ર્ય, નાણ-જ્ઞાન, દંસણુ-દર્શન, વિસોહીય-વિશુદ્ધ કરીને, સયલ-સકલ, બધા, નિહાણ-નિધાન, ભંડાર, નીલો-ઝળકતો, અતિદિ-અત્યંત; સુન્નાણ-સુપરિચિત

ભાવાર્થ . મુક્તિરૂપી સરોવરમાં જેમનાં ચરણકમલનો વાસ છે એવા શ્રીવીર જિનેશ્વર ભગવાનના ચરણોને પ્રણામ કરી શ્રી ગુરુ ગૌતમ સ્વામીનો રાસ કરીશું માટે હે ભવિકજનો ! મન, વચન અને કાયા એકાગ્ર કરી આ રાસ સાંભળો જેથી તમારા દેહરૂપી ગૃહમાં ઉત્તમ ગુણોનો સમૂહ આવીને વસે શ્રીજંબુદ્વીપના ભરતક્ષેત્રમાં પૃથ્વી-તલની શોભારૂપ મગધ દેશ છે ત્યાં દુશ્મનોના દળના બળનું ખંડન કરનાર એવા શ્રીશ્રેણિક રાજા રાજ્ય કરે છે તે રાજ્યમાં શ્રેષ્ઠ એવું ગુબ્બર નામનું ગામ છે ત્યાં ગુણોના સમૂહના સ્થાન જેવા શ્રી વસુ-

ભૂતિ રહે છે. તેમની પત્નીનુ નામ પૃથ્વી છે તેમનો પુત્ર શ્રીઇન્દ્રભૂતિ છે, જે ચૌદ વિદ્યાના જાણકાર અને વિવિધરૂપવાળી સ્ત્રીઓ જેની સ્પૃહા કરે છે એવા છે તે આખા વિશ્વમા સુપ્રસિદ્ધ છે વિનય, વિવેક, વિચાર વગેરે ઉત્તમ ગુણોના સમૂહથી મનોહર, સાત હાથના પ્રમાણનો દેહ ધરાવનાર અને રૂપમા જાણે બીજા ઈન્દ્ર હોય એવા શ્રીગૌતમ સ્વામી શોભે છે એમણે પોતાના નયન, વાણી અને હાથપગ રૂપી કમળો વડે કમળોને પાણીમા નાખી દીધાં છે એમનુ તેજ એટલુ બધુ ચઢિયાતુ છે કે એ વડે એમણે તારા, ચન્દ્ર અને સૂરજને આકાશમા ભમતા કરી દીધા છે પોતાના રૂપ વડે એમણે કામદેવને શરીર રહિત કરી નાખ્યો છે, ધીરતામા મેરૂ પર્વતની અને ગાભીર્યની બાબતમા સિન્ધુની સુદરતાને ઓછી કરી નાખી છે એમનુ રૂપ જોઈને લોકો કઇક બોલે છે કે જાણે કલિની બીકથી બધા ગુણોને એકઠા કરીને એમનામા ન મૂકયા હોય। એટલે કે એમનામા બધા ગુણોનો સમૂહ એકત્ર થયો હતો કવિ કહે છે કે અથવા પૂર્વજન્મમા એમણે ચોક્કસ જિનેશ્વર ભગવાનની પૂજા કરી હશે. રભા, પદ્મા, પાર્વતી, ગંગા, રતિ એ બધા ઉજળાં મને મનોહર લાગે છે પણ હકીકતમાં તો વિધાતાએ એમને છેતર્યા છે ખરેખર ઉજ્જવળ તો જિનેશ્વર ભગવત જ છે ઇન્દ્રભૂતિની વિદ્યાનુ તે જ એટલુ બધુ કે એની આગળ કોઈ વિદ્વાન, દેવોના ગુરુ બૃહસ્પતિ કે અસુરોના ગુરુ કવિ શુક્રાચાર્ય ટકી ન શકતા તેઓ પોતાના પાચસો ગુણવાન શિષ્યોના પરિવાર સાથે ચાલે છે ઈન્દ્રભૂતિ હમેશા પોતાની મિથ્યા બુદ્ધિથી મોહિત થઈ યજ્ઞકાર્ય કરે છે, પણ ભવિષ્યમાં એમની આ મિથ્યાપ્રવૃત્તિ દૂર થશે અને એ નિમિત્તે એ જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યને વિશુદ્ધ કરનાર થશે

### વસ્તુછદ

પહેલી પાંચ ઢાલને અંતે આપેલ વસ્તુછદમાં કવિએ જે ઘટ-

નાઓ ઢાલમાં વર્ણવી હોય છે તે જ વસ્તુ ટૂંકમાં છતાં ભાવવાહી ગદ્યમાં મૂકી છે, છેલ્લી છઠ્ઠી ઢાલને અંતે કવિએ વસ્તુછંદ આપેલ નથી. આ પહેલી ઢાલના વસ્તુછંદનો અર્થ આ પ્રમાણે છે—જંબૂદ્વીપમાં ભરત-ક્ષેત્રમાં પૃથ્વીની શોભારૂપ મગધદેશમાં શ્રેણિક નામના રાજા છે. ત્યાં શ્રેષ્ઠ એવુ ગુબ્બર નામનુ ગામ છે જ્યાં સુંદર બ્રાહ્મણ વસુભૂતિ રહે છે એની પત્ની પૃથ્વી બધા ગુણોનો સમૂહ ધરાવતી, રૂપના ભંડાર જેવી છે તેના પુત્ર, વિદ્યાના તેજથી ઝળકતા એવા ગૌતમ અગ્યત જાણીતા છે

## ઢાલ બીજી

ચઉવિહ—ચતુર્વિધ, દેવનિકાય—દેવોનો સમુદાય, ભુવનપતિ, વ્યંતર જ્યોતિષી અને વૈમાનિક એ ચાર પ્રકારના દેવોનો સમુદાય સમવ-સરણ—તીર્થંકરની પધરામણી વખતે પરિષદરૂપે એકત્ર થયેલો સમુદાય, જુત્તો—યુક્ત, તતખિણ—તતક્ષણ, વિરચે—રચે છે, વખાણ—વ્યાખ્યાન, શિરોવરિ—માથા ઉપર, ગયણ—ગગન, આકાશ, તરંડક—વહાણ, વિમાણે—વિમાનથી, પેખવિ—જોઈ

ભાવાર્થ—છેલ્લા કેવળજ્ઞાની તીર્થંકર શ્રી મહાવીર સ્વામીએ ચાર પ્રકારના દેવોની સાથે સમવસરણમાં ચતુર્વિધ સંઘમા પ્રવેશ કર્યો. દેવોએ ત્યા સમવસરણની રચના કરી તે જોઈ મિથ્યદૃષ્ટિવાળા રોષ કરવા લાગ્યા ત્રણે ભુવનના ગુરુ સમાન શ્રી મહાવીર સ્વામી જ્યારે એ સમવસરણમા સિંહાસન પર બેઠા ત્યારે તે જ ક્ષણે મોહ જાણે અદૃશ્ય થઈ ગયો અને દિવસ ઊગતા ચોર લોકો આમતેમ નાસી જાય તેમ તેઓ ચાલ્યા ગયા. શ્રી મહાવીર પ્રભુ પધાર્યા એ વખતે આકાશમાં દેવદુંદુભિ વાગ્યા, દેવોએ ત્યા ફૂલની વૃષ્ટિ કરી અને ચામર છત્ર શોભવા લાગ્યા જિનેશ્વર ભગવાનના રૂપ પ્રત્યે જાણે આખુ જગત મોહ્યુ હતુ એ સમયે પ્રભુએ જે વ્યાખ્યાન આપ્યું તે જોજન સુધી સંભળાતુ હતુ અને સૌને શાંતિ પમાડનારી

એમની ઉપશમ રસથી ભરેલી વાણીની અમીવર્ષા ચારે બાજુ થવા લાગી હતી જિનેશ્વર ભગવાનની આ વાણી સાંભળવા માટે દેવો, મનુષ્યો, કિન્નરો અને રાજાઓ આવવા લાગ્યા એમનું તેજ ઝળકતું હતુ અને એમના વિમાનના આગમનથી આકાશ રણકવા લાગ્યુ હતુ એ જોઈને ઇન્દ્રભૂતિ મનમાં વિચાર કરવા લાગ્યો કે આ દેવતાઓ જે આકાશમાંથી આવી રહ્યા છે તે મારા યજ્ઞમાં આવી રહ્યા છે, પરંતુ તીર કે વહાણની જેમ વેગથી વહેતા તેઓ સમવસરણમા પહોચ્યા આથી ગૌતમ અભિમાનથી બોલવા લાગ્યા અને ક્રોધથી તેમનુ શરીર ધ્રુજવા લાગ્યુ. તેઓ બોલ્યા કે મૂર્ખ અને અજ્ઞાન લોકો અજાણતા બોલે તો તે હજુ સમજી શકાય, પરતુ દેવો જે જાણકારો છે તેઓ આમ કેમ ડોલી ગયા? કોઈ જાણકાર મારી આગળ આમ બોલી જ કેમ શકે? અને મેરુ જેવી એમને (મહાવીર સ્વામીને) ઉપમા જ કેમ આપી શકાય?

## વસ્તુ છંદ

નાણુ-જ્ઞાન, સુરમહિય-દેવથી પૂજાયેલા, પત્ત-પ્રાપ્ત, પામ્યા; નાહ-નાથ, તિહિ-ત્યા દેવેહિ-દેવોથી, નિમ્મવિય-નિર્મિત, બનાવેલુ, ઉજ્જોય કરે-પ્રકાશિત કરે છે

જ્ઞાનસપન્ન, દેવોથી પૂજાયેલા, સસારમાથી તારનાર નાથ એવા શ્રીવીર જિનેશ્વર ભગવાન પાવાપુરીમા પધાર્યા તે વખતે દેવોએ ત્યા ઘણુ સુખ આપનાર એવા સમવસરણની રચના કરી જિનેશ્વર ભગવાન, સૂર્યની જેમ, જગતને પ્રકાશિત કરે છે સિંહાસને સ્વામી રહ્યા અને ત્યા જયજયકાર થયો

## ઢાલ ત્રીજી

ભૂદેવ-બ્રાહ્મણ, વિબુધ વધૂ-દેવોની પત્નીઓ, પ્રતિહારજ-પ્રતિહાર્ય, નિવજિંત-છોડીને, સુરરભ-દેવાગનાઓ, કોસીસ (કપિશીર્ષ)-કાગરા, નામેણુ-નામથી, સહસકિરણુ-સૂર્ય, વેદપએણુ-વેદના પદોથી, દૂરે-દૂર

કરે; સવે-સર્વે, ભગતે-ભક્તિથી, સીસ-શિષ્ય, પચસયાસુ-પાંચસો સાથે, અગનિભૂઈ-અગ્નિભૂતિ, ગણુહર-ગણધર, રયણ-રત્ન; અગિયાર ગણધર રત્નો તે ઈન્દ્રભૂતિ, અગ્નિભૂતિ, વાયુભૂતિ, વ્યક્ત, સુધર્મા, મડિત, મૌર્યપુત્ર, અકપિત, અચલભ્રાતા, મેતાર્ય અને પ્રભાસ, જગ-સયલ-સકળ જગતમાં

**ભાવાર્થ**—ત્યાર પછી ઈન્દ્રભૂતિ બ્રાહ્મણ ઘણા અભિમાનથી ગર્જના કરતા, હુકારો કરતો જિનેશ્વર કોણ છે એ જોવા સમવસરણ તરફ આવવા લાગ્યા પ્રથમ તો એણે જોજનભૂમિ સુધીનું સમવસરણ જોયુ દશે દિશામાથી એણે સમવસરણ તરફ દેવોને અને દેવોની પત્ની-ઓને આવતાં જોઈ એણે મણિમય તોરણ, છડ, ધજા અને ગઢના નવા નવા કાગરા વગેરે નિહાળ્યા સમવસરણમા બેઠેલા પ્રાણીઓ એક બીજા પ્રત્યેનુ નૈસર્ગિક વેર ભુલીને બેઠા હતાં એ સમયે દેવોએ રચેલ અનેક પ્રાતિહર્ય પણ દેખાતા હતા સમવસરણ વખતે જે આઠ પ્રાતિહાર્ય જિનેશ્વર ભગવાન માટે રચાય છે તે આ પ્રમાણે છે —
(૧) અશોક વૃક્ષ (૨) દેવોની પુષ્પ વૃષ્ટિ (૩) દિવ્ય ધ્વનિ (૪) ચામર
(૫) આસન (૬) ભામણ્ડલ (૭) દુદુભિ (૮) આતપત્ર

अशोकवृक्षं सुरपुष्पवृष्टि दिव्यध्वनिश्चामरमासनं च ।
भामण्डल दूंदुभिरातपत्रं सत् प्रातिहार्याणि जिनेश्वराणां ॥

ઈન્દ્રભૂતિ જ્યારે સમવસરણમાં આવે છે ત્યારે વિચાર કરે છે કે અહીં તો દેવો, મનુષ્યો, કિન્નરો, શ્રેષ્ઠ અસુરો, ઈન્દ્ર, ઈન્દ્રાણી, રાજાઓ વગેરે પ્રભુના ચરણની સેવા કરે છે એણે વીર જિનેશ્વરનું સૂર્ય જેવુ તેજસ્વી સ્વરૂપ જોયુ અને મનમાં વિચાર કરવા લાગ્યો કે ખરેખર આ બધુ અસભવિત શુ સંભવિત જણાય છે ? કે પછી ઈન્દ્રજાળની આ રચના છે ? મને તો આ શુ છે તે સમજાતુ નથી, તે વખતે ત્રિભુવન ગુરુ શ્રી મહાવીર સ્વામીએ ઈન્દ્રભૂતિને એનુ નામ દઈને બોલાવ્યો એ પછી ઈન્દ્રભૂતિએ પોતાના મનમા જે કઈ શકાઓ હતી તે પૂછી. ઈન્દ્રભૂતિ એ બ્રાહ્મણ હતો અને વેદનો જાણકાર હતો

એટલે પ્રભુએ વેદના પદો વડે એની શંકા દૂર કરી એથી ઈન્દ્રભૂતિ પ્રભાવિત થયો પોતાનું માન મૂકી, અભિમાન મૂકી પ્રભુના ચરણમાં એણે ભક્તિથી પોતાનું માથું નમાવ્યું એણે પોતાના પાંચસો શિષ્યો સાથે પ્રભુ પાસે વ્રત લીધું અને તેમાં પોતે પહેલો શિષ્ય ગૌતમ બન્યો પોતાના ભાઈ ઈન્દ્રભૂતિએ મહાવીર સ્વામી પાસે વ્રત લઈ સંયમ ધારણ કર્યો છે એવી વાત સાંભળીને અગ્નિભૂતિ પણ ત્યાં આવ્યો પ્રભુએ અગ્નિભૂતિને પણ એનું નામ દઈ બોલાવી એને આશ્ચર્યચકિત કર્યો અને એને પણ ઉપદેશ આપ્યો આમ અનુક્રમે વીર પ્રભુએ અગિયાર ગણધરો સ્થાપ્યા અને સંયમ સાથેના બાર વ્રતનો લોકોને ઉપદેશ આપવા લાગ્યા પછી એ રીતે તપશ્ચર્યા કરતા ગૌતમ સ્વામી પોતે વિહાર કરવા લાગ્યા અને સકળ જગતમાં સંયમ ધર્મનો જય જયકાર કરવા લાગ્યા

## વસ્તુ છંદ

પહોતો-પહોચ્યો, સંસા-સંશય, ચરમનાહ-છેલ્લા પ્રભુ મહાવીર સ્વામી, ફેડ-દૂર કરે, ભવહ-ભવથી, વિરત્ત વિરક્ત, બોધિ બીજ-સમ્યક્ત્વનું બીજ, સિક્ખા-શિક્ષા ઉપદેશ, ગણહરપય-ગણધરપદ, સંપત્ત -પામ્યા

ઈન્દ્રભૂતિ અભિમાન પૂર્વક હુંકારો કરી, ક્રોધથી કંપતો સમવસરણમાં તુરત આવી પહોચ્યો ત્યાં મહાવીર સ્વામી, છેલ્લા તીર્થંકર એના મનના બધા સંશય દૂર કરવા લાગ્યા અને એથી એના મનમાં સમ્યક્ત્વનું શુદ્ધ બીજ જન્મવા લાગ્યું ગૌતમ સ્વામી એ રીતે ભવથી વિરક્ત બન્યા તેમણે દીક્ષા લીધી અને પ્રભુ પાસે ઉપદેશ ગ્રહણ કરી તેઓ ગણધરપદ પામ્યા

## ઢાલ ચોથી

સુવિહાણુ-સુપ્રભાત, પચેલિમ-પરિપક્વ, બગબગ પુષ્ટ થયેલું; અમિય સંગ-અમૃતનું સરોવર, નિયનયણે-પોતાની આંખે, ભવિયજણું

ભાવિકજનો; પડિબોહ—પ્રતિબોધ; મેજર—માં, સસા—સંશય; મુનિપવર—મુનિપ્રવર, શ્રેષ્ઠ મુનિ, સંદિશ—દેશના, દિકખ—દીક્ષા

ભાવાર્થ—આજનો દિવસ સારો ઊગ્યો છે; આજ પુણ્ય પ્રાપ્ત કરી લો. આજે અમૃતના સરોવર સમાન શ્રી ગૌતમ સ્વામીને જોવા મળ્યા.

શ્રી ગૌતમ સ્વામી ગણધર પોતાના પાંચસો મુનિઓ સાથે સ્થળે સ્થળે વિહાર કરવા લાગ્યા અને ભાવિક જનોને ઉપદેશ આપવા લાગ્યા. સમવસરણમાં બીજાઓને જે કંઈ શંકા થાય તે પોતે અવધિજ્ઞાનથી જાણી લઈને બીજા ઉપર ઉપકાર કરવાને તે શંકા તેઓ મહાવીર સ્વામીને પૂછતા. આથી બીજા મુનિઓનો સંશય ગૌતમ સ્વામી અને મહાવીર સ્વામીના પ્રશ્નોત્તરથી ટળી જતો. ગૌતમ સ્વામી જ્યાં જ્યાં જેને જેને દીક્ષા આપતા તેને તેને કેવળ જ્ઞાન ઉત્પન્ન થતું. પોતાની પાસે તો કંઈ નહોતું, છતાં આ રીતે ગૌતમ સ્વામી બીજાઓને જ્ઞાન આપતા હતા. ગૌતમ સ્વામીને પોતાના ગુરુ ઉપર ભક્તિ થઈ હતી, અનુરાગ થયો હતો. તેઓ મહાવીર સ્વામી પ્રત્યે રાગ ધરાવતા હતા તેથી તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થતું નહોતું. જે મુનિ અષ્ટાપદ પર્વત પર ચઢી ચોવીસે જિનેશ્વરોની પ્રતિમાને વંદન કરે તો તે પોતાની આત્મલબ્ધિના બળે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે જાય એટલે કે એ તેના છેલ્લા ભવમાં તેને છેલ્લો જ વાર દેહ ધારણ કરવાનો રહે. પ્રભુની આવી દેશના સાંભળીને ગૌતમ મુનિ અષ્ટાપદ તીર્થ તરફ ગયા. ત્યાં આગળ પંદરસો તાપસોએ એમને આવતા જોયા. તેઓ વિચાર કરવા લાગ્યા કે અમે ઉગ્ર તપ વર્ષો સુધી કરીને અમારા શરીરને ક્ષીણ કરી નાખ્યા છે છતાં અમારામાં એ શક્તિ નથી ઉપર તો આ તો ભારે શરીરવાળા, હાથીની જેમ ચાલતા જણાય છે તેઓ અષ્ટાપદ ઉપર કેમ કરીને ચઢશે? છતાં પોતે ઉપર ચઢી જશે એવું મોટું અભિમાન ધરાવનાર એ લાગે છે એમ તાપસો વિચાર કરવા લાગ્યા પણ એટલામાં તો ગૌતમમુનિ આવ્યા અને સૂર્યના કિરણોનો ટેકો લઈ તેઓ અષ્ટાપદ પર્વત ઉપર ચઢી

ગયા ત્યાં તેમણે ભરત મહારાજે રચેલી સુવર્ણ અને રત્નની જિનેશ્વર ભગવાનની પ્રતિમાઓ જોઈ અત્યંત આનંદ થયો, પોતપોતાની કાયાના માપ પ્રમાણે રચેલી ચોવીસે તીર્થંકરોની પ્રતિમાને ચાર દિશામાં સ્થાપવામા આવી હતી તેને પ્રણામ કરી ગૌતમ સ્વામી ઘણો આનંદોલ્લાસ અનુભવવા લાગ્યા અને તેઓ ત્યા રહેવા લાગ્યા ત્યા આગળ એમણે, વજ્ર સ્વામીનો જીવ, જે તે સમયે તિર્યંક્જાતક દેવ હતો તેને પ્રતિબોધ આપવા માટે શાસ્ત્રમાથી પુંડરીક કંડરીકનુ પ્રકરણ ભણાવ્યું. અષ્ટાપદ તીર્થ પરથી પાછા ફરતા ગૌતમ સ્વામીએ બધા તાપસોને પ્રતિબોધ કર્યો એથી બધા તેમને અનુસરવા લાગ્યા, જાણે કે તેઓ એ બધા તાપસોના જુથના અધિપતિ ન હોય! ગૌતમ સ્વામીએ ખીર, ખાંડ અને ઘી આણીને એમા પોતાનો અમૃત ઝરતો અંગૂઠો રાખી એક જ પાત્રમાથી બધા તાપસોને પારણું કરાવ્યુ, કારણ કે અમી ઝરતા અંગૂઠાથી એમનુ પાત્ર અક્ષયપાત્ર બની ગયું હતું બધા તાપસોને આ રીતે ખીર મળી એ નિમિત્તે તાપસોના મનમા શુભભાવ ઉત્પન્ન થયો આ રીતે પાચસોને તો ત્યાને ત્યા જ સાચા ગુરુ તરીકે ગૌતમ સ્વામીનો ભેટો થયો ગૌતમ સ્વામીએ તેમને પારણુ કરવા નિમિત્તે જે કવલ એટલે કોળિયો આપ્યો તે તાપસોને માટે કેવળજ્ઞાન-રૂપી કોળિયો બની ગયો બીજા પાંચસો તાપસોને જિનેશ્વર ભગવાનની મેઘની જેમ ગાજતી અમૃત જેવી વાણી સાંભળીને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ.

## વસ્તુ ૭૯

આમ અનુક્રમે જ્ઞાન સંપન્ન એવા, પંદરસો શિષ્યોથી વીટળાયેલા, જેમના પાપ દૂર થયા છે તેવા ગૌતમ સ્વામી જિનેશ્વર ભગવાનને વંદન કરે છે જગગુરુના વચન જાણી પોતાની જાતને નિંદતા જાણી શ્રી મહાવીર સ્વામીએ કહ્યુ "હે ગૌતમ! ખેદ ન કર. કારણ કે છેવટે તો આપણે બંને સરખા જ થવાના છીએ"

## ઢાલ પાંચમી

કણયપઉમેસુ–સુવર્ણ કમળમા, ઉમાહિઓ—આનંદમાં આવ્યો, સંવસિય–રહીને.

**ભાવાર્થ**—આમ પૂનમના ચદ્રની જેમ શોભતા મહાવીર સ્વામી બહોતેર વર્ષ સુધીના પોતાના આયુષ્ય દરમિયાન ભારત વર્ષમા વિહાર કર્યો પોતાના સઘની સાથે સુવર્ણના પદ્મમા પોતાના ચરણકમળ રાખતા એવા તેઓ પાવાપુરી નગરીમા આવી પહોચ્યા એમણે જ્યારે જોયું કે ગૌતમ સ્વામી દેવ શર્માને પ્રતિબોધ કરે છે ત્યારે મહાવીર સ્વામી પરમપદે એટલે કે મોક્ષે સિધાવ્યા એ વખતે દેવને પ્રતિબોધ આપી પાછા ફરતા ગૌતમ સ્વામીએ આ જાણ્યુ એથી એમના મનમા વિષાદ ઉત્પન્ન થયો એમને લાગ્યુ કે પોતાનો અત સમય પાસે આવેલો જાણી પ્રભુએ મને જાણી જોઈને પોતાની પાસે ન રાખ્યો ખરેખર ત્રિભુવનના એ નાથ જાણતા હોવા છતા લોક વ્યવહાર બરાબર ન પાળ્યો, ગૌતમ સ્વામી ખિન્ન થઈને કહે છે, "મારું બહુ ભલુ કર્યું પ્રભુ ! તમારા મનમા એમ કે હુ કેવળજ્ઞાન પામીશ અથવા તમે મનમા વિચાર્યું હશે કે હુ બાળકની જેમ તમારી પાછળ ચાલવાની હઠ લઈશ માટે તમે મને આવી રીતે ભક્તિમા ભોળવ્યો ને ? આપણો જે એકધારો સ્નેહ હતો તે પણ હે નાથ ! તમે સાચવ્યો નહિ ? આમ શરૂઆતમા ગૌતમ સ્વામીને આવા આવા વિચારો આવે છે પરતુ પછી એમને સમજાય છે કે મહાવીર સ્વામી સાચા વિતરાગ હતા અને માટે જ એમણે સ્નેહનુ લાલન પાલન ન કર્યું. આ પ્રમાણે વિચાર કરી તે સમયે ગૌતમ સ્વામીનુ ચિત્ત જે રાગવાળું હતુ તે વૈરાગ્ય તરફ વળ્યુ આથી આટલા વખત સુધી જે કેવળજ્ઞાન તેમની પાસે ઉલટ ભેર આવતુ હતુ, પરતુ તેમના મહાવીર સ્વામી પ્રત્યેના રાગને લીધે અટકી જતુ હતુ તે કેવળજ્ઞાન એમને ઉત્પન્ન થયુ એમના આ કેવળજ્ઞાન પ્રાપ્તિના પ્રસગના મહિમાનો જયજયકાર દેવો ત્રણે ભુવનમાં કરે છે. ગૌતમ સ્વામી ગણધર વ્યાખ્યાન આપે છે કે જેથી ભાવિકજનો ભવ તરી જાય

## વસ્તુછંદ

પ્રથમ ગુણધર ભગવાન પચાસ વર્ષ ગૃહસ્થાશ્રમમાં રહીને, ત્રીસ વર્ષ સંયમને શોભાવીને બાર વર્ષ શ્રી કેવળીપર્યાયમાં રહ્યા ત્રણે ભુવનના લોકોથી વંદાયેલા, રાજગૃહ નગરીમાં રહેલા, બાણુ વર્ષના આયુષ્યવાળા, ગુણના ભંડાર જેવા શ્રી ગૌતમસ્વામી મોક્ષે જશે

## ઢાલ છઠ્ઠી

સહકાર–આંબો, પરિમલ–સુગંધ, કણયાચલ–કનકાચલ–સોનાનો પર્વત, ગોતમ–ગૌતમ, નિવએ–વસે છે, મહુયર–ભમરાઓ, રાજીવ–કમળ, રયણાયર–રત્નાકર, રયણ–રત્ન, અંબર–આકાશ, નિશિ–રાત્રિ, શશિહર–ચન્દ્ર, સુરતરુ–કલ્પતરૂ, સહસકર–સૂર્ય, પૂરવ–પૂર્વ; દિસિ–દિશામાં, પંચાનન–સિંહ, મયગલ–હાથી, ભુયબલ–ભુજબલ, સામોય–સ્વામી, થુણીજે–સ્તુતિ કરીએ, સમગ્ગહ–સમગ્ર, બધા, સય–સો, સીઝે–સિદ્ધ થાય, ગણહર–ગણધર, લબ્ભે–પામે, સાસય–શાશ્વત, ચઉવિહ સંઘ–ચતુર્વિધ સંઘ, એટલે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, તતખણ–તત્ક્ષણ, કામગવી–કામધેનુ, પ્રણવ–ૐ, પણવક્ખર–ૐનો અક્ષર, માયાબીજ–હ્રીં, ધુરિ–શરૂઆતમાં, શ્રીમતિ–લક્ષ્મી

આ ઢાલમાં કવિ ગૌતમ સ્વામીની સિદ્ધિને અવનવી ઉપમાઓ આપી વર્ણવે છે અને એ સિદ્ધિનો મહિમા બતાવે છે કવિ કહે છે કે જેમ આંબાડાળે કોયલ ટહુકે, જેમ ફૂલોના વનમાં સુગંધ મહેકતી હોય છે, જેમ ગંગાજળમાં લહરીઓ ઊઠતી હોય છે, જેમ કનકાચલ તેજથી ઝળકતો હોય છે તેવી રીતે ગૌતમ સ્વામીનો સૌભાગ્યનિધિ ગાજે છે જેમ માનસરોવરમાં હંસો રહે છે, જેમ દેવોને માથે સુવર્ણના મુગટ શોભે છે, જેમ કમલના વનમાં ભમરાઓ શોભે છે, જેમ રત્નાકર રત્નોથી વિલસે છે, જેમ આકાશ તારાઓથી વિકસે છે તેમ ગૌતમના ગુણો વિકાસ પામે છે જેમ પૂનમની રાતે ચન્દ્ર શોભે છે, જેમ કલ્પવૃક્ષનો મહિમા જગતમાં જાણીતો છે, જેમ પૂર્વ દિશામાં

સૂર્ય પ્રકાશે છે, જેમ પર્વત પર સિંહ ગર્જના કરે છે, જેમ શ્રેષ્ઠ પુરુષોને ઘરે હાથી શોભે છે તેમ જિનશાસનમાં આ શ્રેષ્ઠ મુનિ શોભે છે

જેમ કલ્પવૃક્ષની શાખાઓ શોભે છે, જેમ ઉત્તમ માણસોના મુખમા ભાષા મધુરી લાગે છે, જેમ વનમાં કેતકી પોતાનો મઘમઘાટ ફેલાવે છે, જેમ રાજાનુ ભુજબળ ચમકે છે, જેમ જિનમદિરમા ઘંટનો અવાજ રણકે છે, તેમ ગૌતમસ્વામીની લબ્ધિની કીર્તિ ચારે બાજુ પ્રસરેલી છે જેના હાથમાં ચિતામણિ મળ્યો હોય તેમ, જેમ કલ્પ વૃક્ષ મનની કામનાઓ પૂર્ણ કરે છે, જેમ કામકુભ આખો વશ થયો હોય તેમ, મનની ઇચ્છા બધી પરિપૂર્ણ થતી હોય, અષ્ટ મહાસિદ્ધિ બધી દોડતી આવીને મળતી હોય તેમ–આ બધાને માટે ગૌતમ સ્વામીને અનુસરો

પ્રણુવ અક્ષર એટલે કે ૐ પહેલાં ભણુવો પછી માયાબીજ એટલે હ્રીં સાંભળવો, શ્રીમતિ એટલે શ્રીની શોભા થાય છે દેવોમા પહેલાં અરિહંત પ્રભુને નમવુ અને પછી વિનયમા પ્રભુત્વ ધરાવનાર ઉપાધ્યાયની સ્તુતિ કરવી આ મત્ર પ્રમાણે ગૌતમ સ્વામીને વદન કરવા. ગૌતમ સ્વામીની સ્તુતિ કરવાનો મત્ર આ પ્રમાણે છે—

ॐ ह्रीं श्री अरिहत उवज्जाय गौतमाय नम ।

કવિએ આ મત્ર આ કડીમા ગોઠવી દીધો છે અને દરેક લીટીમાં એનો ક્રમ બતાવ્યો છે

કેટલાક માણસોને ગામેગામ વગીને કઈ કઈ કાર્યો કરવા પડે છે, દેશાંતરમા ભમવુ પડે છે. પ તુ સવારના પહોરમા ઊઠીને જે માણુસ ગૌતમ સ્વામીનુ સ્મ ણ કરે છે તેના સર્વ કાર્યો તત્ક્ષણુ સિદ્ધ થાય છે અને તેને ઘરે સમૃદ્ધિના ભડાર ભરાય છે સવત ૧૪૧૨ના વરસે, ગૌતમ સ્વામી ગણુધરના કેવળજ્ઞાન પ્રાપ્તિના દિવસે આ મોટો ઉપકાર થયો છે એ દિવસે આ મગળ ભણીને, પર્વનો ઉત્સવ કરીને ઋદ્ધિ, વૃદ્ધિ અને કલ્યાણુની પ્રાપ્તિ કરો

ધન્ય એ માતાને જેણે ગૌતમ સ્વામીને જન્મ આપ્યો, ધન્ય એ પિતાને જેના કુળમાં એ અવતર્યા અને ધન્ય એ સદ્‌ગુરુને જેમની પાસે એમણે દીક્ષા લીધી એવા વિનયવંત વિદ્યાના ભંડાર જેવા, જેમના ગુણોનો પાર કોઈ ન પામી શકે એવા ગુરુ શ્રી ગૌતમસ્વામીને વંદન કરીએ

ગૌતમસ્વામીનો આ રાસ જે કોઇ ભણશે, સાંભળશે, તેને શાશ્વત સુખની પ્રાપ્તિ થશે માટે આ રાસ ભણીને ચતુર્વિધ સંઘને રળિયાત કરો અને ઋદ્ધિ, વૃદ્ધિ અને કલ્યાણની પ્રાપ્તિ કરો

## ૨. જયસાગર ઉપાધ્યાય

### શ્રી ઋષભજિન સ્તવન (પૃ ૧૬)

સુવિહાણઉ—સુપ્રભાતમાં, જઈ-જે, જ્યારે, રિસહજિણેસ-ઋષભ જિનેશ્વર, ઉલ્હસઈ-ઉલ્લસે, આનંદ પામે, ભલઈ-ભલો, સુંદર, દિણેસ-સૂર્ય, હિયડઈ-હૈયામાં, માયતાય-માતાપિતા, અવરુ-બીજો, મહ-મારો; મુક્તિસિદ્ધિ-મુક્તિને, સય-જ્ઞાન, મો

કવિ આ સ્તવનમાં કહે છે કે આજ મેં વહેલી પરોઢમાં શ્રી ઋષભ જિનેશ્વરને જ્યારે જોયા ત્યારે જેમ સૂર્યના ઉદયથી કમળને આનંદ થાય તેમ મારા નયનકમળને આનંદ થયો મારાં રોમેરોમ ઉલ્લાસ અનુભવવા લાગ્યા હૈયામાં અપાર આનંદ થવા લાગ્યો. આદિ જિનેશ્વરને જોઇ જાણે હું નયનથી અમૃતરસ ઝીલવા લાગ્યો. પ્રભુના દર્શનથી હું દીનતા અને શરણાગતિનો ભાવ અનુભવવા લાગ્યો. મેં કહ્યુંઃ હે પ્રભુ! તમે મારા માતાપિતા છો, તમે જ મારા આધાર છો, આ સંસારમાં મારે તમારા સિવાય બીજું કોઈ નથી

છેલ્લી કડીમાં કવિ કહે છે, "શ્રી જયસાગર ઉપાધ્યાયે આ પદની રચના કરી છે મધુર વાણીથી જે કોઈ યોગ્ય અવસરે એ ગાને એ ઘણું સુખ પામશે" કવિએ આ અર્થની કડી દરેક તીર્થંકરના સ્તવનને અંતે આપી છે

## શ્રી શાંતિનાથ સ્તવન (પૃ. ૧૬)

સતિ-શાતિ, દુહ-દુખ, જિણેસર-જિનેશ્વર, સતિકર-શાન્તિકર, શાંતિ આપનાર, ભાવિહિ-ભાવથી, સુહ-સુખ, નઠ્ઠ-નષ્ટ, સિરિ-શ્રી; વયણુ-વચન, મારી-મરકી, ટલી-ચાલી ગઈ,

આ સ્તવનમાં કવિ કહે છે કે શ્રી શાતિનાથ ભગવાન ખરેખર શાતિ આપનાર છે, ભવદુ ખમાથી પાર ઉતારનાર છે માટે તમે તેમની સારી ભક્તિથી અને ભાવથી સેવા કરો બીજી અને ત્રીજી કડીના કેટલાક શબ્દો ખડિત હોવાથી તેનો શબ્દાર્થ અસ્પષ્ટ છે, પરંતુ તેનો ભાવાર્થ એ છે કે મરકીના રોગને શાત કરનાર એવા શ્રી શાતિનાથ પ્રભુની સેવાથી દુ ખ નષ્ટ થાય છે અને સુખની પ્રાપ્તિ થાય છે એવા પ્રભુની વાણીરૂપી અમૃતની વર્ષાથી દુ ખરૂપી દાવાનળ હોલવાઈ જાય છે અને સુખરૂપી વેલી પ્રાપ્ત થાય છે

## શ્રી નેમિનાથ સ્તવન (પૃ. ૧૭)

રયણુ-રત્ન, મયણુ-મદન, કામદેવ, ભવતીર-મોક્ષ, મરગય-મરકત મણિ,

કામદેવની વિડબના કરનાર, ગિરનાર પર્વત પર મોક્ષ-સુખ પામનાર એવા શ્રી નેમિનાથ જિનેશ્વરને હું વદન કરુ છુ ગિરનાર તીર્થોમાં એક વિશિષ્ટ તીર્થ છે, જે પર્વત પર શ્રી નેમિકુમાર મરકતના રત્ન સમાન શોભે છે નેમિનાથના દર્શનથી સદ્કાર્યોનો ભંડાર ભરાય છે, અને હૃદયનુ દારિદ્રય અને ચિત્તના વિકાર શમી જાય છે

## શ્રીપાર્શ્વનાથ જિન સ્તવન (પૃ. ૧૭)

પાસ-પાશ, જાળ, નમિવિ-નમીને, પુરિ-નગરમા, નિન્જણિય હણી નાખને.

આપ એક જ આશારૂપી જહ સમાન છો, માટે હે પાર્શ્વપ્રભુ મારી આશા પૂરી કરો તમારા ચરણકમળના નમસ્કારથી ભવ્ય જનોના ભવરૂપી દુ ખની જાળ તૂટી જાય છે ઉનાવવા અને થંભણ

(સ્તંભન પાર્શ્વનાથ, ખંભાત) નગરીના પાર્શ્વનાથ ભગવાન જયવંત છે એમના દર્શન કરી એમને ભેટવાની મારી ઈચ્છા છે કે જેથી મારા ભવરૂપી આ ભયનો અંત આવે આઠ કર્મને જેમણે ખપાવી દીધા છે અને મોક્ષસિદ્ધિનું જેમણે સુખ મેળવ્યું છે એવા પાર્શ્વનાથ પ્રભુનો જગતમાં જય થાવ અને મારા મનની આશા તેઓ પૂર્ણ કરો

## શ્રીવીર જિન સ્તવન (પૃ ૧૮)

જમ્મ-જન્મ, સફલ-સફળ, જીવિય-જીવન, મણોરહ-મનોરથ; અચ્ચ-પૂજતે, પમાય-પ્રમાદ, ઈત્થુ-આ, અહવા-અથવા, અન્ન-અન્ય, સિજ્ઝઈ-સિદ્ધ થાય, અહનાણુએ-એકાંતમાં, કજ્જ-કાર્ય

સફલ જન્મ, સફળ જીવન, સફલ મનોરથ હોય અને એકાંતમાં પ્રભુના ચરણની પૂજા કરી હોય તો કેમ કાર્ય સિદ્ધ ન થાય? મતલબ કે કાર્ય સિદ્ધ થાય જ આ પહેલી કડીની બીજી લીટીમાં છાપભૂલ છે એનો ઉપર પ્રમાણે અર્થ બેસાડ્યો છે મૂળ સ્તવનમાં કદાચ સાચા ફેર હોય તો બીજો અર્થ પણ સંભવિત થાય બીજી કડીમાં કવિ કહે છે કે રાગદ્વેષથી વશ થઈ, મન વચન કે કાયાથી જો કંઈ પણ પ્રમાદ મે કર્યો હોય તો તે માટે હું સ્તના માગી શ્રીવીર જિનેશ્વરના ચરણમાં માથું નમાવું છું આ ભવમાં અથવા અન્ય ભવમાં હું તમારી સેવા કરું એ માટે હે પ્રભુ! તમે મારા પર કૃપા કરો.

## ૨ શ્રીલાવણ્યસમય

## શ્રીનેમનાથ સ્તવન (પૃ. ૨૨)

પાયક-પાયદળ, સોવન-સોનાના, પઈઠ્ઠિ-પહોંચું, થાકલ-થાક ઉતારવાની બારી-જોવા માટે બેસવાની પગથિયાવાળી રચના.

આ સ્તવનમાં કવિએ રાજુલની નેમિનાથ પ્રત્યેની ઉક્તિ રજૂ કરી છે રાજુલ કહે છે, 'હે નાથ' હું તમારી નવ ભવની સ્ત્રી છું. મને તમે તોરણે આવેલા પાછા કેમ ચાલ્યા જાઓ છો? સખ્યા ..., તથી વાણી તમારી જાન જોતા અપાર આનંદ થાય છે

તમારે કાને સોનાના કુડલ છે અને કઠમાં નવસેરનો હાર છે. શ્રેષ્ઠ હાથી પર બેઠેલા તમે સર્વ શણગાર સાથે શોભી રહ્યા છો મોટો મડપ તૈયાર કરાવ્યો છે નવી માચી કરાવેલી છે સ્થળે સ્થળે શોભતી તમારી જાન ખરેખર જોવા જેવી છે

બલભદ્ર અને કૃષ્ણ તથા મોટા રાજાઓ તમને માને છે અને બધા દેવો તમારા અવર્ણનીય સ્વરૂપની સેવા કરે છે સાસરુ સ્વાભાવિક રીતે મનને ગમે એવુ છે અને પિયર પણ પનોતુ છે જો પ્રિયતમ યૌવનમા ચાલ્યા જાય તો હુ શુ કરુ ? કર્મની ગતિને કોઈ પહોચી શકતુ નથી'

સ્વામી ( નેમિનાથે ) એ સારથિને પૂછ્યુ કે 'આ બંને વાડમા શુ ભર્યું છે ?' સારથિએ કહ્યુ કે 'એમા પશુઓ તમારા સત્કારમાં ભોજન માટે રાખવામા આવ્યા છે' એ વખતે હરણી હરણને કહે છે, 'તેં પોકાર ક્યા કર્યો ? જો નેમિકુમાર આવ્યા' એ પ્રમાણે સાબર સાબરીને અને ગોઝ રોઝડીને કહે છે પછી નેમિનાથ ભગવાન સારથિને કહી પશુઓને છોડાવી મૂકે છે તેઓ લગ્ન કર્યા વિના તોરણેથી પાછા ફરે છે અને સયમ ધારણ કરે છે તેમણે દીક્ષા લેતી વખતે વરસીદાન કેટલું બધુ આપ્યુ કે જેથી આખી પૃથ્વી ભરાઈ ગઈ ચારિત્ર્ય લઈ ગિરનાર પર તેઓ ગયા રાજુલ કહે છે કે 'હે નાથ! તમે કારણ વગર મારા પર આટલો બધો રોપ શાને કર્યો ? ગિરનાર પર વીજળી, ગર્જના ને વૃષ્ટિ થઈ સહસાવનમા સરોવર ભરાયુ, પણ તમારી સ્રી તો તરસી જ રહી એણે સસારનુ કઈ સુખ જોયું નહિ મારી સાથે આપે ભોગ ભોગવ્યા નહિ આપે પહેલા મને હૃદયમાં સ્થાપી અને પછી મને જીવનભરને માટે ઉવેખી માટે જરૂર પૂર્વભવમા મેં કઈક પાપ કર્યાં હશે! આકાશમા વાદળાનો ગર્જના થાય છે અને વૃષ્ટિ થાય છે અને મારી વિરહની વેદના વધતી ગઈ છે તમને રોકવા માટે માતાએ અને આમાએ પ્રયત્ન કર્યા છતાં તમે રાખવા છતા રહેતા નથી બીજા

કેટકેટલા રાજાઓએ તમને પાછા જતા અટકાવ્યા, બલભદ્ર તો તમને બાથ ભીડીને અટકાવવા લાગ્યા, પણ તમે માન્યા નહિ

કવિ કહે છે કે પ્રભુએ ગિરનાર પર સહસાવનમા પ્રવેશ કર્યો અને શુકલ ધ્યાન ઊપજતા તરત એમને પાચમુ જ્ઞાન કેવળજ્ઞાન, ત્રણે ભુવનની શોભા વધારતુ, ઉત્પન્ન થયુ. એ વખતે રૂપુ, સોનુ અને મણિ એ ત્રણના ત્રણ ગઢની રચના-એટલે કે સમવસરણની રચના થઈ, દેવો, અસુરો, માનવો ત્યા આનદથી ઊલટયા અને દુદુભિનો જય જયકાર થવા લાગ્યો શ્રીનેમિનાથ ભગવાન અને રાજુલ બનેનો મેળાપ મોક્ષ ધામમા થયો

આ સ્તવનમા કવિએ નેમિનાથની જાનનુ, એમને જોઈ ને માહો-માહે વાત કરતા પશુઓનુ, રાજુલની વિરહવેદનાનુ, નેમિનાથની દીક્ષાનુ, અને એમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ તેનુ મનોહર વર્ણન કર્યું છે

## શ્રી નેમિનાથ સ્તવન-બીજુ (પૃ. ૨૪)

વિછાહી-બિછાવી, વાલીઉ-વાળ્યો, વાલિભ-વલ્લભ, પતિ, દાદુરા, દેડકા, પાવસિ-વરસાદમા, સરગટો-લાજ કાઢવો, દેઉરીએ-દિયરે, નાહુ લીએ-નાથે, પીહર-પિયર, મુહસાલ-મોસાળ, જમલિ-યમલ, યુગ્મ, ઉજાલિ ગિરિ-ઉજ્જવલ ગિરિ-ગિરનાર

આ સ્તવનમા રાજુલ કહે છે, ' હે નાથ આજ હુ શુ કરુ ? મારુ હૃદય જાણે બળુ બળુ થાય છે હે કથ ! તમે પાછળની પ્રીત -આગલાભવની પ્રીતિ શુ ભૂલી ગયા ?

રાજુલ કહે છે કે નેમિનાથે જનમના અબોલા લીધા છે. બારણે આવીને એમણે રથ વાળી લીધો રાજુલના ચદનના ઓરડામા ફૂલ પાથર્યા છે અષાઢ મહિનો આવતા આકાશમા વીજળી ઝબૂકે છે, મેઘ ગર્જના કરે છે એ વખતે નગરમા પરદેશ ગયેલા બધા પથીઓ પાછા ફરી ગયા હોય છે, પણ નેમિનાથ હજુ આવ્યા નથી રાજુલ

એની વાટ જુએ છે હંસ વિના જેવી હંસલી લાગે, પાણી વિના જેમ કમલિની લાગે, ચદ્ર વિના જેવી ચાદની લાગે તેવી નેમિનાથ વિના રાજુલ લાગે છે

રાજુલ કહે છે કે હે મોર! તું મારા મદિરે આવીને શુ કામ ગાય છે? મારી તો બને આખો રડી રડીને લાલ થઈ ગઈ છે પેલો બપૈયો પણ જ્યારે અવાજ કરે છે ત્યારે પાપી લાગે છે, કારણ કે મને મારા પ્રિયતમનુ વિરહ દુ:ખ સાલે છે

આકાશમાથી ઝરમર ઝરમર વરસાદ વરસે છે દેડકા પાણીમા અવાજ કરે છે શ્રાવણ મહિનો આવે છે વરસાદનાં સરવડા લહેરાતા જાય છે ભાદરવા મહિનામા પણ રાજુલને તો એ જ વિરહ સતાવે છે આસો મહિનો આવે છે દિવાળીના પર્વના દિવસોમા સ્ત્રીઓ શણગાર સજે છે ઘરે ઘરે દીવાઓ થાય છે અને વાતાવરણ મગલ બને છે રાજુલના મનમા કઈ કઈ આકાક્ષાઓ જન્મે છે, પરણીને સાસરે જવા મળતુ નથી એથી સાસુ, સસરા અને, દિયર પોતાના નાથને આનદિત કરવાની આકાક્ષા અધૂરી જ રહે છે, એ કહે છે સાસરાએ મને લાજ કાઢેલી જોઈ નહિ સાસુએ મારો પુત્ર જોયો નહિ, દિયરે મારા હાથની રસોઈ ખાધી નહિ અને મારા નાથે મારી દેહાકૃતિ જોઈ નહિ.

રાજુલ ચદ્રને કહે છે કે તુ મારા નાથને સદેશા [illegible] કે ઘરે સ્ત્રી યૌવનમા આવેલી હોય ત્યારે તમે [illegible] વિનાવો? આકડો અને ધતૂરાના ફૂલ [illegible] એમને ગળે વિષની જ્વાળા [illegible] સર્પ છે, છતાં ઉત્તમ પુરુષ [illegible] તમે મને મૂકીને કેમ જાવો છો?

હે યાદવ નાથ, પેલો [illegible] તેનો લ્હાવો લેવો જોઈએ. [illegible]

ન લઈએ તો ક્યારે લઈએ? કેસૂડા દાડમ વગેરેને રાતા ફૂલ આવ્યાં હોય છે તો આપણે પણ આ અવસર કેમ જવા દેવો? આથમેલો સૂરજ પણ પાછો ઊગે છે, પણ ગયેલો પિયુ પાછો કેમ ન આવ્યો? પિયુ વિના પિયર અને સાસરુ બને સૂના લાગે છે મા વગરનુ મોસાળ સૂનુ લાગે છે કથ વિના જાત પર કલંક ચડે છે માટે હે રાજન્! તમારો રથ પાછો વાળો

હે નાથ! મારી સાથે રિસામણા ન કરો મારા કોડ પૂરા કરો આંબો અને નારગીની જોડીની જેમ આપણા બેની સરખી જોડી છે હુ ઉગ્રસેનની પુત્રી છુ સમુદ્રવિજય તમારા પિતા છે શિવાદેવી તમારી માતા છે અને ધારણી મારી માતા છે. હે નાથ મારી સાથે રિસામણા ન લ્યો.

અતે કવિ કહે છે કે રાજુલ ઉજ્જવલગિરિ-ગિરનાર પર રહેનાર પોતા પ્રિયતમ નેમિનાથને મળી અને પોતાના પ્રિયતમ સાથે મોક્ષ માર્ગે ચાલી અને એ રીતે તેના જન્મના અબોલા મટી ગયા

## પચઇન્દ્રિય ગીત (પૃ. ૨૮)

પાયાલિ-પાતાલમા, પણી-પણ, ગિરુઆ-મોટા, મ'ાન, વેલડોઇ-વેલડીમા વીઝાચલ-વિધ્યાચલ, મયગલ-હાથી, પગ્ભિગ્યો-પરાભવ થયો, હિયડા-હૈયા,

આ ગીતમા કવિ કહે છે કે જે માણસો વિષયને સેવતા નથી તે ખરેખર મહાન છે કવિએ જુદી જુદી ઇન્દ્રિયોની વાસનાના લીધે પ્રાણીઓને કેવુ કષ્ટ પડે છે તેના દષ્ટાતો આપ્યા છે નાગ જે પાતાલમા નિશ્ચિતપણે વસતો હતો તે મધુવનના સગીતથી ડોલવા લાગે છે પણ એથી તો એ ઊલટો કરડિયામા પુરાય છે પતગિયુ દીવો દેખીને તેના તરફ આકર્ષાય છે પરતુ તેમા પડતા જતા પોતાનો પ્રાણ ગુમાવે છે ભમરો વેલડીઓમા સુગધ મેળવવા માટે ભમવા લાગે છે, પણ એથી તો કેતકીમા તે ફસાય છે માછલી પાણીમા ફરતા ફરતા

ખાદ્ય પદાર્થ જોઈ તે ખાવા જાય છે, પરંતુ તેથી તે પોતાના પ્રાણ ગુમાવે છે વિંધ્યાચલનો હાથી પોતાની સ્પર્શેન્દ્રિય ખાતર પોતાનુ સ્થળ છોડી જાય છે અને અંતે એ સપડાય છે આમ, એક એક ઈન્દ્રિય માટે નરકના દુઃખ જોવાં પડે છે તો જેની પાંચે ઇન્દ્રિયો વશ ન હોય તેની શી ગતિ થાય તે કલ્પી શકાય માટે વિષયનુ સુખ ઝેર જેવું છે એમ બરાબર જાણીને હે પ્રાણી, તું વિષયમાં ગચતો નહિ.

## લોભ વિષે (પૃ. ૨૯)

સવારથ–સ્વાર્થ, દુલ્લહ–દુર્લભ, પસિ–પામે, રાઉલિ–રાજાએ, નલવટિ–કપાળમાં, જોયણુ–જોજન, બિહુ ઘડિ–બે ઘડી એટલે ૪૮ મિનિટ.

હે જીવ ! ધર્મ અને વિનય તુ ચૂકતો નહિ, કુડા કર્મ બાંધતો નહિ અને રીસ આણીને કોઈની ગુપ્ત વાત બોલતો નહિ માનવ ભવ અત્યંત દુર્લભ છે. માટે હે જીવ ! તું આત્મ કલ્યાણ કરી લે.

માણસ ધન મેળવવા માટે સો જોજનનો પ્રવાસ ખેડતો હોય છે, પરન્તુ પોતાના ઘરની પાસે જ પૌષધ શાળામા જતાં એ અચકાય છે રાજાએ એને ભૂખ્યો તરસ્યો બેસાડી રાખ્યો હોય, ઉપરથી એને માર મારવામા આવે તો તે એનાથી સહન થાય છે, પરન્તુ બે ઘડીનું પચ્ચખાણ એનાથી થતુ નથી

હિસાબ કરવા બેઠો હોય ત્યારે લોભનો માર્યો રાતના ચાર પહોર સુધી એ જાગે છે, પરન્તુ બે વખતના પ્રતિક્રમણ વખતે એનુ ચિત્ત લાગતું નથી

કીર્તિને માટે એ લાખો લોકો આગળ પોતાનુ ધન લૂટાવી દે છે, પણ પુણ્યકાર્ય માટે એની પાસેથી એક પાઈ પણ છૂટતી નથી.

પુણ્યને માટે જ્યારે તેઓ ઉપાશ્રયે જઈ ગુરુવાણી સાંભળે છે ત્યારે એક જણ વાત કરતો હોય છે, બીજો કોઈ અધવચ્ચે ઊઠીને ચાલ્યો જતો હોય છે, ત્રીજો કોઈ ઝોકાં ખાતો હોય છે ઠેલી કડીમા

વાંકો અક્ષર, માથે મીંડુ અને અર્ધચન્દ્રકારથી કવિ ૐ કાર સૂચવે છે અને તેની ઉપાસના કરવાનો બોધ આપે છે

## પદ (પૃ. ૩૦)

ભૂર-પુષ્કળ, અસૂર વેલા-સાંજ પડી જવા ને મોડું થવું, સૂજતા-ખપે એવા, દક્ષિણિ-જમણા

આ પદમાં કવિએ ગામમાં સંઘ આવ્યો હોય ત્યારે તેને સારી રીતે જમાડવા માટે ઉપદેશ આપ્યો છે કવિ કહે છે કે હે શ્રાવિકા, મોટો સંઘ મળ્યો છે, ચેલાઓ ભૂખ્યા થયા છે અને મોડું થવા આવ્યું છે માટે સુખડી તથા બીજી વાનગીઓ આપવા લાગો કવિએ બીજી, ત્રીજી અને ચોથી કડીમાં જુદી જુદી વાનગીઓ જણાવી છે પછી કવિ કહે છે કે ગાડામાંથી ભાતાના કરંડિયા જલદી ઉતારો કારણ કે તરસ્યા બળદનો ભાર ઓછો થાય અને તેઓ કહે છે કે આ અમૂલ્ય અવસરનો લ્હાવો લઈ છૂટે હાથે ભાતું દઈ પુણ્યનો ભંડાર ભરી લેવો જોઈએ જે કોઈ જમણા હાથે આપશે તેને મોક્ષ રૂપી રમણીનો સાથ મળશે

## કાકસાની ભાસ (પૃ ૩૦)

જુ લીખ મરે છે તેને છોકરાં નથી થતાં તે આજ કારણને લીધે! કવિ કહે છે કે અંતે કુંવરી બાઇ સમજ્યાં અને આખો બ્રાહ્મણ-વાડો સમજ્યો.

આ ભાસનો આ તો માત્ર વાચ્યાર્થ છે. એનો ગૂઢ અર્થ શો છે તે સ્પષ્ટ નથી. વળી મહાત્મા તે કોણ? અને એણે કુંવરી પાસે કાંસકો માગવાની જરૂર શી? આવા પ્રશ્નો થાય છે. વિશેષ જાણકારો આના પર વધારે પ્રકાશ પાડશે?

## દૃઢપ્રહાર મહામુનિ સજ્ઝાય ( પૃ. ૩૨ )

પ્રણમીઅ-પ્રણમીને, સંજમ-સંયમ, કવણ-કોણ, પુર-નગર; મઝારિ-માં, વિપ્ર-બ્રાહ્મણ, સુત-પુત્ર, રાઉ-રાજા, અસમંજસ-અયોગ્ય વર્તન, તતખિણ-તત્ક્ષણ, ભોગળ-જૂના વખતમાં બારણું બંધ કરવા માટે વપરાતી લાકડાની અથવા લોખંડની ગોળ લાંબી વસ્તુ, બંભણ-બ્રાહ્મણ, ઉદર-પેટ, પરતખિ-પ્રત્યક્ષ, પાતિક-પાપ, ખિમા-ક્ષમા; પરજાલ્યા-પ્રજાળી-બાળી નાખી, ભૂક-નષ્ટ, કેવલનાણ-કેવળજ્ઞાન.

આ સજ્ઝાયમાં કવિએ દૃઢપ્રહાર મુનિની કથા વર્ણવી છે. દૃઢપ્રહાર મુનિરાજે સિંહની જેમ સંયમ ધર્મ પાળી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. એમનો જન્મ કયા નગરમાં થયો હતો, એમના માતા-પિતા કોણ હતા અને એમનું આવું નામ કેમ કેમ પડ્યું તે ભાવ ધરી સાંભળજો એમ કવિ કહે છે.

જંબૂદ્વીપમાં માકંદી નામના નગરમાં સમુદ્ર નામનો એક બ્રાહ્મણ રહેતો. તેની પત્નીનું નામ સમુદ્રા હતું. નારી સમુદ્રા નિર્મળ મનભાવની, વિનય વિવેક વાળી, ઉદાર ચિત્તની અને કુલીન હતી. તેણે એક પુત્રને જન્મ આપ્યો. પરંતુ પુત્ર જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તે માતાપિતાને ઉવેખતો ગયો. દિવસે દિવસે તે નગરના લોકોને ત્રાસ આપવા લાગ્યો. એટલે રાજાએ તેને નગર બહાર કાઢ્યો. નગર બહાર તે નાના ગામડામાં ચોરોના સમુદાય સાથે રહેવા લાગ્યો. ગામના

આ સ્તવનમાં કવિ સમયસુંદરે પાર્શ્વનાથ ભગવાને જે નાગને બચાવ્યો હતો એ ધરણેન્દ્ર અને એની દેવી પદ્માવતીના હૃદયની ઊર્મિઓ આલેખી છે પાર્શ્વનાથ પ્રભુની ધરણેન્દ્ર ભક્તિ કરે છે અને સંગીત શાસ્ત્રની જાણકાર પદ્માવતી નવનવા છંદમાં પ્રભુ આગળ નૃત્ય કરે છે પ્રભુના ચરણ કમળને પ્રણામ કરી તેઓ પોતાનો અવતાર સફળ કરે છે

## શ્રી મહાવીર જિન સ્તવન (પૃ. ૪૮)

દ્વિજ–બ્રાહ્મણ, મીન–માછલી, કનક–સોનું, કોટિ, કોડિ–કરોડ, દેવદુષ્ય–વસ્ત્ર, અર્દ્ધ–અડધું, નિધાન–ભંડાર

આ સ્તવનમાં કવિએ ભિક્ષુક બ્રાહ્મણની ઉક્તિ મૂકી છે તે બ્રાહ્મણ મહાવીરસ્વામીને પ્રાર્થે છે કે 'હે સ્વામી! મને કંઈક દાન આપો તમે મુખ્ય મોટા દાતા છો અને હું દાન ગ્રહણ કરનાર બ્રાહ્મણ છું તમે તો અઢળક સોનાનું દાન કર્યું, પરંતુ અરેરે! પુણ્યના મોટા ભંડારમાંથી હું કશું જ નથી મેળવી શક્યો' આ સાંભળીને પ્રભુએ બાહ્યનું અડધું વસ્ત્ર આપી દીધું પ્રભુના ગુણ ગાતા સમયસુંદર કહે છે કે ખરેખર, પ્રભુ સમાન કોઈ નથી

સજ્ઝાય કવિવર સમયસુંદરની આ સુપ્રસિદ્ધ સજ્ઝાયમાં બાહુબલીજીની તપશ્ચર્યાનો પ્રસંગ વર્ણવવામાં આવ્યો છે

પોતાના મોટાભાઈ ભરત ચક્રવર્તી સાથેના યુદ્ધ પ્રસંગ પછી બાહુબલીજીએ ઉગ્ર તપશ્ચર્યા કરી પોતાના કેશનો લોચ કરી એમણે ચારિત્ર્ય લીધું પરંતુ અભિમાન ધારણ કરી પોતાના નાના ભાઈને વંદન ન કરવાનો એમણે વિચાર કર્યો એમણે આમ વરસો સુધી કાઉસગ્ગ ધ્યાને રહી ઘણી ઉગ્ર તપશ્ચર્યા કરી, પણ અહંકારને લીધે જ્ઞાન પ્રાપ્ત નહિ તેમની બહેનો સાધ્વી બ્રાહ્મી અને સુંદરીના વચનથી બાહુબલીજી આમ વિચારી તરત તેમણે અભિમાન મૂકી દીધું પોતાના લઘુબંધુને વાંદવા પગ ઉપાડ્યો કે એમને કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું

જાણતા અજાણતા મે પણ કેટલીક શાસ્ત્ર વિરુદ્ધ વાત કરી હશે ! જેમ મૂર્ખ માણસ કાગડા ઉડાડવા માટે રત્ન ફેંકી દે છે તેમ નજીવી વાત પાછળ મે મારો આખો જન્મ ખોયો છે જે ધર્મ ભગવંતોએ ભાખ્યો છે તે ક્યાં ? અને હુ જે કરણી કરુ છુ તે ક્યાં ? ગધેડો પોતાની પીઠ પર હાથીની અંબાડી ક્યાં સહન કરી શકે ?

આપે જે ઉપદેશ આપ્યો છે તે પ્રમાણે આચરણ કરવુ અઘરુ છે એમ લોકો જાણે છે, પણ હુ માત્ર મારા પ્રમાદીપણાને લીધે જ તેમ નથી કરતો કવિએ અહીં માસાતુસનુ દૃષ્ટાન્ત આપ્યુ છે

અનેક ભવના ફેરા ફરતા ફરતા મે જે ત્રણ રત્નો મેળવ્યાં તે પણ મારા પ્રમાદને લીધે મે ક્યાંક પાડી નાખ્યા છે હવે હુ ક્યાં જઈને એને માટે પોકાર કરુ ? હુ ઉત્કૃષ્ટ ક્રિયા કરુ છુ ઉગ્ર વિહાર કરુ છુ પરંતુ મારો જીવ ધીરજ ધારણ કરતો નથી એ તો સંસારની વાસનાઓમા જ રચ્યોપચ્યો રહે છે,

મને મારી કોઈ ખરાબ વાત કરે તે ગમતુ નથી, પરંતુ પારકાની નિંદા કરવામા મારા રાત દિવસ પસાર થઈ જાય છે ધર્મક્રિયા કરતાં આળસ આવે છે પરંતુ ધર્મ વિના પ્રવૃત્તિઓમા રચ્યો પચ્યો રહીને અને નરકના ગીસાગીસ કરવા લાગીને મારામા ન હોય તેવા ગુણ જો કોઈ મને કહે છે તો હુ ખૂબ હરખાઉ છુ, પરંતુ કોઈ એ સાચી શિખામણ આપી હોય તો મને રીસ ચડે છે

મે મારા સુખને માટે ઘણા ઘણા ઉપાયો કર્યા, પરંતુ અન્ય જીવની રક્ષા ન કરી અને તેમને દેવોની દયા પર છોડી દીધા વાચન દોષ, અસત્ય વચન, અનર્થ દંડ વગેરે આચરીને મે વ્રત ભાગ્યા વગર આપ્યુ લઈને અદત્તાદાનના દોષ મે એટલા બધા વહોરી લીધા છે કે જે ગણતાં પાર ન આવે વળી આપ તો જાણો છો કે મારો ચંચળ જીવ રમણીના રૂપમાં અને કામવાસનામા રાચે છે, માયામા સપડાયો છે, અધિક લોભ કરે છે પરિગ્રહ મૂકતો નથી. રાત્રિભોજનની લાલચને લીધે એ દોષ પણ મને લાગ્યો છે મેં મારું મન મોકળુ, છૂટુ મૂકી દીધુ છે ધર્મમાં સંતોષ માન્યો નથી, અને આ ભવ અને પરભવમા ચોરાસી લાખ જીવોને દુભવ્યા છે, એ મારાં દુષ્કૃત્યો માટે ક્ષમા માગુ છુ પંદર કર્માદાન અને અઢાર પાપસ્થાન જે મે સેવ્યા છે તે હે માબાપ! માફ કરો

હે ભગવાન! મારી શ્રદ્ધા છે એ મારો મોટામા મોટો આધાર છે જિનધર્મ મને દૂધમા સાકરની જેમ મનથી ગમે છે હે ઋષભદેવ! શત્રુંજય ગિરિના શણગાર! મે મારા પાપની આલોચના કરી છે. જિનધર્મનો એ મર્મ છે કે પાપની આલોચનાથી અને તે માટે ક્ષમા માગવાથી તે પાપ દૂર થાય છે. હે પ્રભુ! તમે જ મારા સર્વસ્વ છો એક તમારો જ મને આધાર છે તમારી આજ્ઞા હુ માથે ધરું છું અને ભવોભવ તમારી જ સેવા કરવા ઈચ્છુ છુ

અંતમાં કલશની પંક્તિઓમાં પોતાના ગુરુ જિનચન્દ્રસૂરિ અને સકલચન્દ્ર ગણિનું સ્મરણ કરી કવિ કહે છે કે આ રીતે શત્રુંજય તીર્થ ચઢી નાભિનંદન જિનેશ્વરના ચરણને અમે ભેટયા અને એમની સમક્ષ હાથ જોડી અમારા પાપની આલોચના કરી

## ૪. નન્નસૂરિ

### શ્રી ઋષભદેવ સ્તવન (પૃ. ૫૨)

સુરતરુ–કલ્પતરુ, ભર–સમૃદ્ધ રૂપ–રૂપ, પેખીય–જોઈને, સાસય–શાશ્વત, ઉમાહો–ઉમંગ, પુહતલા–પૃથ્વીતલને વિશે,

શ્રી શત્રુંજય તીર્થ મોટુ અને રળિયામણું છે
રાજા શ્રી આદિનાથ ભગવાન પાપનો નાશ કરનારા
ઘણા દિવસથી મારા મનમા એ તીર્થની યાત્રા કરી
લેવાની ઇચ્છા હતી શ્રી આદેશ્વર ભગવાન નવ્વાણું વાર
તીર્થ પર આવેલા ત્યા મને પણ પાખ વડે જાણે ઊડી
ઇચ્છા થાય છે કલ્પતરુની જેમ રાયણના પગલા મનની
પૂર્ણ કરે છે અને એ પગલા જોઈને મારાં બધાં દુ ખ
છે શ્રી આદીશ્વર ભગવાનનું જીવન જોતાં હૈયામા ઘણો આન
છે હે પ્રભુ! મારુ મન બધે ભમી ભમીને હવે તમારામા
થયું છે.

શ્રી ઋષભદેવ પ્રભુના ગણધર પુંડરીક સ્વામી પાંચ કરોડ મુનિવરો સાથે આ તીર્થ પર ચૈત્રી પૂનમને દિવસે મોક્ષે ગયા હતા માટે તે પુંડરીકગિરિ કહેવાય છે શ્રી નાભિનાથ અને મરૂદેવી માતાના પુત્ર શ્રી આદિનાથ ભગવાનની કરોડો દેવો સેવા કરે છે કવિ નન્નસૂરિ કહે છે કે એ આપણા પિતાની પાસે બાળકની જેમ આપણે શાશ્વત સુખની સુખડી મનના ઉલ્લાસથી માગીએ

## શ્રી શાંતિનાથ સ્તવન (પૃ ૫૩)

તિહુઅણ-ત્રિભુવન, ત્રણે ભુવનમાં, ચક્કા હિવ તણી-ચક્રવર્તીની, તૃણ-ઘાસ,

આ સ્તવનમા કવિ દલીજેદાપુરના શ્રી શાતિનાથ તીર્થંકરની પ્રતિમાની સ્તુતિ કરે છે. કવિ કહે છે, શ્રી શાંતિ જિનેશ્વરની મૂર્તિ જેના નયન ધગતા નથી એવા સ્વામીને હુ શિર નમાવીને વદન કરું છું એમનો આજે જગતમાં ઘણો મોટો મહિમા ગાજે છે એમના નામથી બધા વિઘ્નો ભાગે છે એમનો ડંકો ત્રણે જગતમાં વાગે છે ચક્રવર્તીપદ ભોગવનાર શાન્તિનાથ ભગવાને ઉત્તમ ભોગ ભોગવી ત્યાર પછી તેને તણખલાની જેમ છોડી દઈ, મોહના બલનુ ખંડન કરી,

તીર્થંકરની પદવી પ્રાપ્ત કરી અને યોગ્ય સમયે તેઓ મોક્ષે સિધાવ્યા એવા સોળમા જિનેશ્વર શાંતિનાથને દરેક ભાવિક જન પ્રણામ કરો. એમને હું પાયે લાગું છું અને બીજું કંઈ ન માગતાં એમની સેવા જ માગું છું.

### શ્રી નેમનાથ સ્તવન (પૃ. ૫૪)

ઉજ્જલગિરિ–ગિરનાર; નિમ્મલ–નિર્મળ, સાંમલો–શ્યામલ વર્ણના; ચૂરે–ચૂરા કરે, દૂર કરે; રાયમઈ–રાજિમતી–રાજુલ; મનમથ–કામદેવ; પંજર–પિંજર; સાયર–સાગર

આ સ્તવનમાં કવિ નન્નસૂરિએ શ્રી ગિરનાર પરના શ્રી નેમિનાથ ભગવાનની સ્તુતિ કરી છે. કવિ કહે છે અમે ગિરનાર જઈશું અને એ તીર્થ પર જઈને નિર્મળ થઈશું. બાવીસમા નેમિજિણંદ મારા હૈયાનો વીસામો છે. જે માણસ નિર્મળ પ્રેમથી નેમિજિનેશ્વરને પૂજે છે તે પોતાના કર્મના મળનો ચૂરો કરે છે અને મુક્તિ રૂપી રમણીને પ્રાપ્ત કરે છે. પ્રભુએ રાજિમતીને છોડીને કામદેવને જીતી ઉજ્જલગિરિ પર જઈને એક મનથી ચારિત્ર લીધું છે. તેમણે પશુઓના જીવને ઉગાર્યા છે અને અનેક ભવિજનોને તાર્યા છે. એમની પાસે શરણાગતિ લેનાર માટે તેઓ વજ્રના પિંજર સમાન બને છે. એટલે કે પછી કોઈ શરણાગતને બહારના દુશ્મન તરફથી કશી આંચ આવતી નથી. માટે હે પ્રભુ! તમારી સેવા કરી હું મૂકીશ નહિ. કરુણાના સાગર, તમે મારા પર કૃપા કરી મારો ઉદ્ધાર કરો।

### શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ. ૫૬)

પાસ–પાર્શ્વનાથ.

આ સ્તવનમાં કવિ ખંભાતના સ્થંભન પાર્શ્વ-
કરે છે. કવિ કહે છે કે ખંભાત નગરની શોભારૂપ જે
શ્રી પાર્શ્વનાથનું સ્મરણ કરતાં નવ નિધાન પ્રાપ્ત
સ્મરણ કરનારને ધરણેન્દ્ર અને પદ્માવતી હાજરાહજૂર.

એને મનભાવની અખૂટ રિદ્ધિસિદ્ધિ મળે છે આ કળિયુગમા બીજા દેવતાઓનો મહિમા ઓછો જણાય છે. આ જગતમાં અઢારે વર્ણ સ્તંભન પાર્શ્વનાથને માને છે એવા પાર્શ્વજિણંદ સેવકનો ઉદ્ધાર કરો.

## શ્રી વીર જિન સ્તવન (પૃ ૫૫)

પુરવર-ઉત્તમ નગર, અવદાત-વૃતાન્ત

આ સ્તવનમા કવિએ સાચોરના શ્રી મહાવીર પ્રભુની સ્તુતિ કરી છે કવિ કહે છે કે સાચોર ઉત્તમ નગર છે અને જેના યશનો વૃત્તાન્ત ઘણો મોટો છે જેણે બાવન વાર દુમીરને જીત્યા છે એ સાચોરના ગોવાસમા તીર્થંકર મહાવીર સ્વામીને હુ નમન કરુ છું. હે પ્રભુ! તમે ગુણના ભડાર છો હુ તમારા ગુણનો પાર કેવી રીતે પામી શકુ? પ્રભુ! હમણા તમારુ શાસન ચાલે છે, જે વડે ભવની તૃષા છીપે છે જે નરે ઈન્દ્રિય રૂપી એટલે કે સદ્દક્રિયારૂપી કચોલા વડે એ જલ નથી પીધુ તેનો માણુસ ભવ એળે ગયો છે હે પ્રભુ! અમારા પર મ્હેર નજર રાખી અમીના છાટણા છાંટો કે જેથી અમારું કાર્ય સિદ્ધ થાય

હુ તમારી પાસે વારવાર એક જ વસ્તુની યાચના કરુ છુ કે તમારી હુ સેવા કરુ અને એ સેવા મારા મનને ઉલ્લાસ આપે

આમ, કવિ નન્નસૂરિએ પાચે તીર્થંના જિનેશ્વરોની આ પ્રમાણે સ્તુતિ કરી છે

# ૫ શ્રી જિનરાજસૂરિ

## શ્રી ઋષભજિન સ્તવન (પૃ ૫૭)

મધુકર-ભમરો, મકરંદ-મધ, અરવિંદ-કમળ, તીખા-તીક્ષ્ણ. કંટક-કાંટા અવનિ-જમીન, આસ્વાદ-મંજન કરે, વિરાગે-વૈરાગ્ય, અગુણને-સ્વાભાવિક

કવિ આ સ્તવનમા કહે છે કે મારો મનરૂપી ભમરો ઋષભ

નાથના ચરણરૂપી કમળને મોહી રહ્યો છે એણે એક વખત પ્રભુનાં ગુણરૂપી મધ ચાખ્યુ છે માટે તે હવે ઉડાવવા છતાં ઊડતો નથી. રૂપમાં રૂડાં હોય, સુદર હોય, ત્યાથી ભમરો ઊડી જતો નથી, એ તો તીક્ષ્ણ કાંટાવાળા કેતકીના છોડ પાસે પણ જાય છે. કવિ કહે છે કે જેનો રગ બદલાતો નથી એટલે કે જે એકવચની છે તેની પાસે સામેથી દોડીને જવુ પણ જે કામને વખતે જ કરમાય છે એટલે કે કામ પ્રસગે જ છટકી જાય છે તેનો સગ ન કરવો ને પારકાના બધનમાં પડ્યા તે લોકોના હાથે વેચાય છે જે ઘરઘરના મહેમાન હોય છે તેને વેઠ જ મળતી હોય છે છેલ્લી કડીમાં કવિ કહે છે કે એક કરોડ દેવો જિનેશ્વર ભગવાનના ચરણ કમળની સેવા કરે છે

## શ્રી શાંતિનાથ સ્તવન (પૃ ૫૮)

વેદન–વેદના, અવદાત–વૃત્તાન્ત, મહિર–મહેર, કૃપા

અનત કાળ સુધી ભવોભવમા રખડતા જે વેદના સહન કરી તેની શી વાત કરવી? બ્રાહ્મણ પણ ગયેલી તિથિ વાચતો નથી એટલે કે ભૂતકાળને ઉખેડતો નથી હે પ્રભુ! તમે પૂર્વ ભવમા જે રીતે પારેવા પ્રતિ પ્રીતિ દાખવી એ તો તમે જ કરી શકો! અને માટે જ તમારી એ વાત સાભળી સહુ કોઈ સેવક તમારી આશા રાખે છે. હું પણ તમારી પાસે એ જ આશાએ આવ્યો છુ, માટે મારા પર કૃપા કરો હે અતર્યામી, તમે જો મારા અતરની પીડા ન સમજો તો તમે અતર્યામી શાના? જો તમને દુખી લોકોને દેખીને તેમના પર દયા ન આવે તો તમે દીનદયાલ શાના? તમે શરણાગત આવેલા પર માયા ન કરો તો પછી તમારી સેવા કોણ કરશે? હે પ્રભુ! જે કોઈ તમારી સેવા કરે છે તેને ત્રિભુવનનુ રાજ્ય મળે છે અને ક્રમ પ્રમાણે જેમ થયા તેમ સેવક તમારી સેવા કરી તમારા જેવો બને છે આ સ્તવનમા કવિએ પ્રભુને મીઠો ઉપાલભ આપી પ્રશ્નો કરી સેવકનો ઉદ્ધાર કરવાનું કહ્યું છે

## શ્રી નેમનાથ સ્તવન (પૃ. ૫૮)

તિલ માત્ર-તલ માત્ર

આ સ્તવનમા પ્રભુને કવિ પ્રશ્નો કરે છે અને ઉપાલભ પણ આપે છે પ્રેમલક્ષણા ભકિતના કવિઓ નરસિહ, મીરા કે દયારામની ઉપાલભના પ્રકારની કૃતિઓની યાદ અપાવે એવી આ રચના છે તેમાયે આ સ્તવનમા કવિએ નેમિનાથ માટે 'શામળીઆ' શબ્દ વાપર્યો છે જે કૃષ્ણને માટે પણ વપરાય છે આ આખુ સ્તવન કૃષ્ણની પ્રેમલક્ષણા ભકિતની એક કૃતિ તરીકે મૂકી દીધુ હોય તો ખબર ન પડે કે આ એક જૈન કવિના હાથે સરજાયેલી સ્તવનના પ્રકારની કૃતિ છે કવિ કહે છે, "હે પ્રભુ! હુ તમને વદન કરીને કહુ છુ કે તમે જો યોગ્ય અવસરે અમારી ખબર અંતર ન પૂછો તો તમે અતરયામી શાના કહેવાવ? અમે તમારી આગળ ઊભા રહીને સેવા કરીએ છીએ, પણ તમે કેમે કરીને પ્રસન્ન થતા નથી અમે રાતદિવસ તમારા ગાન ગાઈએ છીએ, પણ તમે તલમાત્ર પણ ભીજાતા નથી જો તમે મને ભવસાગરમાથી તારો તો તેમા તમારુ શુ જાય છે? તમારે ભવ-સાગરમાથી તારવાનુ તમારુ બિરુદ સભાળવા ઝાઝો વિચાર કરવાની જરૂર રહેતી નથી તમે 'હુ તે શુ તારી શકુ? હુ તે વળી કોણ મોટો તારક?' એવો એવો વિચાર કરીને છટકી શકશો નહિ જો તમે મને છોડશો તો લોકોમા તમારી વાત થશે

## શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ ૫૯)

પુરિસાદાણી-આદરણીય વ્યકિત જેમનુ વચન ગ્રહણ કરવા યોગ્ય હોય છે પાસન-પાર્શ્વનાથ પરતખ-પ્રત્યક્ષ

કવિ કહે છે કે મને મનગમતા એવા પ્રત્યક્ષ પરચો બતાવનાર પુરુષાદાની પાર્શ્વનાથ મળ્યા છે જે મારા વિનતી જરૂર સફળ કરશે! હે ભકતજનો, તમે પરિવાર સાથે પ્રભુને જોશો આ પાચમા આરાના કઠિન સમયમા પ્રભુ કલ્પવૃક્ષ સમાન છે અને મારા જેવા માનવી

મનમાં સંશય આણે છે તો તેઓ સેવકને સ્નેહ સાથે સમજાવે છે. જે સેવક એમનું યોગ્ય વિચારપૂર્વક સાચા મનથી સ્મરણ કરશે તેને પ્રભુ હાજરાહજૂર થશે. માટે ચોલ મજીઠના પાકા રંગની માફક પરમાત્મા સાથે પ્રીતિ કરો.

## શ્રી મહાવીર જિન સ્તવન (પૃ. ૬૦)

ચરમ-છેલ્લા, પડિબોહતો-પ્રતિબોધતો, પરતક્ષ-પ્રત્યક્ષ, મેલ્હયો-મેલ્યો, મોકલ્યો, આપ સમાનો-તમારા જેવો

આ સ્તવનમાં કવિ જિનરાજસૂરિ કહે છે કે ભાવિકજનોને ઉપદેશ આપતા અને સાધુઓના પરિવાર સાથે ગામેગામ વિચરતા છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર સ્વામી મોક્ષધામ તરફ સિધાવ્યા. અને મને તો ક્ષણવાર માટે પણ મળ્યા નહિ એટલે હવે હું એમને કેમ કરીને વિનતિ કરું એની મને મોટી વિમાસણ થાય છે હવે તેઓ દૂર જઈને રહ્યા છે ત્યાં આગળ કેમ કરીને જવાય? અને ત્યાં જનાર કોઈ મળતું નથી, કે જેથી એની સાથે કાગળ મોકલી શકાય હું જે વાત કહું તે તો વીરપ્રભુ દૂરથી પણ સાંભળતા હશે, પણ પાછા તેઓ એનો ઉત્તર નથી આપતા એથી મારા મનમાં હું ઘણો દિલગીર છું આમ વિચાર કરતાં મારા મનમાં જે શુભ ભાવ પ્રગટ થયો તેથી તમે મને મળ્યા માટે હવે તમે મને તમારા જેવો બનાવો.

## ચોવીશી કળશ (પૃ. ૬૦)

રસના-જીભ, પરત-પ્રત, હસ્તપ્રત, દઉલતિ-દોલત, સંપત્તિ, સમૃદ્ધિ, પાવશે-પામો, પામો, મેળવો

આ પ્રમાણે હૃદયમાં ભાવની ગતિ આણીને અને શુદ્ધ સમ્યક્ત્વના ભાવથી શ્રી જિનરાજસૂરિએ વર્તમાન જિનેશ્વરની ચોવીશીની રચના કરી છે પરમાત્માની મૂર્તિના દર્શન કરીને અને આદરને એમની પૂજા કરીને તથા સ્તવનો કરી એમના ગુણગાન ગાઈને નરભવનો લ્હાવો લઈએ પછીની ત્રણ કડીમાં કવિએ પોતાના ગુરુઓની માહિતી

" નેમિનાથ મારા મનમા, અરે મારા આખા જીવનમા વસેલા છે. તેઓ તો હરિવંશ રૂપી મેરૂ પર્વતની શોભા જેવા યદુવંશના નંદન વનમા ઊગેલા કલ્પવૃક્ષ સમાન છે, જેની પ્રશંસા દેવો અને મનુષ્યો પણ કરે છે કવિ બીજી અને ત્રીજી કડીમા નેમિનાથના માતાપિતા, ગામ, દેહ, વાન, આયુષ્ય, લંછન, યક્ષ, દેવી વગેરેનો પરિચય આપે છે વિશેષમા કવિ કહે છે કે આ નેમિનાથ જિનેશ્વરે, જેમ હિમ સૂર્યના તાપને ઘટાડે છે તેમ શ્રીકૃષ્ણના બળનો મદ ઉતાર્યો હતો પ્રભુએ કામદેવના બાણને તોડી કરોડો ભાવિકજનોને પ્રતિબોધ આપ્યો હતો અંતમા કવિ પ્રાર્થે છે કે રાજિમતિના મનરૂપી કમળને વિકસાવનાર સૂર્ય જેવા કરુણા રસના ભંડાર શ્રી નેમિજિનેશ્વર આપણને મનવાંછિત ફળ આપો

## શ્રી પાર્શ્વનાથજી સ્તવન (પૃ ૬૭)

સાયર-સાગર, સિનગારે-શોભાવે, વરન-વર્ણ, વાન

તેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ પ્રભુની સ્તુતિ કરતા કવિ કહે છે ભક્તજનના આધાર રૂપ પુરુષાદાની પ્રભુ પાર્શ્વનાથ આપણને ભવસાગરની પાર ઉતારનાર છે અશ્વસેન રાજા અને વામાદેવીના પુત્ર એવા પ્રભુ કુળને શોભાવનાર તથા ઈક્ષ્વાકુ વંશના ઉદયગિરિ પર સૂર્યની જેમ પ્રગટી અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કરનાર છે ત્રીજી અને ચોથી કડીમા કવિએ એમના દેહવર્ણ, દેહની ઊંચાઈ, લંછન, આયુષ્ય, જન્મનગરી, યક્ષ, દેવી વગેરેનો પરિચય આપ્યો છે છેલ્લી કડીમા કવિ કહે છે કે કામદેવના અભિમાન રૂપી દાવાનળને શમાવી દેનાર વાદળ જેવા અને સુખની સમૃદ્ધિ કરનાર એવા પ્રભુની અમીદૃષ્ટિને ભાવવિજય કવિ મોર રૂપે ઝીલે છે

## શ્રી મહાવીર જિન સ્તવન (પૃ. ૬૭)

આનન-મ[illegible] નેત્ર, અમીય-મીઠું [illegible]

આ સ્તવનમા કવિ શ્રી મહાવીર પ્રભુની સ્તુતિ કરતાં પ્રભુનાં

માતાપિતા, જન્મસ્થળ, વંશ, આયુષ્ય, દેહ, લંછન, યક્ષ, દેવી વગેરેનો પરિચય આપીને કહે છે કે ઈક્ષ્વાકુ વંશના સરોવરમાં પ્રભુ હંસ સમાન છે એમના દેહ–વર્ણ વડે એમણે કનક અને કમળ બંનેને જીતી લીધાં હતા, મતલબ કે એમના દેહનો વર્ણ એટલો બધો સરસ હતો કે જેની આગળ કમળનો કે સોનાનો રંગ ઝાંખો લાગે. આવા વર્તમાન શાસનના નાયકના ચરણની દેવો અને મનુષ્યો સેવા કરે છે.

આમ કવિનાં પાચે સ્તવનોની રચનાની એક તરી આવતી વિશિષ્ટતા એ છે કે કવિ પોતે દરેક તીર્થંકરના લંછન, વર્ણ, માતા-પિતા ઇત્યાદિનો ઉલ્લેખ કરવાનું ખાસ લક્ષ રાખે છે. કળશની પંક્તિઓમાં પણ કવિએ પહેલી ત્રણ પંક્તિમાં આજ વસ્તુઓ ગણાવી છે એ જોતા માત્ર આ પાચ જ તીર્થંકર નહિ, પણ ચોવીસે ચોવીસ તીર્થંકરના એમણે નામ, ગોત્ર, નગર, વંશ વગેરેનો જ મુખ્ય પરિચય સ્તવનોમાં આપ્યો છે

## શ્રી આનંદવર્ધન

### શ્રી ઋષભદેવ જિન સ્તવન (પૃ. ૬૯)

નેહા–સ્નેહ, [illegible], [illegible]

આ સ્તવનમાં કવિએ પ્રભુ પ્રત્યેની પોતાના [illegible] ભાવ રજૂ કર્યો છે. કવિ કહે છે, "હે આદિ જિનેશ્વર! મારે તમારી સાથે સ્નેહ લાગ્યો છે [illegible] તેમ દિવસ અને રાત તમે મારા દિલમાં [illegible] છો, [illegible] કૃપા કરો! હે મરુદેવી માતાના પુત્ર! [illegible] પાણી છિપાવે છે તેમ મારી [illegible] શાંત કરે છે તમે મારા સાહેબ છો, અને [illegible] મને દિલાસો આપવા બહુ જ કરશો [illegible]

### શ્રી શાન્તિનાથ [illegible] (પૃ. ૭૦)

છે. તે પ્રમાણે ચન્દ્ર (૧) કુલગિરિ (૬) અને આદિત (૧૨) બરાબર ૧૧૧૨ થાય છે એટલે આ ચોવીસીની રચનાસાલ ૧૧૧૨ છે કવિના પરિચયમા ચોવીસી રચનાની સવત ૧૭૧૨ આપી છે તે ભૂલ લાગે છે

## શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથ છંદ (પૃ. ૭૨)

તિહું લોક-ત્રણે લોક-વિલોગો-વલોવ્યુ, ભમરલો-ભમરો શુક-પોપટ, જંબુ-જાબુડુ, વિષય-કામ વાસના.

કવિ આ સ્તવનમા શ્રી અતરિક્ષ પાર્શ્વનાથને ઉદ્દેશીને કહે છે, "હે પ્રભુ! તમારુ નામ કેટલુ મનોહર, કેટલુ મીઠુ છે! ત્રણે ભુવનમા એ સારરૂપ લાગે છે તમારા નામનુ સ્મરણ કરતા હમેશા પાપ નષ્ટ થાય છે માટે મને એનુ જ ધ્યાન ધરવાનુ ગમે છે. મારુ મન દિવસ રાત તમારી પાસે જ વસે છે તમારા મુખરૂપી કમળ જોવા માટે મારા મનરૂપી હસ સતત આતુરતા ધરાવો અવાજ કરે છે જે ઘડીએ તમારા નયણુ નીરખવા મળે છે એ ઘડી ધન્ય બને છે

અહો, આ સસાર દુ ખની દોરી જેવો છે સસારની ઠગારી ઈન્દ્ર જાળમા મન મગ્ન બની જાય છે માટે હે પ્રભુ! મારી તમને વિનતિ છે કે તમે મને એમાથી ભવપાર તારો, ઉતારો. હુ સ્વપ્નની જંજાળમા મોહ્યો રહ્યો હતો અને એને લીધે મને સમયનુ ભાન રહ્યુ નહોતુ રે કેટલો કીમતી કાળ આમ વેડફી નાખ્યો આમ, સસારમાં મે જન્મ ખોયો ઘીને મેળવવા માટે મે તો અત્યાર સુધી પાણી જ વલોવ્યા કર્યું જેમ ભમરો કેતકીના ફૂલના ભ્રમથી પોપટની ચાંચ તરફ ધસ્યો, પરતુ એથો તો ઊલટ, પોપટે એને જાબુ ધારીને ચાચમા લીધુ અને ગળામા ઉતારવા જતા એને દુ ખ થયું આ રીતે સસારમા લાલચમા પડેલા જીવો ફસાય છે કવિએ ભમરો અને પોપટનુ આ એક ઘણુ જ સુદર અને કવિત્વમય કલ્પનાવાળુ ઉદાહરણ આપ્યુ છે.

## શ્રી નેમિજિન સ્તવન ( પૃ ૭૭ )

તરણી–હોડી, યદુપતિ નેમિનાથ

આ સ્તવનમા કવિ કહે છે કે હે પ્રભુ તમારા નામની બલિહારી હો ! તમારા સિવાય બીજા કોઈનુ નામ લેવાની મને ઇચ્છા થતી નથી તમે આ ભવસાગર તરાવવામા હોડીરૂપ છો જે માણસો તમારુ નામ લે છે તેઓ તરે છે કારણ કે બધામા તમારુ નામ જ મહત્ત્વનુ છે કવિ કહે છે કે શ્રી નેમિનાથ ભગવાનનુ નામ લેતા મારુ હૃદય આનંદથી ઊભરાય છે

## શ્રી પાર્શ્વજિન સ્તવન ( પૃ ૭૭ )

ભોર ભયો–સવાર થઈ, પરી–પડી, પૂરબ–પૂર્વ, છોરત–છોડે છે; પાસ–પાર્શ્વનાથ, સહસ–સહસ્ર, હજાર, પસરા–પ્રસરી, ગ્રાસ–કોળિયો; ગ્રાસ ગ્રહણકુ–ચણવા માટે

આ સ્તવનમા કવિએ શ્રી પાર્શ્વનાથ પ્રભુની પરિચયાત્મક વિગતો ન આપતા વહેલી પરોઢમા પાર્શ્વનાથ પ્રભુનુ સ્મરણ કરવાનું કહ્યુ છે સાથે સાથે કવિએ પ્રભાતનુ અત્યત મનોહર, કવિત્વમય વર્ણન કર્યું છે આ સગ્રહમા સાચા કવિત્વની દૃષ્ટિએ જે કેટલીક ઉત્તમ રચનાઓ જોવા મળે છે તેમા આ કવિના સ્તવનોને અને તેમા પણ વિશેષત આ સ્તવનને અવશ્ય સ્થાન આપી શકાય

કવિ કહે છે, "જો તુ સુખી જીવનની ઇચ્છા ધરાવતો હોય તો સવારમા વહેલો ઊઠી શ્રી પાર્શ્વનાથ પ્રભુનુ સ્મરણ કર. વહેલી પ્રભાતે ચદ્રના કિરણની છબી મદ પડી છે અને પૂર્વ દિશામાં રવિ કિરણો પ્રકાશવા લાગે છે ચન્દ્રના કિરણો મદ થવાથી આકાશના તારાઓ અને રાત્રિ પણ ચાલ્યાં જવા લાગ્યા કારણ કે તેમનો સ્વામી ચદ્ર આકાશ છોડી રહ્યો છે, એ સમયે સૂર્યના સહસ્ર કિરણો ચારે દિશામા પ્રગટવા લાગ્યા અને એની સાથે કમળો વિકાસવા લાગ્યા પખીઓ સવાર થતા ચણવા માટે માળો છોડી ઊડવા લાગ્યા કવિ કહે છે કે

તું પણ આળસ છોડી સાહેબને ભજવા લાગ કે જેથી આશા, મનવાંછના ફળીભૂત થાય

### શ્રી મહાવીર જિન સ્તવન (પૃ ૭૮)

મહિર-કૃપા આરતી-દુખ.

આ સ્તવનમા કવિ કહે છે, ' હે પ્રભુ ! આપ મારા પર મહેર કરો અને મારા દુ ખ દૂર કરો મને તમારો સેવક જાણી મારા ઉપર પ્રેમ રાખો તમે તો કૃપા કરવામા લોભી થઈને બેઠા છો. પરંતુ હું તો ખરેખર ખૂબ લાલચુ છું તમે લોભ કદાચ છોડશો પણ મારો લાલચ હું નહિ છોડું મારે હે પ્રભુ ! ગરીબનો ઉદ્ધાર કરો

### શ્રી મહાવીર જિન સ્તવન બીજું (પૃ ૭૮)

એમો-એવો. ખુનો-ખૂચી ગયો. નિજ-પોતાનો. અશુચિ-ગંદકી, અપવિત્રતા, અશુદ્ધિ. સહેવો-સહન કરવુ. સોઈ-એ, છુરાઈ-છોડાવી સમ્અગિગો-પુ ણ્ય, મરોગ ભગાય એટલુ. લોક-લોક, દિયામે-દૈયામા.

હે પ્રભુ ' મે જાણ્યુ નહિ કે ભવદુ ખ આવુ હોય છે અત્યાર સુધી હું મોહમાયામા મગ્ન બની ખુશી થતો હતો, અને એ રીતે હુ મારો આ ભવ હારી ગયો મે મારો ભવ એળે ગુમાવ્યો. હવે તો ફરીથી જન્મ, મરણ અને ગર્ભવાસની એ જ ગંદકી મારે સહન કરવાનો આવી છે, નરક અને પાતાળને વશ રહેવાનુ બંધન-મળ્યું જે કષ્ટ ફરીથી ભોગવવાનુ આવ્યુ

હે પ્રભુ ' આ દુ ખમાથી મને કોઈ જ છોડાવી શક્યુ નહિ. [illegible] ભગવાને જ તો પુ [illegible] કર્યો છુ જગતનો પણી સમાઈ તો માન [illegible] આ હાલ જ [illegible] રહ્યાં અને [illegible] છે, માટે મે એક આપનુ જ [illegible] હૈયામા રોપ્યું છે

બારની પંક્તિઓમા કવિ કહે છે કે ચોતિએ જિનેશ્વર સુખ-

દાતા છે. એમની કીર્તિ મેં ભાવ ધરીને, મનને સ્થિર અને શુદ્ધ કરીને ગાઈ છે. એ જિનેશ્વર પ્રભુના નામ કલ્પવૃક્ષ બરાબર છે એથી સુખના ભંડાર પામી શકાય છે. એ ચોવીસે પ્રભુના સ્તવન ભિન્ન ભિન્ન રાગમાં લખ્યા છે તે ચતુરાઈથી સૌ ગાઓ શ્રી સોમગણિ ગુરુની કૃપા પામીને, નિર્મળ મતિ હૃદયમાં રાખીને જિનહર્ષસૂરિએ આ રચના કરી છે તે પ્રભુના વરદાનરૂપ બની છે

## ૯. શ્રી જિનરત્નસૂરિ

### શ્રી ઋષભજિન (પૃ. ૮૦)

સુમરી–સ્મરીને, સ્મરણ કરીને, યુગલા ધરમ–યુગલિક કાળનો ધર્મ, સામી–સ્વામી; ઉપસમ–ઉપશમ, શાંત, પાતક–પાપ; પદનલિન–ચરણપંકજ, ચરણરૂપી કમળ

આ લઘુ રચનામા કવિ કહે છે કે યુગલિક ધર્મના અંતે નવા યુગનો આરંભ કરનાર એવા ઋષભદેવ ભગવાનનું સ્મરણ કરવાથી, એમનુ દર્શન કરવાથી દિવસ સફળ થાય છે તેઓ ઉપશમરૂપી રસના સાગર જેવા હોવાથી આપણા પાપરૂપી મલને દૂર કરે છે. કવિ કહે છે કે ભમરા માટે જેમ કમળપુષ્પ રસિક બને છે તેમ આપણને પ્રભુના ચરણરૂપી કમળ હમેશાં રસિક લાગે છે

### શ્રી શાંતિનાથજી ગીત (પૃ ૮૦)

મોરઈ–મારા, જસુ–જેનો, સોહઈ–શોભે છે કસવટ–કસોટીનો પત્થર, કસિયઉ–કસેલુ ઉછરંગ–ઉમંગ, ઉલસિયઉ–ઉલ્લાસ અનુભવાય છે

આ લઘુ ગીતમા કવિ કહે છે કે વિતરાગ પ્રભુ મારા મનમાં વસેલા છે. એવા સોલમા તીર્થંકર શાંતિનાથ પ્રભુનો અનુપમ દેહ કસોટીના પથ્થર ઉપર જેમ સુવર્ણનો લિસોટો શોભે તેમ શોભે છે અને તે જોઈ, એવા પરમ ઉપકારી પ્રભુનું સ્મરણ થતાં અંગે-

કવિ કહે છે કે વીર પ્રભુનાં જ્યારે દર્શન થાય છે ત્યારે હૈયું હેતથી ભરેલું જ દેખાય છે પ્રભુ સાથે મારે પરમ વિશ્વાસથી ધર્મ-પ્રીતિ લાગી છે શાસન નાયક હે વીર પ્રભુ! હું તમારી આણ માથે ધારણ કરું છું

કલશની પંક્તિઓમા કવિ કહે છે કે જે માણસો ચોવીસે જિનવરોની સ્તુતિ ભાવથી ગાય છે તેઓ પોતાના મનવાંછિત ફલ પ્રાપ્ત કરે છે ખરતર ગચ્છના શ્રી જિનરાજસૂરિ ગુરુની કૃપાથી હે પ્રભુ! રાત અને દિવસ તમારા ગુણ ગાવાનું મનને ગમે છે. હે સ્વામી! દિવસે દિવસે તમારા સાંનિધ્યનો અધિક લાભ મળે છે અને તેથી આર્ત અને રૌદ્ર એ બે ધ્યાન છોડીને નિત્ય ધર્મધ્યાનમાં મગ્ન બની જાઉં છું.

## ૧૦ વિનયવિનયજી

### શ્રી ઋષભદેવનું સ્તવન (પૃ ૮૭)

સેહર–સેખર, મુગટ, નિવાજિયા–પ્રતિબોધ આપ્યો,

આ સ્તવનમાં કવિએ સકળ કળા શીખવનાર, વ્યવહાર પ્રવર્તાવનાર, યુગલા ધર્મ નિવારનાર, નમિ–વિનમિને વિદ્યાવંત કરનાર, બાહુબલીને પ્રતિબોધ આપનાર મરૂદેવી માતાના પુત્ર અને શત્રુંજય તીર્થના શિખરની શોભારૂપ એવા આદિનાથ પ્રભુની સેવા કરવાનો ઉપદેશ આપ્યો છે.

### શ્રી ઋષભદેવ જિન સ્તવન (પૃ. ૮૯)

સુત–પુત્ર, સમરણે–સ્મરણે,

આ સ્તવનમાં પણ કવિ કહે છે કે વિમલગિરિ (શ્રી શત્રુંજય) પર બિરાજતા શ્રી આદિનાથ ભગવાનનું સ્મરણ પ્રાત સમયે કરતાં સર્વ પાપ નાશ પામે છે અને મનવાંછિત રિદ્ધિસિદ્ધિની પ્રાપ્તિ થાય છે

ચાલ્યા જવુ હતું તો મને શું કામ આવડી આશા આપી? હે સ્વામી! ભોજનથાળ પોરસીને પાછી ન ખેંચી લઈએ. છોડને પાણી સિંચીને પછી એનુ મૂળ ન ઉખાડી લેવાય માણસને ખભે ચડાવીએ પછી એને ભૂમિ પર ન નાખી દેવાય એને તેવી રીતે કોઈ વસ્તુને ધોઈએ તો પછી એને ધૂળથી ન ભરાય ' ચીકાશવાળા પદાર્થ એટલે કે ઘી, તેલ વગર કેવી રીતે કોઈ વસ્તું તળી શકાય '

' હે સ્વામી ! જેનો આદિ–આરંભ ન હોય તેનો અંત ક્યાથી હોય ? જે પરણેલાં ન હોય તેને વૈધવ્ય ક્યાંથી હોય ? પ્રેમ વિના રોપ ક્યાથી હોય ? પાણી વિના પરચાળુ કેવી રીતે વિધાય ? લુગડાં ભીના ન હોય તો તાપમા કેવી રીતે મુકાય ? છાશ ન હોય તો ડામ વડે ચિકિત્સા ક્યાથી થાય ? તો પછી પ્રેમ સુધા ચખાડ્યા વિના આવડો સંતાપ શાને કરાવો છો ? માત્ર મિષ્ટાન્નના દર્શનથી ભૂખ ન ભાંગે. લુખાં લાડ ન થઈ શકે માત્ર તમારા આવી ગયાથી પ્રીત થતી નથી, એ તો સિંચ્યા વગરના ઝાડના જેવી વાત થઈ જેમ વૃક્ષને મોટુ કરવા માટે એને સિંચવાની જરૂર છે તેમ પ્રીતિને પણ સિંચનની જરૂર છે '

અંતે કવિ કહે છે કે રાજુલના આવા વચનથી પ્રભુનું ચિત્ત ચળ્યું નહિ અને શ્રી નેમિનાથે રાજુલને ઉપદેશીને દીક્ષા આપી.

## શ્રી પાર્શ્વજિન સ્તવન (પૃ. ૯૦)

ભેદ–ભેદ, રયણ–રત્ન તાવડ–તાપ. ખેદ, ખેત, ખેતી

શ્રી પાર્શ્વનાથ પ્રભુની કીર્તિ જગમાં મોટી છે એમના દર્શનથી સર્વ પાપ દૂર થઈ જાય છે જેમ મેઘથી ખેતી થાય છે તેમ આશા, સર્વ કષ્ટોના નિવારનાર, મુક્તિરૂપી રમણીને વરનાર, મુક્તિનો માર્ગ બતાવનાર સેવક ને સંકટમાંથી બચાવી લેનાર પ્રભુનું નામ મનમાં જે માણસો ભાવથી ધરે છે તેની ખ્યાતિ જગતમાં થાય છે માટે કવિ શ્રી પાર્શ્વ પ્રભુનું ધ્યાન ધરવાનું ઉદ્બોધન કરે છે

## શ્રી પાર્શ્વજિન સ્તવન-બીજુ (પૃ. ૯૧)

ભીમ-ભયકરના અર્થમા, પુત-પુત્ર, આગર-સ્થાન,

કવિ કહે છે " શ્રી પાર્શ્વનાથ પ્રભુ કે જેમની દેવતાઓ હમેશા દાસની જેમ સેવા કરે છે તેઓ હમેશા આશાના પૂરનાર છે ભયકર ભવસાગરમાથી તેઓ વહાણની જેમ લોકોના મોટા સમુદાયને તારે છે શ્રી પાર્શ્વનાથની માતા વામાદેવી પોતાના પુત્રને રોજ નવા નવા હાલરડા ગાઈને હીચોળે છે અને પોતાના પુત્રનુ અદ્ભુત તેજ જોઈ અત્યત આનદ અનુભવે છે શ્રી પદ્માવતી દેવી ભકતજનોની વાછના પૂર્ણ કરે છે માટે કવિ પોતાના ચિત્તમા શ્રી પાર્શ્વનાથનુ ધ્યાન ધરે છે

## શ્રી મહાવીર જિન સ્તવન (પૃ. ૯૧)

સાસણ-શાસન, રત્તન-રત્ન, વસાય-કૃપા, કોસિર-કસર, કરકસ

આ સ્તવનમા સિદ્ધાર્થ અને ત્રિશલાદેવીના પુત્ર, પગના અગુઠા વડે મેરૂ પર્વત ડોલાવનાર પોતાનાં કર્મો ખપાવી તેના પર વિજય મેળવનાર એવા મહાવીર પ્રભુની સ્તુતિ કરીને કવિ એમની પાસે રત્નત્રયી માગે છે કે જેથી બીજો કઈ સતાપ આવે નહિ

## મનની અસ્થિરતા ઉપર પદ (પૃ ૯૨)

થિર-સ્થિર, માગેરી-મેળવુ, પામુ, ફેર ફેર-વારવાર, વરજ્યા ત્યાગ કર્યાં કુંજર-હાથી, છિન-ક્ષણ

આ પદમાં કવિ કહે છે કે જ્યા મારુ પોતાનુ મન જ સ્થિર નથી ત્યા પ્રભુની પ્રાપ્તિની આશા કઈ રીતે રાખી શકુ ? દિવસ આખો મે વાતોમા ગુમાવ્યો અને રાત ઊંઘીને પૂરી કરી. વારવાર મે દિલને સયમમા રાખવાનો પ્રયત્ન કર્યો, પણ તે રહેતુ નથી મન એ મદોન્મત્ત હાથી જેવુ છે ઘડીકમા તે ગરમ થઈ જાય છે, ઘડીકમાં ઠંડુ, ઘડીકમા તે હસે છે, ઘડીકમા રડે છે, ઘડીકમાં તે બધી સપત્તિ જોઈ હરખાય છે અને ઘડીકમાં તે બધુ ગુમાવીને ઝૂરે છે આ બધી મિથ્યા પ્રવૃત્તિ

## શ્રી શાંતિનાથસ્તવન (પૃ. ૧૦૪)

આ સ્તવનમાં કવિએ 'શાંતિ'નો સાચો અર્થ શો છે તે સમજાવ્યું છે. પહેલી કડીમાં 'શાન્તિનુ સ્વરૂપ' સમજાવવા માટે આત્માએ પ્રભુને પ્રશ્ન કર્યો છે અને એ પછીની કડીથી શાતિનુ સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે પ્રભુ કહે છે, હૃદયમા વિશુદ્ધ ભાવ ધારણ કરવા એ પહેલુ શાતિપદ છે એ પછી આગમોના જાણકાર, સમ્યક્ત્વના જાણકાર એવા ગુરુનુ, ખોટી જ જાળો છોડી દઈને આલબન સ્વીકારે, તામસી વૃત્તિ છોડી દઈનેસાત્ત્વિક વૃત્તિ ધારણ કરે, દુષ્ટજનોની સગતિ છોડી સુજનોની સગતિ સ્વીકારે, ચિત્તમા સાચા યોગીનો ભાવ ધારણ કરે અને મોક્ષનું લક્ષ્ય રાખે, માનઅપમાન, સોનુ અને પથ્થર, વદક અને નિદક, ઘાસ અને મણિ, મોક્ષ અને સસાર એ બધા પ્રત્યે જે સમ્યક્દષ્ટિ રાખે એ શાતિના સાચા સ્વરૂપને પામી શકે છે પ્રભુની આવી વાણી સાભળી આત્મા કહે છે કે હે પ્રભુ! તમારા દર્શનથી મારા બધા કાર્યો સિદ્ધ થઈ ગયા છે, મારુ જીવન ખરેખર ધન્ય થયુ છે

## શ્રી નેમનાથ સ્તવન (પૃ. ૧૦૫)

પખો–વિનાનો, સ્યો–શો, કરુણા–દયા

આ સ્તવનમાં કવિએ રાજુલની નેમિનાથ પ્રત્યેની ઉક્તિ મૂકી છે રાજુલ કહે છે કે આઠ ભવની આપણી પ્રીત છે આઠ ભવની હુ તમારી નારી છુ અને તમે મારા કથ છો મુક્તિરૂપી નારી સાથે આપણને કઈ કામ નથી હે નાથ! તમ મારે ઘરે પધારો. તમારો રથ પાછો ફેરવો સ્ત્રી વિનાનો પ્રેમ તે શો હોઈ શકે? હે નાથ, તમે પશુઓ ઉપર દયા આણી, પરતુ મારા ઉપર–માણસ ઉપર કરુણા ન આણી એ કોના ઘરનો આચાર? પ્રેમરૂપી કલ્પતરૂને તમે છેદી નાખ્યું અને યોગ રૂપી ધતૂરાને તમે ધારણ કર્યો હે રાજન્ તમે અને

મૂકીને જાઓ છો તેમા મારી બદનામી જરા પણ નથી, પણ તમે પોતે જ વિચાર કરો કે રાજસભામાં બેસતાં તમને કેટલી બધી શરમ આવશે ?

જગતમા પ્રેમ તો બધા કરે છે, પરંતુ તે નિભાવનારા તો ઘણા ઓછા છે જે પ્રીત કરીને છોડી દે તેની આગળ આપણું શુ ચાલે ? જો તમારા મનમા આવુ જ હતુ તો મારી સાથે પ્રીતિ શુ કામ બાંધી ? પ્રીતિ બાંધીને પછી છોડતા માણસને નુકસાન થાય છે રાગી માણસની સાથે સહુ રાગ-પ્રેમ બાંધતા હોય છે વૈરાગી માણસ સાથે રાગ ક્યાંથી હોય ? રાગ વિના તમે મુક્તિસુંદરીનો માર્ગ કયાંથી દાખવો ?

હે સ્વામી જે રાગે હુ તમને જોઉં છું તે રાગે તમે મને જુઓ એક વાર તમે મારા તરફ જુઓ તો મારાં કાર્ય સિદ્ધ થાય

## શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ ૧૦૮)

ધ્રુવપદ-મોક્ષપદ, રામી-રમણહાર, નિકામી-કામવાસના રહિત, પરપરિણમન-પર દ્રવ્યમા રમણ કરવુ તે, જલભાજન-પાણી ભરેલું પાત્ર, રવિ-સૂર્ય, ખેમ-ક્ષેમ, કલ્યાણ, જ્ઞેય-જેનુ જ્ઞાન મેળવવાનુ હોય તે, એટલે સર્વ દ્રવ્ય, વિનિશ્વરૂ-વિનાશક

સિદ્ધપણાના રમણહાર જે પ્રભુ છે તે કામરહિત છે, ગુણવાન છે અને જ્ઞાની છે તેવા પરમાત્માને પામીને સમ્યક્દષ્ટિ જીવ પણ મોક્ષપદને પામે છે હે પ્રભુ ! આપ સર્વજ્ઞ છો માટે સર્વવ્યાપી છો. પરન્તુ આપનુ આ પરપરિણમન સ્વરૂપ સૂક્ષ્મ અર્થમા સમજવાનુ છે, કારણ કે દ્રવ્ય અસ્થિર સ્વભાવનુ હોઈ પરરૂપમા રમણ કરવુ એમાં ખરું તત્ત્વ નથી પણ ખરુ તત્ત્વ તો આત્મરમણમા જ છે દ્રવ્યો અનેક છે અને એનુ જ્ઞાન પણ પાણીના વાસણમા સૂર્યના પ્રતિબિંબની જેમ, અનેક છે પરન્તુ જીવ દ્રવ્યમા રહેલુ આત્મસ્વરૂપ એક છે માટે ગુણન એકપણુ જાણવુ. માટે પોતાના પદમાં રમવામા જ કલ્યાણ છે જ્ઞેય એટલે કે દ્રવ્ય વિનાશક છે માટે તેનુ જ્ઞાન પણ વિનાશક છે

એવુ કહેવામાં આવે, પરતુ આત્મસ્વરૂપ નિત્ય છે માટે તેનુ જ્ઞાન-વિનાશક નથી. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને સ્વભાવ–એ ચતુષ્કમયી આત્માનો પોતાનો ધર્મ છે. તે ધર્મ બીજામાન પામી શકીએ તો પછી જ્ઞાનથી સ્વપર દ્રવ્યતું જાણપણું કેમ થાય? તેનો ખુલાસો કરતા કવિ સાતમી કડીમાં કહે છે કે જેમ અરીસામા સર્વનુ પ્રતિબિબ પડે છે, પણ જેનું પ્રતિબિંબ અરીસામા પડે છે તે વસ્તુમા અરીસો પ્રવેશ કરતો નથી અને તે વસ્તુ પણ અરીસામા જતી નથી, તેવી રીતે જ્ઞાન જ્ઞેયમા પરિણમતુ નથી અને જ્ઞેય જ્ઞાનમા પરિણમતુ નથી

છેલ્લી કડીમા કવિ કહે છે કે શ્રી પાર્શ્વનાથ ભગવાન પારસ છે એટલે કે જેમ પારસના સ્પર્શથી લોઢુ સોનુ થઈ જાય છે તેમ પાર્શ્વનાથ પ્રભુના યોગથી જીવ પરમાત્મસ્વરૂપ પામે છે

## શ્રી મહાવીર જિન સ્તવન (પૃ. ૧૦૯)

છઉમથ્થ–છદ્મસ્થ છદ્મ, વીરય–વીર્ય, સૂરપણું–શૌર્યપણુ, ઠાણે–સ્થાને, વિણાન–વિજ્ઞાન

આ સ્તવનમાં કવિ કહે છે કે હું શ્રી મહાવીર ભગવાનને પગે લાગીને એમના જેવુ વીર્યપણુ માગું છુ. જેમના વીર્યના ઉલ્લાસથી કુશ્રદ્ધારૂપ મિથ્યાત્વ અને મોહરૂપી અધકારનો ભય દૂર થયો છે એવા હે પ્રભુ! તમે અનાદિ કર્મરૂપી શત્રુને જીતી લઈને જીતનુ નગારુ વગાડયુ છે આવુ તમારુ વીર્યપણુ હુ માગુ છુ કે જેથી હું પણ કર્મશત્રુને જીતી લઉ જે ગતિપૂર્વક અનેક કર્મ ગ્રહણ કરે તે અભિસંધિજવીર્ય કહેવાય. ભાવયોગ તથા દ્રવ્યયોગ રૂપ સૂક્ષ્મ તથા સ્થૂલ ક્રિયા કહેવાય આવી ક્રિયામા [illegible] આત્મા સમારંભ [illegible] પામે [illegible] આત્માના અસખ્ય પ્રદેશો છે અને તે [illegible] અસખ્યાતા વીર્યવિભાગ છે એવી રીતે જીવને [illegible] અસખ્યાત છે. જેવી યોગબલ શક્તિ તેવા કર્મના [illegible] એટલે

કોઈ પાર્શ્વનાથ કહે છે, કોઈ બ્રહ્મા કહે છે. આમ બધા લોકો પરમાત્માને જુદા જુદા સ્વરૂપે ઓળખાવે છે અને લૌકિક કે વ્યાવહારિક દૃષ્ટિએ તેમાં કશું ખોટુ નથી પરંતુ સસારના બધા જ જીવોમાં એકસરખુ ચૈતન્ય યા બ્રહ્મત્વ વ્યાપી રહ્યું છે જેમ માટી એકની એક છે, પણ એમાથી જુદી જુદી વસ્તુ બનાવતા કોઈને આપણે ઘડો કહીએ, કોઈને કોડિયું કહીએ, કોઈને ઈંટ કહીએ, પરંતુ તે બધામા સમાન તત્ત્વ તે માટી છે તેવી જ રીતે જીવાત્મા અને પરમાત્મા સબધે સમજવાનું છે. અહી આપણને કવિ નરસિંહ મહેતાની પંક્તિ યાદ આવે છે –

ઘાટ ઘડિયા પછી નામરૂપ જૂજવાં અંતે તો હેમનુ હેમ હોયે.

આમ, આકારની દૃષ્ટિએ વસ્તુઓ ભિન્નભિન્ન છે, પરંતુ મૂળ તત્ત્વની દૃષ્ટિએ તો તે એકરૂપ, અભેદરૂપ છે આપણી જૈન પરિભાષામા કહીએ તો વ્યવહાર નયની દૃષ્ટિએ જોઈએ તો આકૃતિભેદથી માટીની વસ્તુઓ અનેક છે અને સગ્રહ નયની દૃષ્ટિએ જોઈએ તો તે બધી વસ્તુઓ અભેદરૂપ છે તેવી જ રીતે વ્યાવહારિકનયથી જોતા જીવાત્માઓ ભિન્ન ભિન્ન છે, પણ સગ્રહનયથી જોતા સર્વે આત્માઓ એકરૂપ છે

ત્રીજી અને ચોથી કડીમા કવિએ રામ, રહેમાન, કૃષ્ણ મહાદેવ વગેરે કયા અર્થમા ઘટાવવા જોઈએ તે સમજાવ્યુ છે જે પોતાના શુદ્ધ સ્વરૂપમાં રમે તેને આપણે રામ કહીએ જે જીવો ઉપર રહમ એટલે એટલે કે દયા રાખે તેને રહેમાન કહીએ, જે અનાસક્ત થઈ કર્મ કરે છે તેને આપણે કાન-કહાન-કૃષ્ણ કહીએ, જે રાગ દ્વેષને જીતી, કર્મોનો ક્ષય કરીને મુક્તિ પામ્યા છે તેને આપણે મહાદેવ કહીએ, જે પોતાના શુદ્ધ સ્વરૂપને સ્પર્શે છે એટલે કે પામે છે તેને આપણે પાર્શ્વનાથ કહીએ. જે પોતાનું શુદ્ધ બ્રહ્મસ્વરૂપ જાણે છે તેને આપણે બ્રહ્મા કહીએ. આવી રીતે આપણા પોતાના કર્મરહિત, ચૈતન્યમય આત્મસ્વરૂપને ઓળખવાનો આનદઘનજી ઉપદેશ આપે છે

## યા પુદગલકા કયા વિસવાસા

સુપનેકા-સ્વપ્નનો, વાસા-રહેવાસ, શિવપુર-મોક્ષધામ.

આ પદમા શ્રી આનન્દઘનજી કહે છે આ શરીરરૂપી પુદ્ગલનો શો વિશ્વાસ કરવો? જેમ સ્વપ્નમા કોઈ સરસ મહેલમા રહેવાનુ મળ્યુ હોય પણ જ્યારે જાગીએ ત્યારે તેમાનુ કશુ હોતું નથી તેવીજ રીતે આ શરીરરૂપી ઘરમાં આત્માને માટે સમજવુ જેવી રીતે વીજળી ક્ષણવાર ચમકી અદશ્ય થઈ જાય છે, જેવી રીતે પાણીમા પતાસુ ઘડીકમા ઓગળી જાય છે, તેવી રીતે આ દેહનો ક્ષણવારમા નાશ થવાનો છે આવા ક્ષણભગુર દેહનો ગર્વ ન કરવો જોઈએ. અંતે એ દેહનો નાશ જગલમા જ થવાનો છે, એટલે કે મૃત્યુ થતા લોકો એને જંગલમા સ્મશાનમા બાળી આવશે કવિ કહે છે કે આ સસારની બધી વસ્તુઓ, તન, ધન, યૌવન, ઘરબાર-બધા જ જુઠા છે સત્ય વસ્તુ જો કોઈ હોય તો તે આત્મતત્ત્વ છે માટે આત્મસ્વરૂપને પામવુ, મોક્ષ મેળવી મોક્ષધામમા વાસ કરવો એજ સત્ય છે.

## કયા સોવે, ઊઠ જાગ

બાઉ-ભોળા, મૂર્ખ, આયુ-આયુષ્ય, ઘરિય-ઘડિ પર, નાઉ-નાવ. ધ્યાઉ-ધ્યાન ધર

આ પદમા કવિ કહે છે, "હે મૂર્ખ, ભોળા, બહાવરા જીવ, તું શુ મોહનિદ્રામાં પડી રહ્યો છે? અંજલિમાથી પાણી જેમ ઝડપથી સરવા લાગે છે તેમ આ આયુષ્ય ઝડપથી ઘટી રહ્યુ છે પહેરગીરો ઘડી પર ટકોરા મારે છે તે બતાવે છે કે આયુષ્ય ઘટી રહ્યુ છે. ઇન્દ્ર, ચન્દ્ર, નાગેન્દ્ર અને મોટા મોટા મુનીન્દ્રો-આવા બધાઓનુ આયુષ્ય પણ પૂરૂ થઈ ગયુ ગયું અને તેઓ બધા ચાલ્યા ગયા. મૃત્યુ આગળ કોણ ટકી શક્યુ છે? મોટા મોટા રાજાઓ હોય, ચક્રવર્તી, બાદશાહ કે રાણા હોય, પણ તેથી મૃત્યુ આગળ તેમનું શું ચાલે?

હે અવધૂત ! તું શરીરરૂપી મઠમાં હજી સુધી મોહનિદ્રામાં શું સૂઈ રહ્યો છે? તું જાગીને તારા હૃદયમાં જો. તું તારા શુદ્ધ આત્મસ્વરૂપને જો તું દેહરૂપી મઠનો વિશ્વાસ ન કરતો એ તો એક પળમાં ટળી પડશે, આયુષ્ય ખૂટતાં એક પળમાં એનો નાશ થશે

તું હલચલ મિટાવી દે એટલે કે રાગદ્વેષની ચંચલતા ભરી તારી બધી પ્રવૃત્તિઓ તું બંધ કરી દે અને તારા શુદ્ધ સ્વરૂપને સમજવાનો પ્રયત્ન કર. તું રાગદ્વેષ છોડી દઈશ એટલે તને સમતારૂપી જળમાં તારો આત્મા રમતો જણાશે એ રીતે તું તારા આત્માને ઓળખી શકશે દેહરૂપી મઠમાં પંચમહાભૂતોનો—પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ એ પાંચ મહાભૂતોનો વાસ છે અને વળી તેમાં શ્વાસોશ્વાસરૂપી ધૂર્ત ખવીસ તેમાં રહેલો છે અને તે તારા આત્માને ક્ષણે ક્ષણે છળવાની ઈચ્છા ધરાવે છે, આવો એ મઠ છે માટે તારે તેમાં ઊંઘવું ન જોઈએ પરંતુ તનમનની આવી દશા હોવા છતાં મૂર્ખ શિષ્ય તે સમજી શકતો નથી અને તનમઠની મમતા રાખીને તેમાં સૂઈ રહ્યો છે

ત્રીજી અને ચોથી કડીમાં કવિ કહે છે કે, હે અવધૂત ! તારા મસ્તક પર પંચ પરમેશ્વર વસે છે અને મસ્તકના મધ્યભાગમાં બ્રહ્મરંધ્રરૂપી સૂક્ષ્મ બારી છે કોઈ વિરલા જ્ઞાનીઓ પોતાના શુદ્ધ આત્મ અભ્યાસથી પોતાના આત્માને ત્યાં ધ્રુવના તારાની જેમ સ્થિર જોઈ શકે છે જો કોઈ અવધૂત આશાનો ત્યાગ કરીને પોતાના હૃદયરૂપી ઘરમાં આસન લગાવી આત્માના જાપ–અજપાજાપ જપે તો તે ચૈતન્યમય, નિરંજન એવા પરમાત્માના દર્શન કરે છે

## નિશદિન જોઉં તારી વાટડી

દોલા–પ્યારા, વ્હાલી, અમોલા–અમૂલ્ય, લાલ–માણેક, જવહરી–ઝવેરી, પટંતર–અંતર, વેગળું, પગ–પગ. નિહારત–જોઉં છું. લોયણે–લોચનથી, દગ–દૃષ્ટિ, અડોલા–નિશ્ચલ, ઝોલા–મગ્ન રહેતા; ખોલા–હૃદય ખોલીને, ગોલા–અસ્થિરતા, મેજડી–પથારી

છે કે તમારા મુખનું દર્શન થતાં જ મારા હૃદયની અસ્થિરતા-ડામાડોળ સ્થિતિ ટળી જાય છે

છેલ્લી કડીમાં કવિ કહે છે કે સમતાના આવા શબ્દો સાંભળી મિત્ર વિવેકે એને કહ્યું કે 'હે સમતા! તું હવે ખેદ ન કર. આનંદના જેવા તારા સ્વામી આત્મા જરૂર તારા મંદિરમાં પધારશે અને તારી સાથે આનંદમાં રંગરોળ થશે

## આશા ઓરનકી કયા કીજે

ઓરનકી બીજાની, કૂકર-કૂતરો; જાયા-પુત્ર, કબહુ-ક્યારેય; અવટાઈ-ઉકાળીને

આ પદમાં કવિ કહે છે કે હે ચેતન, તારે બીજાની આશા શી રાખવી? તારે તો જ્ઞાનરૂપી અમૃત રસ પીવો જોઈએ કૂતરો રોટલાના ટુકડાની આશાએ લોકોના બારણે બારણે ભટકતો હોય છે અને છતાં તેને કંઈ સંતોષ વળતો નથી તેવી રીતે તે પણ આટલા આટલા ભવ સુધી કંઈ કંઈ આશાઓ ભટક્યા કર્યું છે. જે લોકોએ કંઈક અધિક સુખની આશાની ખુમારી અનુભવી હોય છે તે ખુમારી થોડા વખતમાં જ ચાલી જાય છે પણ આત્માના અનુભવરૂપી અમૃતરસના પાનની ખુમારી જે રસિકોને ચડે છે તે તો ક્યારેય ઊતરતી નથી

જે માણસો આશારૂપી દાસીના પુત્રો બને છે તે માણસો આખા જગતના દાસ બને છે એટલે આશાથી વશ બનેલા માણસો લાંબા કાળથી આખા જગતનું દાસત્વ સ્વીકારે છે અને જ્યાં ત્યાં કરગરતા ફરતા હોય છે પરંતુ જેઓ આશાને પોતાની દાસી બનાવી પોતે એના નાયક બને છે, એટલે કે જેઓ આશાને પોતાને વશ રાખે છે તેવા આત્માનુભવરસિકો જ અમૃતપાનના અધિકારી બને છે

ત્રીજી કડીમાં કવિ રસ એક રૂપક યોજીને કહે છે કે મનરૂપી પ્યાલામાં પ્રેમરૂપી મસાલો નાખીને એને તનરૂપી ભઠ્ઠીમાં આશારૂપી અગ્નિથી બાળીએ અને ઉકાળીએ અને તેનો કસ કાઢીને પામે તો

તેમને અળગા કરવાથી શો અર્થ સરવાનો છે? એમને અળગા કરવામા આવે તો પણ તેઓ વળગેલા જ રહેવાના છે મોરનાં પીછાંની જેમ તેઓ જુદા થવાના નથી વળી તમારાથી અળગા થયે કેમ ચાલશે? કારણ કે રૂડી ભક્તિ તેઓને આકર્ષવાની જ છે. મારું મનડું અત્યંત ચંચલ સ્વભાવનું છે તો પણ તમારા પ્રત્યેની પ્રીતિમા દૃઢ છે માટે તમે જો સમયે સમયે તમારું સ્વરૂપ બદલાવો તો એમ કેવી રીતે પ્રીતિનો નિર્વાહ થાય? માટે હે સ્વામી! આપણા આ સંબંધમા ખામી ન આવે એ જોજો કારણ કે તમે તો મારા ભવોભવના નાથ છો!

## શ્રી શાંતિનાથ સ્તવન (પૃ ૧૧૪)

નિરાગી-રાગરહિત કૃપાલ-કૃપાળુ, મુક્તિપાલ-મુક્ત

આ સ્તવનમા પણ શ્રી ઋષભદેવના સ્તવનના જેવો જ ભાવ કવિએ વર્ણવ્યો છે. કવિ શ્રી શાંતિનાથ પ્રભુની સ્તુતિ કરતા કહે છે હે સ્વામી! મેં તમારો કેડો લીધો એટલે હવે તમારાથી છૂટવાનું નથી તમારે પ્રસન્ન થવું જ જોઈએ, તમે વીતરાગપણું રાખીને બીજા માણસોને ભૂલાવો છો પરંતુ મેં તો આપને રાગરહિતને પણ મારી ભક્તિ વડે આકર્ષ્યાં છે મેં મારા મનમા તમને વસાવ્યા છે, તો હવે તમને કેમ જવા દેવાય? જો ભેદભાવ વિના તમે મને મળો એટલે કે તમારી અને મારી વચ્ચે ભિન્નતા ન રહે તો જ તમારાથી છૂટાશે હવે તમે મારા કબજામા છો તો તમારાથી હે કૃપાળુ! મારા પર કંઈ પણ ઉપકાર કર્યા વિના એમને એમ કેવી રીતે છૂટાશે? માટે જો આ પ્રમાણે જ સ્થિતિ છે તો શા માટે તમે હઠ કરી રહ્યા છો? રે પ્રભુ! તમે મારા પર પ્રસન્ન થાવ!

## શ્રી નેમનાથ સ્તવન (પૃ. ૧૧૫)

અંતમાં કવિ કહે છે કે મેં આવા પ્રભુનો સાથ લીધો છે

## શ્રી પાર્શ્વજિન સ્તવન ( પૃ ૧૧૬ )

સુરનર-દેવો અને માનવો; આપદ-આપત્તિ, સંકટ, ઉત્સંગે-ખોળામા, વામા-સ્ત્રી, પરતક્ષ-પ્રત્યક્ષ, નિરૂપાધિ-ઉપાધિ વગરની; વીતરાગ-જેમાંથી રાગ ચાલ્યો ગયો છે એથી, અવલંબ્યા-આધાર લીધો છે, પાયા-પગ

કવિ આ સ્તવનમા શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાની સ્તુતિ કરતાં કહે છે હે સ્વામી ! આપની પ્રતિમા પ્રભાવશાળી છે મારા મનને એ અત્યંત ગમી ગઈ છે. જે દિવસથી મે એ જોઈ છે તે દિવસથી મારી આપત્તિ દૂર થઈ ગઈ છે આપનું પ્રસન્ન નયન જોતાં ભાવિક જનનુ મન રીઝે છે આપના પ્રસન્ન નયન જાણે તે સમતા રસના કચોળા ન હોય ! એટલે કે આપની આંખમા નથી ઈર્ષ્યાનો ભાવ, ક્રોધનો ભાવ કે તિરસ્કાર કે ઘૃણાનો ભાવ આવતો આખા જગત પ્રત્યે, જીવ માત્ર પ્રત્યે સહાનુભૂતિ ધરાવો છો આપની મૂર્તિ બીજા કેટલાક દેવદેવીઓ જેવી નથી આપના હાથમાં હથિયાર નથી, જપમાળાનો પ્રચાર નથી. આપના ખોળામાં સ્ત્રી નથી કે જેથી કામ વિકાર ઊપજે આપની મૂર્તિ નટની જેમ નૃત્યના ચાળા કરતી નથી ગાતી બજાવતી નથી કે છોગં કે નવા વસ્ત્ર ધારણ કરતી નથી એટલે કે આપની મૂર્તિ તદ્દન નિરૂપાધિક અને વીતરાગ દશાની છે માટે જ મે આપના ચરણનું શરણ સ્વીકાર્યું છે

## શ્રી મહાવીર જિન સ્તવન ( પૃ ૧૧૭ )

કરમ-કર્મ, અરિદલ-દુશ્મનોનું સૈન્ય, અનંતાનંત ધી-[illegible] પાય લાગોરે-પગે લાગો

આ સ્તવનમા કવિએ શ્રી મહાવીર સ્વામીને [illegible] અને અરિહંત તરીકે ઓળખાવ્યા છે એમણે કર્મ-રૂપી દુશ્મનોના દળને

તમારા સિવાય બીજા કોઈ દેવમા મારુ ચિત્ત લાગવાનું નથી. હે સ્વામી ! તમે કામણ કરીને અમારું ચિત્ત ચોરી લીધુ છે હવે મારી બાંહ્ય ગ્રહ્યાની તમને લાજ છે, એટલે કે હવે મારો ઉદ્ધાર નહિ કરો તો તેમા તમારી જ આબરૂ જવાની છે '

## શ્રી ઋષભ જિન સ્તવન—સ્તવન ત્રીજું

અબુજ—કમળ, અષ્ટમી શશિ—આઠમનો ચન્દ્ર, અડહિય—આઠ, અભ્યતર—અદરના, ઉતુગ—મોટું, થુણ્યાં—સ્તવ્યો

આ સ્તવનમાં કવિ કહે છે કે શ્રી મરૂદેવી માતાના પુત્ર ઋષભદેવ ભગવાનના મુખનુ દર્શન કરવાથી સુખ ઉપજે છે પ્રભુની આંખ કમળની પાખ જેવી, કપાળ આઠમના ચન્દ્ર જેવુ અને મુખ શરદ ઋતુના ચન્દ્ર જેવુ છે એમની વાણી અત્યત રસાળ છે. પ્રભુના શરીર પર એક હજાર અને આઠ ઉદાર લક્ષણો શોભે છે એમના હાથ અને પગમા અનેક શુભ રેખાઓ છે અને અભ્યતર શુભ લક્ષણો તો અનેક છે. પ્રભુનો દેહ ઇન્દ્ર, ચન્દ્ર, સૂર્ય અને પર્વતના ઉત્તમ ગુણો એકત્ર કરીને ઘડવામા આવ્યો છે પરંતુ પ્રભુનુ જે અદ્‌ભુત ભાગ્ય છે તે ક્યાંથી આવ્યુ તેનું ભારે આશ્ચર્ય છે પ્રભુએ સઘળા ગુણોને સ્વાધીન કર્યા છે, અને દોષોને દૂર કર્યા છે આવા પ્રભુની સ્તુતિ કરતા કવિ કહે છે કે અમને સુખની પુષ્ટિ આપજો આ સ્તવનમા કવિએ વિવિધ ઉપમાઓ વડે પ્રભુનુ બાહ્ય સ્વરૂપ દર્શાવ્યુ છે

## શ્રી શાંતિનાથ જિન સ્તવન—સ્તવન પહેલુ

અચિરારો—અચિરાના, અચરિજ—આશ્ચર્ય, અરૂપી પદ—મોક્ષ

આ સ્તવનમા કવિ કહે છે કે જે દિવસે શ્રી અચિરા દેવીના પુત્ર શ્રી શાન્તિનાથ ભગવાનનુ મુખ જોઈને સુખ પામી, તે વખતે ચિત્ત—આત્માના બધા દુખ દૂર થયા હે પ્રભુ ! તમારામા જેટલા ગુણો છે તેને જગત પણ જાણતા છે તેને બીજા કોઈ દેવનુમા રમ ન ...

અમૃત રસ ચાખ્યો તેનું મન બીજા રસમા લાગે નહિ. તમારા સમ્યક્‌ત્વરૂપી રસનો હુ જાણવા વાળો છુ, છતા મેં બાખ રૂપી ખરાબ ભોજન ઘણા વખત સુધી સેવ્યું પરતુ ફરી કદાચ કર્મના યોગે તેને સેવવાનો વખત આવે તો પણ સમકિત ગુણ રૂપી અમૃતની ઇચ્છા તો તે જરૂર ફરીથી કરે તમારુ ધ્યાન તેજ સમકિત છે, એજ જ્ઞાન છે અને એજ ચારિત્ર્ય છે એથી સઘળા પાપ નષ્ટ થાય છે અને ધ્યાન ધરનાર ધ્યેય સ્વરૂપને પામે છે હે પ્રભુ! તમારુ અદ્‌ભુત સ્વરૂપ નિહાળીને ભવ્ય જીવ અરૂપી પદ એટલે કે મોક્ષ મેળવે છે તે આશ્ચર્ય છે તમારી કળા તમો જ જાણો છો મારુ મન ત્યા પહોચી શકતુ નથી આથી શ્રી યશોવિજય તમારુ સ્મરણ અને ભજન કરે છે.

### શ્રી શાંતિનાથ જિન સ્તવન—સ્તવન બીજું

નયર-નગર; પાતિક-પાપ, તનુ-શરીર, આદ્વી-આદરસી, તિહુ અણ-ત્રિભુવન, નિરવણી-યક્ષિણીનુ નામ

આ સ્તવનમા કવિએ શ્રી શાતિનાથ ભગવાનનાં માતા-પિતા, નગર લાછન, કાયા, આયુષ્ય, સાધુ સાધ્વીનો પરિવાર યક્ષ, યક્ષિણી વગેરેનો પરિચય આપ્યો છે સ્તવનની ભાષા સરળ અને સમજાય તેવી છે

### શ્રી શાતિનાથ જિન સ્તવન—સ્તવન ત્રીજું

મનમથ-કામદેવ, અકિચન-જેની પાસે કશુ ન હોય તેવા; થિરતા-સ્થિરતા;

આ સ્તવનમા શ્રી શાતિનાથ ભગવાનનું સ્વરૂપ વર્ણવતાં કવિ યુક્તિથી કેટલોક વિરોધા ભાસ રજુ કરી સાચી વસ્તુ દર્શાવે છે. કવિ કહે કે 'હે પ્રભુ! તમે લોકોના મનનુ રજન કરનારા અને કામદેવના બળનુ ખડન કરનારા છો, છતા તમારા ચિત્તમા રાગદ્વેષ નથી તમારે શિરે છત્ર છે અને દેવ દુદુભિ વાગી રહ્યા છે. આમ, તમારી ઠકુરાઈ શોભે છે, છતા તમે તો તદ્દન અકિંચન છો તમે

સમતા, સ્થિરતા, ધૃતિ ઈત્યાદિ સ્ત્રીઓને વરેલા છો છતાં તમે બ્રહ્મચારી છો તમે સંસાર પ્રત્યે રાગ ધરાવનાર નથી, તમને દોષો પ્રત્યે આસક્તિ નથી, મૃગ એ તમારું લાંછન છે હે પ્રભુ! કેવળી સિવાય તમારા ગુણોનું વર્ણન કોણ કરી શકે?

## શ્રી નેમનાથ જિન સ્તવન—સ્તવન પહેલું

આ સ્તવનમાં કવિએ શ્રી નેમિનાથ ભગવાનના માતાપિતા, નગર, લંછન, ઇત્યાદિ વર્ણવી બીજીથી આઠમી કડી સુધીમાં નેમિનાથના જીવનના સુપ્રસિદ્ધ પ્રસંગો વર્ણવ્યા છે અને એ પછી છેલ્લી ત્રણ કડીમાં એમના સાધુ સાધ્વીના પરિવારનો અને એમના આયુષ્ય વગેરેનો પરિચય આપ્યો છે

## શ્રી નેમનાથ જિન સ્તવન—સ્તવન બીજું

કુરંગ–મૃગ, વયણડે,–વચને, પતિ–પ્રતીતિ–વિશ્વાસ, વ્યાલ–સર્પ, વિલવતી–વિલાપ કરતી,

આ સ્તવનમાં કવિએ રાજુલની નેમિનાથ પ્રત્યેની ઉક્તિ રજૂ કરી છે એ કહે છે કે હે સ્વામી! અનુકંપાને કારણે તમે તોરણેથી પાછા ફર્યા તે વખતે તમને અનેક વડીલોએ વિનવ્યા, પરંતુ મારી સાથેના નવ ભવના સ્નેહને અવગણી તમે પાછા ચાલ્યા, તેમાં લગ્ન માટે જોષી પાસે યોગ્ય મુહૂર્ત જોવડાવવામાં તો કંઈ ફેર પડ્યો નથી ને!

હે નાથ! જે મૃગથી ચન્દ્ર કલંકિત બન્યો છે અને જે મૃગને કારણે રામ અને સીતાનો વિયોગ થયો તે મૃગના વચન સાંભળી એના પ્રત્યે અનુકંપા આણી તમે પાછા ચાલ્યા ગયા છો એવી વાતની પ્રતીતિ કોને થાય? લોકો તો એમ જ માનવાના કે તમે મૃગની દયાનું માત્ર બહાનું કાઢ્યું તમારા પાછા ચાલ્યા જવાનું કારણ કંઈક બીજું જ હોવું જોઈએ હે નાથ! મને તો એમ જ લાગે છે કે જેને અનંત સિદ્ધોએ ભોગવી છે અને જે અનેક મુમુક્ષુઓને પોતાના તરફ આકર્ષે છે એવી ધૂતારી મુક્તિ રૂપી સ્ત્રીએ તમને ભોળવ્યા હોવા જોઈએ, માટે તમે મારા પરથી મન ઉતારી નાખ્યું છે. હે નાથ! પ્રીતિ કરવી સહેલી છે, પણ નિભાવવી અઘરી

જેમ દેવોમાં ઇંદ્ર, પર્વતોમા મેરૂ પર્વત, પશુઓમાં સિંહ, વૃક્ષોમાં ચંદન, સુભટોમાં કૃષ્ણ, નદીઓમા ગંગા, રૂપવાનોમા કામદેવ, ફૂલોમા કમળ, રાજાઓમા ભરત ચક્રવર્તી, વ્યાખ્યાનોમા અને કથાઓમા જિન કથા, મંત્રોમા નવકાર મંત્ર, રત્નોમા ચિંતામણિ રત્ન, સાગરોમા સ્વયંભૂરમણ સમુદ્ર, ધ્યાનોમા શુક્લ ધ્યાન શોભે છે તેમ સમસ્ત મુનિઓમાં વામાદેવીના પુત્ર શ્રી પાર્શ્વનાથ પ્રભુ શોભે છે.

### શ્રી પાર્શ્વજિન સ્તવન–સ્તવન બીજુ

તિસના-તૃષ્ણા, સાયર-સાગર, તારઈ-તારો, ઉદ્ધારો, વડવાનલ-વડવાનલ, સમુદ્ર નીચેનો અગ્નિ, તિમિંગલ–મોટામા મોટો મગરમચ્છ.

આ સ્તવનમા કવિએ સમુદ્રના તોફાનનું રૂપક પ્રયોજ્યુ છે શ્રી પાર્શ્વજિન પ્રભુને સંબોધીને કવિ કહે છે કે આ ભીષણ ભવસાગરમા ચાર કષાય રૂપી પાતાળ, તૃષ્ણા રૂપી પ્રચંડ પવન, કામવાસનારૂપી વડવાનલ, વ્યસનરૂપી મગરમચ્છ, પ્રમાદરૂપી પિશાચ, અનીતિરૂપી વ્યંતરી વગેરે તોફાનો મચાવી ત્રાસ આપી રહ્યાં છે અને ધર્મરૂપી જહાજને વમળોમાં પ્રતિક્ષણે ડૂબવાની બીક છે ત્યા, હે પ્રભુ! તમે અમારા આ ધર્મરૂપી જહાજને ચલાવી સામે પાર ઉતારો

### શ્રી પાર્શ્વજિન સ્તવન-સ્તવન ત્રીજુ

આ સ્તવનમા કવિએ શ્રી પાર્શ્વનાથ પ્રભુના માતાપિતા, નગર, લંછન, દેહવર્ણ, આયુષ્ય, સાધુસાધ્વીનો પરિવાર, વગેરેનો પરિચય આપ્યો છે

### શ્રી મહાવીર જિન સ્તવન—સ્તવન પહેલુ

છોરુક જગ-છોકરા જગનું બાળોચિયું: પરસુર-બીજા દેવો, ગિરુઆ-મોટા

આ સ્તવનમા મહાવીર સ્વામી પ્રભુની સ્તુતિ કરતા કવિ કહે છે કે હે પ્રભુ! આપના ગુણો ઘણા મોટા છે એનું વર્ણન સાંભળતા મારા કાનમાં જાણે અમી ઝરે છે અને મારી કાયા પવિત્ર થાય છે

તમારા ગુણ રૂપી ગગામા હુ ન્હાઉ છું અને એથી નિર્મળ થાઉ છુ મને બીજી કશી પ્રવૃત્તિ ગમની નથી હુ બસ, હમેશા તમારા જ ગુણ ગાયા કરુ એમ થાગ છે જેઓ ગગાજળમા સ્નાન કરે છે છે તેઓ પછી ખાબોચિયાના છીછરા અને ગદા પાણીમા જતા નથી જેઓ માલતીના ફૂલની સુગધ લે છે તેનુ મન પછી બાવલિયા તરફ ક્યાથી મોહે? તેવી રીતે હે પ્રભુ! અમારુ મન તમારા ગુણમા લાગેલુ છે, એથી જેઓ પરનારીમા આસક્ત થયેલા છે એવા બીજા દેવો તરફ અમારુ મન ક્યાથી લાગે? હે પ્રભુ! તમે જ અમારી ગતિ છો, અમારી મતિ છો, અમારા આલબનરૂપ છો, અમારા જીવનાધાર છો-એટલે કે અમારે મન તમે જ સર્વસ્વ છો

## શ્રી મહાવીર જિન સ્તવન-સ્તવન બીજુ

તૂઠો-સતુષ્ઠ થયો, કામનટ-ઇચ્છાઓ પૂરી પાડનાર પાત્ર: માતગ-હાથી

આ સ્તવનમાં કવિ શ્રી મહાવીર પ્રભુની સ્તુતિ કરતા કહે છે કે હે સ્વામી! તમે અમારે માટે કલ્પતરુ, કામધેનુ સમાન છો તમારી કૃપાથી અમારે આગણે અમીવૃષ્ટિ થવા લાગી છે બીજી અને ત્રીજી કડીમા કવિએ શ્રી મહાવીર સ્વામીના માતાપિતા, નગર, લછન વર્ણ, કાયા, આયુષ્ય વગેરે જણાવી એમના સયમના ગુણગાન ગાયા છે એ પછી કવિ કહે છે કે હે પ્રભુ! તમારા વચન રૂપી સાગરે ઝીલતો એવો હુ મિથ્યાત્વને અને મોહને દૂર કરી ધર્મના પથ તરફ આવી રહ્યો છું તમારા ગુણને કારણે કુમતિરૂપી માતંગની હવે મને જરા પણ બીક નથી

## શ્રી મહાવીર જિન સ્તવન—સ્તવન ત્રીજુ

આ સ્તવનમા કવિ કહે છે, "પ્રભુના દર્શનથી મારા દુ:ખ દૂર થયા છે" પછી કવિ વિનતી કરે છે કે હે પ્રભુ! હવે તમે મારા મનમંદિરમા પધારો એ પછીની કડીઓમા કવિ એ મદિર એટલે કે

આ સ્તવનમાં કવિ કહે છે કે મરૂદેવી માતાના પુત્ર, જગતના આધાર સમા શ્રી ઋષભજિનેશ્વરની આજે આપણે સેવા કરીએ શત્રુંજય પર્વતના છત્રસમાન, નાભિ રાજાના પુત્ર આજ સૂર્યના તેજની જેમ પ્રકાશી રહ્યાં છે એમની પાસે હુ સેવક બનીને આવ્યો છુ જિનેશ્વર ભગવાન સિવાય દાસને બીજા કોની આશા હોય ? પ્રભુના નયનપ્રસાદ માટે મારુ મન આશા રાખે છે

## શ્રી શાતિનાથ સ્તવન (પૃ. ૧૪૩)

ષટ્ખડ-છ ખડ, શિવપુર-મોક્ષ, સુરતરુ-કલ્પવૃક્ષ, બાઉલીયા-બાવળિયે, પરિજન-પોતાની આસપાસના માણસો, અરિજન-દુશ્મનો, ભાવઠ-ભવનાં દુ.ખો; ભાંજે-ભાગે

આ સ્તવનમા કવિ મેઘવિજયજી કહે છે કે શ્રી શાતિનાથ પ્રભુ શાત મહારસના સાગર જેવા બધા સેવકની આશા પૂરે તેવા છે માટે તેમનુ શરણુ સ્વીકારવુ જોઈએ જેઓ સમતા પ્રત્યે મમતા રાખે છે એટલે કે પોતાના જીવનમા સમતા ધારણ કરે છે અને હૃદયમાં શાંતિ સધરી રાખે છે પ્રભુની સેવાથી તેઓના ભવના કષ્ટો બધાં દૂર થાય છે શ્રી શાતિનાથ પ્રભુએ પોતાના ગૃહવાસ દરમિયાન અઢળક ઋદ્ધિ ભોગવી અને મોક્ષસુખની સાથે તીર્થંકર પદની પણ સેવા કરવા લાગે છે તે કલ્પવૃક્ષની છાયા ત્યજીને બાવળિયા તરફ દોડતા હોય છે પ્રભુને માટે તો સ્વજનો, દાસ અને દુશ્મનો બધા સરખાં છે વળી તેમને માટે તો રાજા અને રક પણ સરખા છે કારણ કે તેઓ તો વિતરાગ દશા ધરાવનારા અને મેઘની જેમ સમતા રસથી ભરપૂર છે,

## શ્રી નેમનાથ સ્તવન (પૃ. ૧૪૪)

આ સ્તવનમા કવિ શ્રી નેમિનાથ ભગવાનનો મહિમા બતાવે છે અને પોતાનો ઉદ્ધાર કરવા માટે પ્રભુને અરજ કરે છે કવિ કહે છે ઘણા લોકો તમારા પ્રત્યે રાગ ધરાવનારા છે. પણ તમારી સેવાનો જોગ બધાને મળતો નથી

## શ્રી શાન્તિનાથ સ્તવન (પૃ ૧૪૮)

તિહુ લોય ત્રણે લોક, અહનિસિ-નિરંતર, હેજઈ-હેતથી.

આ સ્તવનમા કવિ કહે છે કે શ્રી શાન્તિનાથ પ્રભુ મનમાં આવીને વસેલા છે સો વરસ થાય તો પણ એમને ભૂલ્યા ભૂલી શકાતા નથી રાતદિવસ, સૂતા જાગતા આપણે આ ત્રણે લોકના તિલક સમાન આપણા અંતર્યામીને દિલથી દૂર કરી શકતા નથી એમના સ્વરૂપનુ નયનથી દર્શન કરતા હૈયુ આનંદથી ઊભરાય છે જ્યારે દૂર હોઉં છુ ત્યારે તમારા દર્શનની ઇચ્છા થાય છે, પરંતુ હે પ્રભુ! તમે જો મારી બાંહ ઝાલો, એટલે કે મને તમારા શરણે લો તો મારા મનની બધી ઇચ્છા ફળીભૂત થાય માટે હે પ્રભુ! મારા પર દયા લાવી દર્શન આપો

## શ્રી નેમિનાથ સ્તવન (પૃ ૧૮૯)

સુમ્ય-સાજન, નાહલા-નાથ, ચૂક પડઇ-ભૂલ થાપ ખાય; પિસુણા-પિશુન-ચાડી કરનાર, સહઈ-સહન કરે, પરઘર ભંજન-પારકાનુ ઘર ભંગાવનાર; પરકજુ-પરગજુ

આ સ્તવનમા કવિ શ્રી વૃદ્ધિવિજયે રાજુલની ઉક્તિ મૂકી છે અન્ય સ્તવનોમા જોવા મળતી રાજુલની ઉક્તિ કરતા આ ઉક્તિ થોડી જુદી પડે છે કારણ કે આમા રાજુલે સંસારના રાગદ્વેષ, ઈર્ષ્યા, ખટપટ વગેરેની વાત કરી છે રાજુલ કહે છે, “હે નેમિનાથ પ્રભુ! હે સાજન! મારી વાત સાંભળો હે પ્રભુ હું તમારા પર વારી ગઈ છુ પરંતુ તેમ કરવામા મે કંઈ ભૂલ કરી નથી, જે મુગ્ધજન હોય, ભોળા હોય તે ભૂલ કરે જે ચતુર માણસ હોય તે તો બીજાની ચાડી કરેલી વાતથી પ્રેરાઈને પણ ભૂલ કરી બેસે. ચાડી કરનાર દ્વેષવાળા માણસો બીજાનું ઘર ભાગવા માટે ખોડખાપણ બતાવતા હોય છે. આ જગતમા પરગજુ માણસો બહુ જ વિરલ હોય છે પણ પારકાનુ ઘર ભાગનારા

તો કરોડો માણસો હોય છે. જે માણસોને પોતાને વિયોગ પીડતો હોય છે તે માણસો બીજાના સંયોગની અદેખાઈ કરતા હોય છે. આ કલિકાળમાં આવા અદેખા લોકો ઘણા હોય છે. પરંતુ હે પ્રભુ! જો ગુણ અને અવગુણનો આપ ચતુરાઈપૂર્વક વિચાર કરી જોશો તો તમે મારી વિનતી જરૂર માનશો"

## શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ. ૧૫૦)

આ સ્તવનમા કવિ કહે છે, "હે પ્રભુ! આ દાસ જે અરજ કરે છે તે તમે સાભળો. જો મને આપ આપના ચરણની સેવા કરવા માટે આપની પાસે રાખો તો હું પ્રેમથી તમારો સેવા કરુ.

હે પ્રભુ! હુ દિવસરાત મનમાં તમારી આશા રાખું છુ કે જેથી મારે માથે બીજી કોઈ પરવા હોય નહિ. હે સાહેબ, મેં તમારું શરણ લીધું છે તેથી હવે બીજો કોઈ મારા મનમાં વસતો નથી. જેમ કલ્પવૃક્ષ મળ્યા પછી માણસને કથેરો ગમતો નથી તેમ તમને સેવ્યા પછી બીજો કોઈ દીઠે પણ સારો લાગતો નથી. જેમણે ગંગાજળ માણ્યું છે તેમને વરસાદના પાણીથી સંતોષ કેમ થાય? મેં અનેક દેવો જોયા છે, પણ તેમાં તમે તો અનુપમ છો. તમારી તુલના બીજાની સાથે થઇ શકે તેમ નથી, માટે જ, હે પ્રભુ! મેં તમારા સત્યસ્વરૂપનો આશ્રય લીધો છે

## શ્રી વીરજિન સ્તવન (પૃ ૧૫૦)

આ સ્તવનમાં કવિ શ્રી વહિવિજયજીએ શ્રી ગૌતમસ્વામીના શ્રી મહાવીર સ્વામી પ્રત્યેના અનુપમ રાગ અને વિરહવ્યથાનું વર્ણન કર્યું છે. શ્રી ગૌતમ સ્વામી કહે છે કે હે પ્રભુ! તમે મને ભોળાને ભોળવ્યો. અત્યાર સુધી મને કેવળજ્ઞાન પ્રાપ્ત ન થયુ તે તમારા પ્રત્યેના અનુરાગને કારણે જ ને? હે પ્રભુ! અત્યાર સુધી તમે મારા પર મહેર કરી કરીને મારી તમારા પ્રત્યેની મમતા વધારી પણ આ અવસરે જ તમે મારાથી અંતર રાખ્યું અને મારું કાર્ય સિદ્ધ ન કરી આપ્યુ. તમે મારા ગુરૂ હતા અને હું તમારો શિષ્ય હતો એ વાતનો હવે શો

અર્થ રહ્યો? તો પણ હે સ્વામી! જ્યા સુધી તમે જવાબ નહિં આપો ત્યા સુધી હુ તમારો જ જાપ કર્યા કરવાનો.'

## ૧૬. શ્રી ચારિત્રકુશલ

### શ્રી ઋષભજિન સ્તવન (પૃ ૧૫૩)

અહિ–સાપ નાગ, સાયર–સાગર, સીપ,–છીપ, જલદ–વાદળ, વલ્લભા–પ્રિયતમ, રેવા–એ નામની નદીના અર્થમા,

આ સ્તવનમા કવિને ઋષભદેવ ભગવાનની સ્તુતિ કરતાં કેટલીક સુદર ઉપમાઓ આપી સ્તવનને અલકૃત કર્યું છે. કવિ કહે છે નાગ અને ચદન, શકર અને ગંગા, કમળ અને ભમરો, સાગર અને ચન્દ્રમા, મોતી અને છીપ, વાદળ અને મોર, વૃક્ષ અને પખી, વિરહિણી અને પ્રિયતમ, હાથી અને નદી ઈત્યાદિ વચ્ચે પરસ્પર પ્રેમને લીધે જેમ એકાત્મ ભાવ રહેલો છે તેમ હે પ્રભુ! તમારો અને અમારી વચ્ચે એકાત્મભાવ રહેલો છે, કારણ કે અમારુ મનડું તમારા પ્રત્યે મોહ્યુ છે હે પ્રભુ! જગતના સકળ જીવોને તારણ કરવાને એક તમે જ સમર્થ છો! તમારા ગુણસકીર્તનથી અમારી જીભ સફળ અને પવિત્ર થઇ છે અને અમારાં પાપ ટળ્યાં છે

### શ્રી શાંતિનાથ સ્તવન (પૃ ૧૫૪)

હરખિત-હર્ષિત, આનદિત, પટ–વસ્ત્ર,

આ સ્તવનમા કવિ કહે છે કે શ્રી શાંતિનાથ પ્રભુ સાથે ચિત્તડુ અમારુ વિધાયુ છે. તેમાં કઈ ફેર થઈ શકે તેમ નથી તેમનુ સુકોમળ નિરૂપમ અગ નીરખતા લોચન આનદ અને ધન્યતા અનુભવે છે કવિ સરખામણી આપતા કહે છે કે આબાનુ અમૃતફળ મૂકીને આકડો જેમ કોઈ ન ખાય, તેમ, હે પ્રભુ! આપની મનોહર મૂર્તિ છોડીને બીજાને કોણ ભજે? જેમ મજીઠના રગનુ વસ્ત્ર ગમે તેટલી વાર ધોવાં છતાં રગ જતો નથી તેમ જેનુ જ્યા દિલ લાગ્યું હોય તે ગમે તેટલા

ઉપાય કરવાં છતાં ટળતું નથી હે પ્રભુ! હું તમારી પાસે યાચક બનીને આવ્યો છું તો મને નિરાશ ન કરશો પ્રેમથી દિલાસો આપીને મારી આશા પૂર્ણ કરો

## શ્રી નેમનાથ સ્તવન (પૃ ૧૫૫)

પાવસ–વર્ષા,

આ સ્તવનમા કવિએ વિરહિણી રાજુલનુ ચિત્ર દોર્યું છે નેમિનાથ ભગવાન રથ ફેરવી ચાલ્યા ગયા એ સખી મારફત સાંભળતાં રાજુલ મૂર્છા પામી, ચેતનરહિત થઈ ધરણી પર ઢળી પડી એની આખમાથી આંસુની ધારા ચાલવા લાગી પછી વિલાપ કરતી તે કહેવા લાગી કે "હે વાલ્હા! તમે મારામાં એવા શા અવગુણ જોયા કે મને તરછોડીને ચાલ્યા ગયા? નિર્દોષ અબળાનો ત્યાગ કરવામાં તમારી શોભા નથી હે નાથ! હું મનમા એમ ધારતી હતી કે મારો હાથ ઝાલવાને એક તમે જ યોગ્ય છો! માટે હુ તમારી આટલી બધી આશા રાખતી હતી પરતુ તમે મને છોડીને સાવ નિરાશ કરી દીધી છે એથી સસરાજીને મારી ચાલ જોવા ન મળી મને સાસુજીના પાસે પડવાનું ન મળ્યુ અને દિયરોને મારા હાથની સુખડી ચાખવા ન મળી" અંતમા કવિ કહે છે કે વિરહિણી રાજુલે વૈરાગ્ય ધારણ કર્યો અને પીયુ પહેલા મોક્ષ સંચરી આ સ્તવનમા કવિએ રાજુલના મુખમા મૂકેલી કલ્પના શ્રી લાવણ્યસમયના નેમિનાથ સ્તવન (બીજુ) મા આવતી એ પ્રકારની કલ્પનાની આપણને યાદ અપાવે છે.

## શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ ૧૫૬)

આ એક સાદી રચના છે તેમા કવિ પાર્શ્વનાથ ભગવાનના માતાપિતાનાં નામ અને જન્મસ્થાનનો પરિચય આપી કહે છે કે "હે પ્રભુ! તમારા દર્શનથી આજનો દિવસ ધન્ય બન્યો છે તમારા અનત ગુણોને યાદ કરતા પાર આવે તેમ નથી દિવસ, રાત, સૂતા જાગતાં

તમારા જ ગુણો દિલમા ગાઉ છું હે સ્વામિ! હુ બીજુ કંઈ જ માગતો નથી મારી એટલીજ અરદાસ છે કે આપના જેવી પદવી મને પણ મળો!"

### શ્રી મહાવિર સ્તવન (પૃ ૧૫૭)

પરષદા-પર્ષદા, સભા, જ્યોતિજન ગામિણી-જોજનો સુધી સંભાળતી પાણી, સુપસાય-સુપ્રસાદ કૃપા,

આ સ્તવનમા આરભની કડીઓમા શ્રી મહાવીર પ્રભુ સમોવસરણમા બેસી દેશના આપે છે તે પ્રસગનુ ચિત્ર કવિએ દોર્યું છે. દેવતાઓ કુસુમવૃષ્ટિ કરે છે વાજિત્રો વાગે છે દેવાગનાઓ સોળ શણગાર સજીને નાટક કરે છે એ પ્રભુનુ સ્મરણ કરતા મનની ઈચ્છાઓ સિદ્ધ થાય છે, વિઘ્નો દૂર થાય છે એવા પ્રભુને જન્મ આપનાર ત્રિશલા માતાને ખરેખર ધન્ય છે

## ૧૭. શ્રી તત્ત્વવિજયજી

આ કવિની ચોવીસીની હસ્તપ્રત ન મળવાથી ઋષભદેવ સ્તવનની પહેલી અને મહાવીર સ્વામિ સ્તવનની છેલ્લી કડી, જે છપાએલા ગ્રંથમાથી મળી છે, તે અહી આપી છે

## ૧૮ શ્રી જીવનવિજયજી

### શ્રી આદિનાથ જિન સ્તવન (પૃ ૧૬૧)

મધુકર-ભમરો, અછે-છે, વિસાવાવીસ-વિશ્વાસ, નદ-પુત્ર; આદિકરણ-કેટલીક બાબતોમા પહેલ કરનાર, સુત-પુત્ર

આ સ્તવનમા કવિએ પ્રભુની મૂર્તિની મોહકતાનુ અને પ્રભુ પ્રત્યેના પોતાના પ્રેમનુ આલેખન કર્યું છે કવિ કહે છે-હે પ્રભુ! મારા મનરૂપી ભમરો આપના ગુણરૂપી ફૂલ તરફ મોહ્યો છે તે હવે ઊડાડ્યો ઊડે તેમ નથી હે પ્રભુ! આપની મૂર્તિ અમૂલ્ય છે, અને એને જોતા નયન ઠરે છે. આપને મલવા મને ઘણી આશા છે, પરતુ મારા કર્મો વચ્ચે આવે છે અને મને અટકાવે છે તો પણ મને

રાજુલ કહે છે, મારો કંથ ઈચ્છેલાં સુખ અને આનંદ આપનાર કલ્પવૃક્ષ જેવો છે, કામણગારો છે ગુણવાળો છે એમને સંબોધી રાજુલ કહે છે કે હે પ્રભુ! તમારો રથ પાછો વાળો જો મને તજવાની જ તમારી વૃત્તિ હતી, અને જો શિવપદની તમને આટલી બધી હોંશ હતી તો પછી મારા જેવી એક અબળાની ઉપેક્ષા કરવાની હુંસ તમે કેમ કરી? મતલબ કે તમારે સગપણ કરતા પહેલા પૂરતો વિચાર કરવો જોઈતો હતો તેને બદલે તમે તો પાણી પીવા પછી ઘર પૂછવા જેવું કરો છો, પરંતુ એ કંઈ કામ ન આવે

કવિ કહે છે કે રાજુલે આપેલા આવા ઉપાલંભથી કંઈ એના ભરથાર ઘરે આવ્યા નહિ એટલે એમને વંદન કરવાની ઈચ્છા કરી રાજુલ પોતે ગિરનાર પર્વત પર ગઈ ત્યા એણે સંયમવ્રત ધારણ કર્યું અને એણે મોક્ષપદ મેળવી અનુપમ સુખ મેળવ્યું જિનેશ્વર પ્રભુની સ્તુતિ કરતા કરતા એણે પોતાના સમ્યક્ત્વને ઉજ્જ્વળ કર્યું.

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન (પૃ ૧૬૩)

નિધાન-ભંડાર; પાપનિકંદન પાપ નષ્ટ કરનાર, નંદન-પુત્ર, સુર-દેવો;

કવિએ આ સ્તવન પોતાના સમયની હિન્દી ભાષામા લખ્યું છે. એમા તેમણે પાર્શ્વનાથ પ્રભુના જીવનની કેટલીક હકીકતો આપી કહ્યું છે કે પૂર્વ ભવના પુણ્યના પ્રભાવથી પાર્શ્વનાથ પ્રભુના દર્શન હું પામી શક્યો છું અશ્વસેન અને વામાદેવીના આ પનોતા પુત્રનું મનોહર સ્વરૂપ જોઈ દેવો પણ એના પર મોહી ગયા છે નીલ રંગવાળા પ્રભુ જ્યા બિરાજતા હોય છે ત્યાથી ભય, શોક વગેરે હમેશાં દૂર ભાગતા હોય છે કર્મના મદને ગાળી નાખનાર તથા કર્મના દોષને દૂર કરનાર, એવા પ્રભુ ચાર કર્મ દૂર કરી કેવલ જ્ઞાન પામ્યા એવા શ્રી પાર્શ્વ પ્રભુના પસાયથી મે અનુભવ જ્ઞાનનો રસ પીધો.

## શ્રી મહાવીર જિન સ્તવન (પૃ. ૧૬૪)

હેજે–હેતથી, વલ્લભ–નાથ, મચ્છર–મત્સર; ઈર્ષ્યા, તુઠ–તુષ્ટ, રાજી થાય;

આ સ્તવનમાં કવિ કહે છે કે હવે મહાવીર પ્રભુ સાથે જેમ જેમ હું નિકટતા અનુભવુ છું તેમ તેમ મારી જંજાળ, ઉપાધિઓ વગેરે દૂર થતી જાય છે. હે પ્રભુ! આપ મને મળ્યા એ મારું મોટુ સૌભાગ્ય છે. હુ આપની નિરંતર સેવા કરીશ. મારા ઉપર કૃપા કરી હે નાથ! તમારી જે સંપત્તિ છે તેવી મારી પણ સંપત્તિ થશે એટલે કે સંયમ વ્રત ધારણ કરી, કેવલ જ્ઞાન પ્રાપ્ત કરી આપે જે સિદ્ધિ મેળવી છે તેવી સિદ્ધિ મને પણ મળે એવી મારી અભિલાષા છે હે પ્રભુ! દિવસરાત, સૂતા બેસતાં મને આપનુ જ સ્મરણ થયા કરે છે માટે મને ભૂલી જતા નહિ મે મદ, મત્સર વગેરે અસદ્ વૃત્તિઓનો ત્યાગ કરી આપનું સ્મરણ કર્યું છે અને આપને પ્રાર્થના કરી છે તમે જો રીઝો તો મને ઘણી મોટી સંપત્તિ મળી છે એમ હુ કહી શકું

કળશની કડીઓમાં કવિએ પોતાના ગુરુઓનો ઉલ્લેખ કર્યો છે. અને શ્રી રાણકપુરમાં સંવત ૧૭૩૮મા પોતે ચોમાસુ રહ્યા ત્યારે આ ચોવીશીની રચના કરી હતી એમ જણાવ્યુ છે આપણા જૈન કવિઓમા કૃતિને અંતે રચના સાલ સૂચક શબ્દોમા લખવાની એક મૌલિક પદ્ધતિ છે તેનો ઉપયોગ આ કવિએ પણ કર્યો છે એમણે ૧૭૩૮ ના રચના શશિ = ૧ મુનિ = ૭, શંકરનાં લોચન = ૩ અને પ્રવચન = ૮ એમ શબ્દ દ્વારા રચના સાલ આપી છે

## ૧૯. શ્રી મેઘવિજયજી

આ કવિની જીવનીની હકીકત ન મળવાથી તેમની કૃતિઓ જ્યાં આપણી સમક્ષ નથી એ ગ્રંથોની કૃતિની પંક્તિઓ જીવન સંબંધી મળવાથી તે અહીં આપી છે

### કળશ (પૃ. ૧૬૬)

ગાયતા-ગાતા, જિનરાગી-જિનેશ્વર ભગવાન પ્રત્યે અનુરાગ ધરાવનાર, ચઉમાસી-ચોમાસુ, રયા-રહ્યા; ગિરૂઆ-મોટા, સીસ-શિષ્ય, પકજ-કમળ, મધુકર-ભમરો, દ્યો-આપો, સુષ-સુખ

કળશની પકિતઓમા કવિ આ સ્તવનોની રચના કયા કરી તેની માહિતી આપે છે કવિ કહે છે કે વજીરપુર નગરમાં પારેખ આસ કરણના આગ્રહથી મે જિનસ્તવનની રચના કરી છે સવત ૧૭૩૯ મા મેઘવિજયજી વજીરપુર નગરમા ચોમાસુ રહ્યા ત્યારે તેમણે સકલ સઘને સુખકર એવી આ ચોવીસીની રચના કરી જે સાંભળતા અને ગાતા જન્મ પાવન થાય છે અને પાતકો દૂર થાય છે અતની બે કડીમા કવિએ પોતાના ગુરૂ શ્રી ગગવિજય અને એમના ગુરૂ શ્રી લાભવિજયનો પરિચય આપ્યો છે અને કહ્યુ છે કે આ ચોવીસ તીર્થંકરોની સ્તુતિ આપણને ઘણુ માગલિક સુખ આપો

## ૨૦ શ્રી નયવિજયજી

### શ્રી ઋષભજિન સ્તવન (પૃ ૧૬૭)

આ સ્તવનમા કવિ શ્રી નયવિજય શ્રી ઋષભદેવ ભગવાનની સ્તુતિ કરતાં કહે છે કે મોક્ષસુખ મેળવનાર પ્રભુને નીરખીને દેવો અને માનવો ખૂબ હર્ષ અનુભવી એમને પ્રણામ કરે છે અને એમના ગુણગાન ગાઈ, એમનુ ધ્યાન ધરી આનદથી રાસ ખેલે છે કવિ કહે છે કે જેમણે પ્રભુનાં દર્શન થયા છે અને જેમણે સ્વમુખે એમનુ સ્તવન-સકીર્તન કર્યું છે તેમનો અવતાર ખરેખર ધન્ય થઈ ગયો છે ઋષભદેવ પ્રભુ તો મોક્ષ સુખના આપનારા, અનેક ગુણોના ભડાર, અરે! સુખની ખાણ જ છે એમ જાણી ભાવિકજનોએ એમની સેવા કરવી

## શ્રી શાંતિનાથ સ્તવન (પૃ. ૧૬૮)

તસ-તેના, ત્રુઠા-પ્રસન્ન થયા, ખિણુ-ક્ષણુ,

આ સ્તવનમાં કવિ કહે છે કે શ્રી શાંતિનાથ પ્રભુની મનમા ઉમ ગ આણીને સેવા કરવી એ પણુ એક લ્હાવો છે જેઓ ક્ષણુ માત્ર પણુ પ્રભુની સેવા કરે છે તેમની ઇચ્છાઓ પાર પડે છે એવો પ્રભુનો મહિમા છે, પ્રભુની સેવા કરનાર પોતાના જન્મ સફળ બનાવી જાય છે માટે હમેશાં પ્રભુની સેવા કરવી જોઈએ

## શ્રી નેમનાથ સ્તવન (પૃ. ૧૬૯)

આ સ્તવનમા કવિ કહે છે કે 'હે ભવિકજનો ! કામદેવરૂપી હાથીને હરાવનાર સિંહ જેવા, ધૈર્યમાં મેરૂ પર્વત જેવા, બ્રહ્મચારીઓના રત્ન જેવા, જેમનાં ગુણુગાન કરતા પાર ન આવે અને જેમનુ દર્શન થતા હૃદયમાં આનંદ પ્રગટે એવા, અને મનોકામનાઓ પૂરી કરવામાં કલ્પવૃક્ષ જેવા, યાદવા કુળના શણુગાર શ્રી નેમિનાથ ભગવાનને હમેશાં ભાવથી વંદન કરવાથી પરમ ઉચ્ચ આનંદ મળે છે'

## શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ ૧૭૦)

કામગવિ-કામધેનુ, પરિ-જેમ, ભલો-સુંદર, સનૂર-તેજસ્વી

આ સ્તવનમાં કવિ કહે છે કે 'હે ભવિકજનો ! જેમનુ શરીર ભૂરા કમળ જેવું શોભે છે જેમનુ તેજ સૂર્યની જેમ પ્રકાશે છે જેમના કાનનાં કુંડળો અને માથાનો મુગટ સૂર્ય, ચન્દ્ર અને તારાઓના તેજની માફક ચળકે છે, જેમણે અનંત જ્ઞાન મેળવીને મોક્ષસુખ મેળવ્યું છે, જેમને જોતાં જ હૃદયમા આનંદ થાય છે અને જેઓ આપણી ઇચ્છાઓને કલ્પવૃક્ષની જેમ પૂરી પાડે છે એવા, આપણા પાપરૂપી અંધકારને દૂર કરનાર સૂર્ય જેવા શ્રી પાર્શ્વનાથ પ્રભુ અમારું કોટિ કલ્યાણુ કરો.

## શ્રી મહાવીર જિન સ્તવન (પૃ. ૧૭૧)

ચરણાંબુજ-ચરણુરૂપી કમળ, સીસ-શિષ્ય, કલિમલ=કર્મ રૂપીમેલ

આ સ્તવનમા કવિ શ્રીવીર જિનેશ્વરને સબોધીને કહે છે, 'હે પ્રભુ તમારા દર્શનથી મને ઘણો ઘણો આનદ થાય છે. તમારા ગુણ રૂપી ગગાજળમા મારા મનરૂપી હંસ સ્નાન કરી પોતાના મલિન કર્મ રૂપી મળનો નાશ કરી નિર્મળ થાય છે હે પ્રભુ! કેવળ જ્ઞાનરૂપી લક્ષ્મીના કથ બનીને મન વાછિત અનંત સુખની તમને પ્રાપ્તિ થઈ તેથી તમારો માનવ ભવ સફળ થયો છે, મારી પણ એજ મનો કામનાઓ છે જે તમેજ પાર પાડી શકો એમ છો હે પ્રભુ! તમારી સેવા કરતા કરતા હુ તમારા મનમા વસુ એ મોટી વાત છે પરતુ હુ ઇચ્છુ છુ કે તમે મારા મનમા રાત દિવસ વસો હે સ્વામી! તમારા ચરણ રૂપી કમળની મારી સેવા જરૂર સફળ કરજે મારી આશા પૂરી પાડજે'

કળશની કડીઓમાં કવિ શ્રી નયવિજયજી કહે છે કે જિનેશ્વર પ્રભુનાં ગુણગાન કરતા મન નિર્મળ થાય છે અને મન વાછિત રિદ્ધિ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે સવત ૧૭૪૬મા ઊન્નતપુરમા (ઊના અદર) આ ચોવીસીની રચના ગુરુના પસાયે કરી.

## ૨૧ શ્રી દાનવિજયજી

### શ્રી આદિનાથ જિન સ્તવન (પૃ ૧૭૩)

સુવિહાણ-પ્રભાત, ભાણ-સૂર્ય, સહકાર-આંબો; ગેહ-ઘરે

આ સ્તવનમા કવિએ આદીશ્વર ભગવાનના દર્શનથી પોતાને થયેલા અપૂર્વ આનદને વ્યક્ત કર્યો છે, કવિ કહે છે, મંગલવેલી વધારવાને જે જિનેશ્વર મેઘ સમાન અથવા તો જલની ધારા સમાન છે એવા આદિનાથ પ્રભુનો આધાર મને સદ્ભાગ્યે મળ્યો છે જગતના બંધવરૂપ જિનેશ્વર પ્રભુ ત્રણે ભુવનના લોકોને તારનાર છે. આજ પ્રભુરૂપી સૂર્યનો ઉદય થવાથી આજનો દિવસ સફળ થયો છે. બીજી ઉપમા આપતાં કવિ કહેછે કે આજ મારે આંગણે આંબાનુ વૃક્ષ

નશ્વરતા પર ભાર મૂકી સયમનુ મહત્વ કવિએ સમજાવ્યું છે કવિ કહે છે, " આ સસાર અસ્થિર, અનિત્ય સ્વરૂપનો છે પતગનો રગ જેમ ક્ષણે ક્ષણે પલટાય છે, એટલે કે એ જેમ સાચો નથી હોતો અથવા બાજીગરની બાજી જેમ જૂઠી હોય છે તેમ સસારની માયા જૂઠી છે આકાશમા જેમ મેઘ ધનુષ્ય એક ક્ષણ દેખાય છે અને ક્ષણમાં જ અદૃશ્ય થઈ જાય છે તેમ આ જીવનનુ રૂપ પણ ચચલ છે એનો ચટકો ચાર દિવસનો જ હોય છે. પછી તો એ પણ ચાલ્યું જાય છે કવિ બીજી એક સરખામણી આપતા કહે છે કે જેમ કોઈ માણસને સ્વપ્નમાં રાજ્ય કરવાનુ મળે અને જેમાં હાથી, ઘોડા, કિલ્લો મહેલ વગેરે બધુ જોઈ આનદ આનદ અનુભવે, પણ પછી જ્યારે જાગે ત્યારે પોતે એકલો જ હોય તેવી રીતે ઋદ્ધિ કે સપત્તિનો કે યૌવનનો ગર્વ કરવો નકામો છે કિપાકના ફળ દેખીતા બહુ જ સરસ લાગે છે અને એનો સ્વાદ પણ બહુ જ મીઠો હોય છે પરંતુ એ ઝેરી હોવાથી અતે માણસનુ મૃત્યુ થાય છે તેવી રીતે સ્ત્રી સાથેનો સભોગ તરત સુખ આપનારો પણ અતે કડવો દુઃખદ રસનો સ્વાદ ચખાડનારો છે આ સસારને આવો ઓળખી, શિવાદેવીના પુત્ર નેમિકુમાર રાજ્ય, સ્ત્રી અને ઋદ્ધિ છોડીને ચાલ્યા ગયા અને પોતે ઋષિ થયા મુનિ થઈને એમણે પોતાનાં કર્મ ખપાવી શિવસુખ પ્રાપ્ત કર્યું. કવિ દાનવિજય કહે છે કે એ પ્રભુનું નામ લેતા ભવસાગર તરી જવાય છે

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન ( પૃ. ૧૭૬ )

તરુ-વૃક્ષ, જલધર-વાદળ, જલધિ-સમુદ્ર, સવિ સર્વ, સુરતરુ-કલ્પવૃક્ષ, સજલ-જલવાળા, જલદ-મેઘ, જસ-જેમની, સૌદામિની-વીજળી, રવ-અવાજ, પન્નગ-નાગ, પલાય-નાસી જાય; દિનરાય-સૂર્ય.

આ સ્તવનમા કવિએ જિનેશ્વર પ્રભુને વૃક્ષનુ પોષણ કરનાર જલધર તરીકે, જગતના ગુરુ તરીકે અને ભવસાગર પાર કરાવનાર જહાજ તરીકે ઓળખાવ્યા છે એવા પ્રભુના મને આજ દર્શન થયા

મહાવીર સ્વામીને, પોતાના સકલ મનોરથ પૂરવા માટે આ વિનતિ કરી છે

## ૨૨. શ્રી જ્ઞાનવિમલસૂરી

### શ્રી આદિ જિન સ્તવન-પહેલું (પૃ ૧૮૨)

આ સ્તવનમા શ્રી આદિનાથ ભગવાનની સ્તુતિ કરી છે અને એમનો મહિમા દર્શાવ્યો છે.

### શ્રી આદિનાથ જિન સ્તવન-બીજુ (પૃ ૧૮૨)

આ સ્તવનમાં કવિએ પહેલી ચાર કડીમા પ્રભુના પૂર્વ ભવો ગણાવ્યા છે (૧) ધન નામના સાર્થવાહ (૨) યુગલિક (૩) સૌધર્મ નામના પહેલા સ્વર્ગમા દેવ (૪) મહાબલ નામે રાજા (૫) ઈશાન નામના બીજા દેવલોકમા લલિતાગ નામના દેવ (૬) વજ્રજઘ નામે રાજા (૭) યુગલિક (૮) સૌધર્મ દેવલોકમા દેવ (૯) વૈદ્ય (૧૦) અચ્યુત્ત દેવલોકમા દેવ (૧૧) વજ્રનાભ નામે ચક્રવર્તી (૧૨) સર્વાર્થસિદ્ધ નામના વિમાનમા અને ત્યાથી (૧૩) ઋષભદેવ તરીકે તેઓ અવતર્યા પછીની કડીઓમા કવિએ શ્રી ઋષભદેવ ભગવાનના સુપ્રસિદ્ધ પ્રસગો વર્ણવ્યા છે તીર્થંકરોના પૂર્વ ભવો વિગતે જેમા વર્ણવાયા હોય એવા સ્તવન ભાગ્યે જ જોવા મળે છે એ રીતે આ કવિના સ્તવનો એક જુદી જ ભાત પાડે કે કવિએ તીર્થંકરોના પૂર્વ ભવો વર્ણવ્યા છે તે અગે વધારે માહિતી માટે જિજ્ઞાસુઓએ તે તે તીર્થંકરોના ચરિત્ર વાચવા

### શ્રી શાંતિનાથ સ્તવન-પહેલું (પૃ. ૧૮૩)

આ સ્તવનમા કવિ શ્રી શાતિનાથ પ્રભુનો મહિમા વર્ણવતા કહે કે એમના નામથી અક્ષય સુખ મળે છે, શાતિ મળે છે, દુખ દરિદ્રતા મટે છે, મિથ્યામતિ કે ભ્રાતિ દૂર થાય છે. તેઓ રાગરહિત હોવા છતા લોકોના ચિત્તને રીઝવે છે પ્રભુ આમ બની જ રીતે સહાય થાય છે. એમના ગુણ ગણતાં પાર આવે એમ નથી

## શ્રી શાંતિનાથ સ્તવન–બીજું (પૃ. ૧૮૪)

આ સ્તવનમા કવિએ પહેલી સાત કડીમા શ્રી શાંતિનાથ ભગવાનના પૂર્વ ભવો વર્ણવ્યા છે (૧) શ્રીષેણ રાજા (૨) યુગલિક (૩) સૌધર્મ દેવલોકમા દેવ (૪) વૈતાઢ્ય પર્વત ઉપર અમિતતેજ રાજા (૫) પ્રાણત દેવલોકમા દેવ (૬) મહાવિદેહમા અપરાજિત નામે બળદેવ (૭) અચ્યુત કલ્પમાં ઇન્દ્ર (૮) વજ્રાયુધ નામના ચક્રવર્તી (૯) ત્રીજા ગ્રૈવેયકમા દેવ (૧૦) મેઘરથ નામે રાજા (૧૧) સર્વાર્થ સિદ્ધિમાં દેવ અને ત્યાંથી (૧૨) તીર્થંકર શ્રી શાંતિનાથ આમ એમના બાર ભવ કવિએ વર્ણવ્યા છે પછીની કડીઓમા કવિએ એમનો પરિચય આપ્યો છે.

## શ્રી નેમિનાથ જિન સ્તવન–પહેલું (પૃ. ૧૮૫)

આ સ્તવનમા કવિએ શ્રી નેમિનાથ ભગવાનના આગળના ભવો વર્ણવ્યા છે (૧) ધન નામે રાજા (૨) સૌધર્મ દેવલોકમા દેવ (૩) ચિત્રગતિ નામનો વિદ્યાધર રાજા (૪) માહેન્દ્ર દેવલોકમાં દેવ (૫) અપરાજિત નામે રાજા (૬) આરણ દેવલોકમા દેવ (૭) શંખ નામે રાજા (૮) અપરાજિત વિમાનમાં દેવ અને નવમા ભવમા શ્રી નેમિનાથ તીર્થંકર. આગળના આઠે ભવમાં નેમિનાથ અને રાજુલ પતિ પત્ની હતાં એથી એમની પ્રીતિ આઠ ભવથી ચાલી આવતી હતી. છેલ્લી કડીમા કવિએ શ્રી નેમિનાથ ભગવાનના માતા પિતા, લાંછન વગેરેનો પરિચય આપ્યો છે

## શ્રી નેમિનાથ સ્તવન–બીજું (પૃ. ૧૮૬)

શિવસુંદરી–મુક્તિ રૂપી સુંદરી

આ સ્તવનમા કવિએ શ્રી નેમિનાથ ભગવાનનો મહિમા વર્ણવ્યો છે અને રાજુલ સાથેના એમના પ્રસંગનો નિર્દેશ કર્યો છે

## શ્રી પાર્શ્વનાથ સ્તવન પહેલું (પૃ ૧૮૭)

આ સ્તવનમાં કવિએ શ્રી પાર્શ્વનાથ પ્રભુ અને કમઠના પૂર્વ

ભવો વર્ણવ્યા છે. (૧) પહેલા ભવમાં, જબુદ્વીપમા પોતનપુરમા અરવિદ નામે રાજાના પુરોહિતને કમઠ અને મરુભૂમિ નામે બે ભાઈઓ હતા બીજા ભવમાં તેઓ અનુક્રમે કર્કુટ સર્પ અને હાથી થયા (૩) ત્રીજા ભવમા તેઓ અનુક્રમે પાચમી નરકમા અને સહસ્રાર દેવલોકમાં ઉત્પન્ન થયા (૪) ચોથા ભવમા પહેલો સર્પ અને બીજો કિરણવેગ નામનો વિદ્યાધર થયો (૫) પાંચમા ભવમા પહેલો પાચમી નરકે અને બીજો અચ્યુત કલ્પમા દેવ થયો (૬) છઠ્ઠા ભવમા પહેલો પશ્ચિમ મહાવિદેહમા ભિલ્લ થયો અને બીજો વજ્રનાભ નામે રાજા થયો (૭) સાતમા ભવમા પહેલો સાતમી નરકે ગયો અને બીજો મધ્ય ગ્રૈવેયકમા દેવ થયો (૮) આઠમા ભવમા પહેલો પૂર્વ મહાવિદેહમાં સિહ થયો અને બીજો સુવર્ણબાહુ નામે ચક્રવતી થયો (૯) નવમા ભવમા પહેલો ચોથી નરકે ગયો અને બીજો પ્રાણત કલ્પમા દેવ થયો અને (૧૦) દસમા ભવમા પહેલો કમઠ થયો અને બાજા તીર્થંકર પાર્શ્વનાથ થયા. કમઠનો જીવ અગિયારમે ભવે મેઘકુમાર દેવ થયો તેણે પાર્શ્વનાથ પ્રભુને વૃષ્ટિનુ કષ્ટ આપ્યુ અને એ રીતે વૈર રહિત થયો

સાતમી કડીમાં કવિએ શ્રી પાર્શ્વનાથ પ્રભુના માતાપિતા, લાછન, નગરી, દેહવર્ણ વગેરેનો ઉલ્લેખ કર્યો છે અને છેલ્લી કડીમા ભવસમુદ્ર તારવા માટે તેમને અરજ કરી છે

### શ્રી પાર્શ્વનાથ સ્તવન-બીજું (પૃ ૧૮૭)

આ સ્તવનમાં કવિ કહે છે, "હે પ્રભુ! જેમ બપૈયો વાદળ વિના બીજા કશાને યાચના ન કરે, તેમ હુ તમારા વિના બીજા કોઈ આગળ યાચના કરુ નહિ" કવિ પ્રભુની કૃપાની યાચના કરે છે અને પોતાની વછિત આશા સફળ કરવાની વિનતી કરે છે

### શ્રી મહાવીર જિન સ્તવન—પહેલુ (પૃ ૧૮૮)

આ સ્તવનના કવિ કહે છે કે શ્રી વર્દ્ધમાન જિનવરના ધ્યાનથી

વર્દ્ધમાન જેવા થવાય છે, સાચુ સુખ પમાય છે. તેઓ જગતના પ્રાણાધાર છે જેઓ તેમની કૃપાથી સુધારસ પામી શીતળતા અનુભવે છે તેઓનો જન્મ કૃતાર્થ થયો સમજવો છેલ્લી કડીમાં કવિએ પ્રભુનાં ચરણ કમળની હમેશાં સેવા કરવાની મળે એવી પ્રભુને યાચના કરી છે.

## શ્રી મહાવિર જિન સ્તવન-બીજું (પૃ ૧૮૯)

આ સ્તવનમા કવિએ શ્રી મહાવીર સ્વામીના પૂર્વ ભવો વર્ણવ્યા છે. (૧) નયસાર નામે ગ્રામચિંતક (૨) સૌધર્મમા દેવ (૩) મરીચિ (૪) પાંચમા દેવલોકમાં દેવ (૫) કૌશિક નામે બ્રાહ્મણ (૬) સૌધર્મમાં દેવ (૭) પુષ્પમિત્ર નામે બ્રાહ્મણ (૮) પહેલા સૌધર્મ કલ્પમાં દેવ (૯) અગ્નિદ્યોત નામે બ્રાહ્મણ (૧૦) બીજા દેવલોકમા દેવ (૧૧) અગ્નિ નામે બ્રાહ્મણ (૧૨) ત્રીજા દેવલોકમાં દેવ (૧૩) ભારદ્વાજ નામે બ્રાહ્મણ (૧૪) ચોથા દેવલોકમાં દેવ (૧૫) સ્થાવરક નામે બ્રાહ્મણ (૧૬) પાંચમા દેવલોકમાં દેવ (૧૭) વિશ્વભૂતિ નામે યુવરાજનો પુત્ર (૧૮) શુક્ર દેવલોકમાં દેવ (૧૯) ત્રિપુષ્ઠ નામે વાસુદેવ (૨૦) સાતમી નરકે નારકી (૨૧) સિંહ (૨૨) ચોથી નરક પૃથ્વીમા નારકી (૨૩) પ્રિયમિત્ર નામે ચક્રવર્તી (૨૪ સાતમા દેવલોકમા સર્વાર્થસિદ્ધ નામના વિમાનમા દેવ (૨૫) નંદન નામે રાજપુત્ર (૨૬) પુષ્પોત્તર વિમાનમા દેવ (૨૭) તીર્થંકર શ્રી મહાવીર સ્વામી કવિએ આ દરેક ભવ કેટલા વરસનો હતો તે પણ સાથે સાથે જણાવ્યુ છે

અગિયારમી કડીમાં કવિએ શ્રી મહાવીર સ્વામીના માતા પિતા નગર, લંછન વગેરે જણાવ્યા છે

## વૈરાગ્ય પદ

[એળા-વૃથા, ગમાયા-ખોયા, ચીવર-વસ્ત્ર.

ગુરુ વિના જન્મ વૃથા નીવડે છે, માટીમા મળી જાય છે એ આ સાદી અને ટૂંકી છતાં અસરકારક રચનામા કવિએ જણાવ્યુ છે

જલધર-વાદળ, મહીધર-પૃથ્વીને ધારણ કરનાર, નિગુણા-ગુણહીન; આરાહે-આરાધે, શિવ સુખ મોક્ષ સુખ

ઋષભદેવ અને શાંતિનાથના સ્તવનમા કવિએ પોતે પ્રભુને વિનતિ કરી છે, પરતુ આ સ્તવનમા કવિએ રાજુલને પ્રભુને વિનંતિ કરતાં વર્ણવી છે રાજુલ કહે છે, 'હે સ્વામી! હુ તો તમારી ભવોભવની નારી છુ તો તમે મારી પ્રીતિ વિસારીને, રથ ફેરવીને મને છોડીને કેમ ચાલ્યા જાઓ છો? મારી પુરાણી પ્રીત છોડીને તમે તોરણેથી કેમ પાછા ચાલ્યા? મારા અપરાધ વગર મને શિક્ષા કેમ કરો છો? અડધેથી વ્રત લઈ વનમાં જવાનો અર્થ શો? એક વાર પ્રીતિ કરી તે કેમ તોડી શકાય? જેની સાથે પ્રીતિ જોડી હોય તે છોડવાથી અપજશ મળે છે જેનાથી જશ મળે તે, પ્રભુ! કરવું જોઈએ. એક વાર કહેલુ કામ કરી જાણવુ જોઇએ જો ઉત્તમ પુરુષો જ આદરેલું કાર્ય છોડી દે તો પછી પૃથ્વીને ધારણ કરનાર મેરૂ પર્વતની પાળે અચલતાની કેવી રીતે અપેક્ષા રાખી શકાય? જો તમારા જેવા સજ્જનો પોતાના કર્તવ્યમા ચૂકે તો પછી વાદળ પણ પૃથ્વી પર ધારા વર્ષાવવાનુ પોતાનું કર્તવ્ય કેમ ન ચૂકે? જો નગુણા માણસો પોતાનો ધર્મ ભૂલે તો તેનો ત્યાગ કરી શકાય નિર્ગુણ માણસો સાથે પ્રીતિ ન નભી શકે. પણ તમારા જેવા ગુણવાન માણસો જો ભૂલી જાય તો પછી જગતમા હવે કોને જઈને કહેવું? એકપક્ષી પ્રીતિ જો કોઈ નિભાવે તો તેનો અવતાર પણ ધન્ય થાય છે આમ કહી રાજુલ નેમિનાથને ગિરનાર પર મળી અને ત્યાં સયમ વ્રત ધારણ કરી મોક્ષસુખ પામે છે શ્રી કેશરવિજયજી કહે છે કે છેવટના મનના મનોરથ ફલ્યા

## શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ. ૧૯૭)

નેહ-સ્નેહ, મહીલય-પૃથ્વી, વરતાવણ-પ્રવર્તવનાર, દિનરાજ-સૂર્ય; વરણ-વર્ણ-રગ, અવર-બીજા, સજલ-પાણીથી ભરેલું;

આ સ્તવનમા કવિ પાર્શ્વનાથ પ્રભુને સંબોધીને કહે છે, "હે

કળશ પછી આ કવિ કેશરવિમલે રચેલા સૂક્તિમાલાના ૭૭ છંદોમાંથી પહેલો અને છેલ્લો છંદ અહીં આપવામાં આવ્યો છે. પહેલા છંદમાં કવિ કહે છે કે સકલ કર્મોને વારનાર મોક્ષપદના અધિકારી, કેવળજ્ઞાન ધરાવનાર તીર્થંકર ભગવાનની જે કોઈ પૂરા ભક્તિભાવથી સેવા કરે છે તે સુખ પામે છે

છેલ્લા છંદમાં કવિ કહે છે કે સંસારના વિષયતણા સુખોને અત્યત ચચળ અને નાશવત જાણીને જે એનો ત્યાગ કરે છે અને પોતાના કર્મો ખપાવી, કેવળજ્ઞાન પામી મોક્ષ સુખ પ્રાપ્ત કરે છે તે માણસ આ સસારમા ખરેખર ધન્ય બને છે

## ૨૪ શ્રી માણિક્યવિજયજી

### શ્રી ઋષભદેવ સ્તવન (પૃ ૨૦૨)

સનૂર-તેજસ્વી, પ્રાહુણા-પરોણો, અમહિઅ-અમારે, ગેહરે-ઘેર.

આ સ્તવનમા કવિ ઋષભદેવને પ્રાર્થના કરે છે કે હે પ્રભુ! આપ પરોણા તરીકે અમારે ઘેર પધારો, અમે તમારી સારી રીતે સેવા કરીશુ મારુ મન આપના દર્શન માટે અત્યત આતુર બન્યું છે આપના દીદાર-આપનો દેખાવ જોવા માટે મારી આખડી ખૂબ અપેક્ષા રાખે છે હુ ઘડી ઘડી એક શ્વાસે તમને સભારુ છુ. આપની મનોહર વેશ ધરી મૂર્તિ વધારે પ્રકાશી રહી છે, શોભી રહી છે, ભક્તજનોના મનની વાછનાઓ પૂરવા માટે જાણે કલ્પતરુના અંકુર જેવી છે તમારી સાથે પ્રીત રાખવાથી, એક તમારી જ ટેક ધારવાથી આત્મા નિર્મલ થાય છે અને સારી રીતે યશ પમાય છે હે પરમ પુરુષ પરમેશ્વર ! હે જગતના નાથ, જગતના બધુ ! હુ આપને હાથ જોડીને પ્રણામ કરુ છુ

### શ્રી શાતિનાથ સ્તવન (પૃ ૨૦૩)

અશિવ-અકલ્યાણકારી, અશુભ, નરેસરૂ-નરેશ્વર, સાર-ઉત્તમ; મુગતાફલ-મોતી, કલી-કળ

કવિ કહે છે કે શ્રી શાંતિનાથ જિનેશ્વરની સેવા કરતા ઘરમા શાંતિ સ્થપાય છે, ભાવથી આરાધના કરવાથી અશુભ અને અકલ્યાણકારી વસ્તુઓ નાશ પામી જાય છે, એવા સરસ અને સલુણા શ્રી શાંતિજિનેશ્વર છે. ગજપુરનગરના રાજા, વિશ્વસેન રાજાના કુલમા, અચિરા માતાની કુખે જન્મેલા પ્રભુનાં નયન કમલની પાંખડી જેવા છે, એમની કાયા કેશરના વર્ણ જેવી છે એમના મુખનુ દર્શન અત્યંત મનોહર છે. મસ્તકે મુગટ શોભે છે, કાને ઉત્તમ કુંડળ પહેર્યાં છે, હાથમા રત્ન-જડિત કડાં છે અને ગળામા મોતીનો હાર છે. આવા ચક્રવર્તીનું સુખ ભોગવનાર ભગવંતને પ્રણામ કરુ છુ

## શ્રી નેમિનાથ સ્તવન (પૃ ૨૦૮)

સબલઈ સાજન્યુ -મોટા સાજન સાથે, પોહતિ–પહોચ્યા, સેહરો શિખર

આ સ્તવનમા કવિ કહે છે, સૌરીપુર નગરમા સમુદ્રવિજય નામના રાજા છે તેમની રાણી શિવાદેવી જાણે બીજી રંભા જેવી છે તેમના કુખે કમળના તળાવના હંસ જેવા નેમિકુમાર અવતર્યા યદુવંશીઓમાં શિખર સમાન, યાદવ વંશના મુગટ સમાન એવાશ્રી નેમિકુમારનો વિવાહ જળક્રીડા કરતા કરતા શ્રીકૃષ્ણની ગોપીઓએ મનાવ્યો

ઉગ્રસેન રાજાની કુંવરી રાજુલ સાથે નેમિકુમારના લગ્નનું નક્કી કર્યું મોટી જાન લઈ પ્રભુ લગ્નના માંડવાના તોરણે આવ્યા પરંતુ તે સમયે પશુઓના પોકાર સાંભળી પાછા ચાલ્યા અને એમણે સંયમ લીધો રાજુલ એમની પાછળ ચાલી અને ગિરનાર પર પહોંચી, ત્યાગી તેને નેમિકુમારે મુક્તિ મંદિરમા પહોચાડી

## શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ ૨૦૯)

આ સ્તવનમા કવિએ શ્રી શખેશ્વર પાર્શ્વનાથની સ્તુતિ કરી છે કવિ કહે છે કે પુરુષાદાની એવા પાર્શ્વનાથ પ્રભુને હુ હમેશાં પ્રણામ કરૂ છુ પ્રત્યક્ષ પરચો પૂરવાવાલા એવા ઇન્દ્ર પ્રભુની સેવા કરે છે પૂર્વના પુણ્યની કૃપાથી હે પ્રભુ! તમારા દુર્લભ દર્શન મને થયા છે, હૃદયની કુપળો આનદથી ડોલવા લાગી છે, મારા નયન અમૃત અનુભવવા લાગ્યા, એ દર્શનથી રોગ, શોક, ચિતા, દુખ દારિદ્રય, સકટ વગેરે નષ્ટ થઈ ગયા, ઉપદ્રવ, આપત્તિ અને ઘણા ભારે અશુભ કર્મો પણ દૂર થયા હે પ્રભુ! આપનુ દર્શન અમૃતના પાન કરતા પણ મીઠુ છે. મારી પુણ્યદશાનો હવે ઉદય થયો છે અને તેથી મારા પાપનો ચૂરો થયો છે મને મનવાછિત ઋદ્ધિ પ્રાપ્ત થઈ છે અને એથી હુ અધિકાધિક આનદ અનુભવવા લાગ્યો છુ

## શ્રી વીરજિન સ્તવન (પૃ ૨૦૫)

પર્મ-પરમ, મહિર-મહેર-કૃપા, સમરથ-સમર્થ, રાય-રાજા, સિદ્ધારથ-સિદ્ધાર્થ, પેખી-જોઇ, લછિ-લક્ષ્મી, જાસ-જેમનુ, વિરાજતો શોભે છે, સપ્રતિ-વર્તમાન સમયમા, ચરમ-છેલ્લા, સિસ-શિષ્ય

આ સ્તવનમાં કવિ કહે છે, 'હે મારા પરમ કૃપાળુ પ્રભુ! તમે મારા ઉપર કૃપા કરો દીન ઉપર દયા કરવાને તમે સમર્થ છો મારી અરજ સૂણીને, મારા ઉપર દયા કરીને મને દર્શન આપો હે સિદ્ધાર્થ રાજાના પુત્ર! આપનુ મુખ દેખીને હુ આનદ અનુભવુ છુ તમારાં ચરણ કમળ નિહાળતા મારા પાપ દૂર થાય છે પ્રભુનુ લાછન કેસરી સિંહ છે અને પ્રભુનો દેહ કેસરી વર્ણનો શોભે છે પ્રભુની કૃપાથી ઘરે મગલ લક્ષ્મીનો નિવાસ હોય છે હે ત્રિશલા માતાના વીર પુત્ર! આપ ધૈર્ય ગુણમા મેરૂ પર્વત સમા છો, અને ગાભીર્યમા સમુદ્ર જેવા છો આવા પ્રભુ મુનિજનોના મનમા વસેલા છે વર્તમાન સમયમા જેમનુ શાસન છે એવા છેલ્લા જિનેશ્વર પ્રભુને વદન કરુ છુ

બીજી ચાર કડીમા માલિની રાગમાં રચના આપી છે. એ બનેમા કવિએ રાજુલના મુખની ઉક્તિ વર્ણવી છે પહેલી રચનામા રાજુલ કહે છે કે હે નાથ! તમે તોરણે આવેલા પાછા ન ચાલ્યા જાઓ એથી લોકોમા તમારી હાસી થશે તમે આવ્યા ત્યારે લોકોને કેટલો બધો આનંદ થયો હતો પરંતુ પશુઓના પોકાર સાભળી તમે એકદમ ઉદાસીન બની ગયા

બીજી રચનામાં રાજુલ કહે છે કે મારા નાથને મળવાની મને ઘણી હોંશ છે જે કોઈ મારા પતિને મનાવી લાવશે એને હુ ઘણી ઘણી વધામણી આપીશ

છેવટે રાજિમતિ શ્રી નેમનાથનુ ધ્યાન ધરે છે અને તેમનું ધ્યાન ધરતા પરમ આનંદ પદ એટલે મોક્ષ પામે છે

## શ્રી પાર્શ્વજિન સ્તવન (પૃ ૨૦૯)

સારદ-શરદ ઋતુમા, મહિયલિ–પૃથ્વીમા,

આ સ્તવનમા કવિ કહે છે કે શ્રી ચિન્તામણિં પાર્શ્વનાથ પ્રભુ આ પૃથ્વીમા બીજા કોઇ પણ દેવ કરતા અધિક શોભે છે સૂર્યના કિરણોના સમૂહ જેવી તેજસ્વી એમની મનોહર મૂર્તિ છે, એમનુ મુખ શરદ ઋતુના સોહામણા ચન્દ્ર જેવુ છે એમનુ નાગનુ લાછન ચિત્તને ગમી જાય એવુ છે પ્રભુની મૂર્તિની જ્યારે આગી રચવામા આવી હોય છે ત્યારે ફૂલોના જાણે મહેલમા બેઠેલા હોય એવા અને દેવો, માનવો, અસુરો એના બારણામા બેસી જાણે એમની સેવા કરતા હોય છે. એવા પ્રભુનુ દર્શન કરનાર ખરેખર ધન્ય બને છે

## શ્રી મહાવીર જિન સ્તવન (પૃ ૨૧૦)

પ્રેમલક્ષણા ભક્તિના ગાનાર નરસિંહ, મીરા, દયારામ વગેરે કવિઓએ બાલ કૃષ્ણનુ અવનવી રીતે વર્ણન કર્યું છે તેની યાદ અપાવે એવા આ સ્તવનમાં કવિએ મહાવીર સ્વામીની બાલ્યાવસ્થાનુ

વર્ણન કર્યું છે ત્રિશલા માતાના લાડિલા પુત્રનાં મુખ, આંખ, નાક હોઠ, માથે હીરાજડિત ટોપી, ગળાનો હાર, કાનનાં કુંડલ, કપાળનું તિલક, બાજુબંધ, કેડનો કંદોરો, પગની ઘૂઘરી વગેરેનુ કવિએ વર્ણન કર્યું છે.

## ૨૬. શ્રી સુખસાગરજી

### શ્રી ઋષભદેવ સ્તવન (પૃ ૨૧૧)

કુલ મંડણ–કુલની શોભા. પંચસયા–પાંચસો, માન–માપ, જીવિત–આયુષ્ય, જસ–જેમનુ, નયરી–નગરી, જક્ષ–યક્ષ; વાનિ—વાને, રંગે; ઈખાગ—ઈક્ષ્વાકુ,

આ સ્તવનમા કવિએ ઋષભદેવ ભગવાનનાં દેહ, લાછન આયુષ્ય, નગરી, યક્ષ, શાસન દેવી, માતા પિતા, વંશ વગેરેનો ઉલ્લેખ કર્યો છે આ બધી વિગત જિજ્ઞાસુએ ઋષભદેવ ભગવાનના જીવન ચરિત્રમાંથી જોઈ લેવી

### શ્રી શાંતિનાથ જિન સ્તવન (પૃ ૨૧૨)

વનિ–વાને વર્ણ, નયર-નગર; તાય–તાત, પિતા; આય–આયુષ્ય; જખ્ખ–યક્ષ, સહસ–હજાર, મુણીંદ–મુનિઓ; અગાહ–અગાધ

આ સ્તવનમાં પણ કવિએ શ્રી શાંતિનાથ તીર્થંકરનાં લંછન, આયુષ્ય, દેહ, યક્ષ, શાસન દેવી વગેરેનો ઉલ્લેખ કર્યો છે, જેની માહિતી જિજ્ઞાસુએ શાંતિનાથના ચરિત્રમાંથી જોઈ લેવી

### શ્રી નેમનાથ સ્તવન (પૃ ૨૧૩)

નેહસ્યુ–સ્નેહથી, દિનમણિ–સૂર્ય, અણગાર–સાધુ, આપઈ–પોતે;

આ સ્તવનમાં પણ કવિએ શ્રી નેમિનાથ ભગવાનની મુખ્ય મુખ્ય બાબતોનો પરિચય આપ્યો છે છેલ્લી બે કડીમા કવિએ નેમિનાથને પશુઓ પ્રત્યે ઊપજેલી દયાનો ઉલ્લેખ કર્યો છે, અને કહ્યુ છે કે પારકાને સુખ આપવાથી તેઓ પોતે અવિચલ સુખ પામી શક્યા. પોતાના ભોગ કર્મનો હવે ઉદય નથી એમ જાણતાં તેમણે પરણ્યા વગર વ્રત લીધુ હતું.

## શ્રી પાર્શ્વજિન સ્તવન ( પૃ ૨૧૪)

તનુ-શરીર, અહિ-સાપ, નાગ, ગિરૂઆ-મોટા, સાહ્ણી-સાખી ભવદવ-ભવરૂપી અગ્નિ,

આ સ્તવનમા કવિએ પાર્શ્વનાથના જીવનની માહિતી આપી છે. છેલ્લી બે કડીમા કવિ કહે છે કે હે પ્રભુ! જેમ આપે સર્પને બચાવ્યો તેમ મને પણ ભવદળમાથી ઉગારો કે જેથી મને પરમ આનદ થાય. જે તમારી આરાધના કરે છે, તેને સમ્યક્ત્વનુ ફળ મળે છે.

## શ્રી વીરજિન સ્તવન ( પૃ ૨૧૪)

સાહુણી-સાખી, પડિબોહઈ-પ્રતિબોધે, ઉપદેશ આપે, પ્રવહણ-વહાણ

આ સ્તવનમા પણ શ્રી મહાવીર સ્વામીની સુપરિચિત બાબતોનો કવિએ ઉલ્લેખ કર્યો છે અતમા કવિએ પોતાને ભવ સાગરમાથી તારવાને માટે પ્રભુને પાર્થના કરી છે

આમ એકદરે જોતા આ કવિએ પોતાની ચોવીશીના દરેક સ્તવનમાં માત્ર તીર્થંકરનો પરિચય કરાવ્યો છે. બીજા કવિઓની રચનામા જે અવનવા ભાવ જોવા મળે છે તેવા ભાવનુ આલેખન આ કવિની રચનામાં જોવા નથી મળતુ કવિએ આ પાચે સ્તવનમા તીર્થંકરોનો પરિચય આપતી જ પક્તિઓ લખી છે કળશની કડીઓમાં કવિ કહે છે, જેમની સેવાથી સમ્યક્ત્વના ગુણની હમેશાં વૃદ્ધિ થાય છે એ સેવા હુ દિવસ રાત અને ભવોભવ માગુ છુ મે જે આ સ્તવનોની રચના કરી છે તે, બાળક જેમ માતાપિતા આગળ કાલી વાણીમાં બોલે તે પ્રમાણે કરી છે કવિશ્રીએ તેર બોલથી ભગવાનની સ્તવના કરી છે એ તીર્થંકરોના ગુણનુ જે કોઈ ભાવથી ધ્યાન ધરે તેના ભવોભવનો ભય ટળી જાય છે

## ૨૭ શ્રી ઋષભસાગરજી

### શ્રી ઋષભ જિન સ્તવન (પૃ ૨૧૭)

આ સ્તવનમા કવિ શ્રી ઋષભ દેવને જિનનાયક. સુખદાયક. જગનાયક. વગેરે વિશેષણોથી સબોધી એમના દર્શનની અને એમના પ્રસાદની યાચના કરે છે એ માટે કવિ દિવસ રાત પ્રભુનુ નામ જપે છે અને બીજા કોઈ દેવની આરાધના કરતા નથી

### શ્રી શાંતિનાથ સ્તવન (પૃ ૨૧૮)

આ સ્તવનમા કવિ શ્રી શાતિનાથ પ્રભુને અરજ કરી પોતાને ઉધ્ધારવાનુ કહે છે કવિ પ્રભુના ગુણો સભારે છે અને કહે છે કે સૂતા જાગતા હે નાથ! હુ તમારુ જ ધ્યાન ધરુ છુ છેવટે કવિ કહે છે કે તમે કૂડકપટ કરનારા ધુતારાને તારો છો તો એક મને જ કેમ વિસારો છો? તમારુ તારક બિરુદ સભારીને મને જરૂર તારજો એમ પ્રભુના ચરણને નમસ્કાર કરી વિનતી કરે છે

### શ્રી નેમનાથ સ્તવન (પૃ ૨૨૦)

આ સ્તવનમા કવિએ વિરોધાભાસી આલેખન કરી શ્રી નેમિનાથ ભગવાનનો મહિમા વર્ણવ્યો છે કવિ કહે છે કે હે પ્રભુ! તમે આખા જગતના મનનુ રજન કરો છો અને છતા તમે નિરજન છો. તમે ત્રણે ભુવનની પ્રભુતાના ભોગી છો અને છતા તમે જોગીશ્વર કહેવાઓ છો તમે એક કોડી પણ લીધી નથી અને છતા તમે દાતાર શિરોમણિ કહેવાઓ છો. તમે સપનામા પણ ક્રોધ કરતા નથી અને છતા અરિ-દળને સહારનાર કહેવાઓ છો અતે કવિ પોતાના મનોરથ પૂર્ણ કરવા માટે પ્રભુને અરજ કરે છે

### શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ ૨૨૧)

દલિદ્-દરિદ્રતા. અના-પરી મજ્જનઅોપદનુ [illegible]

આ સ્તવનમા કવિ કહે છે, "હે પ્રભુ! [illegible] મને અનત સુખ મળે છે મેં તમારુ જ [illegible]

તમે જ મારા આત્માના આધાર છો. તમારા સિવાય બીજા કોઈ દેવની આરાધના હુ કરતો નથી બીજા દેવોને ભજીને હુ તમને કેમ લજવાવુ ? કકુ લગાડયા પછી મુખે હુ કાદવ કેમ લગાડુ ? હાથી પરથી ઊતરી ખચ્ચર પર શુ કામ બેસુ કામધેનુ મળ્યા પછી ઘરમા બકરી લાવીને શુ કામ બાધુ ?

### શ્રી મહાવીર સ્તવન (પૃ ૨૨૨)

આ સ્તવનમા કવિ રૂપક શૈલીથી વસતના ઉત્સવને વધાવવાનું કહે છે અને પછી પ્રભુના મુખનુ દર્શન કરી સસારના સર્વ તાપ શમાવવાનું કહે છે

## ૨૯. શ્રી વિનયકુશળજી

આ કવિની ચોવીસીની આખી હસ્તપ્રત મળી ન હોવાથી તેમાથી અહી એક જ સ્તવન આપવામા આવ્યુ છે

### શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન (પૃ ૨૨૪)

સુવિસેસ–સુવિશેષ, સનેહી–સ્નેહી, પરવેસ–પ્રવેશ; પરસંસ—પ્રશસા,

પાર્શ્વનાથ ભગવાનની સ્તુતિ કરતાં કવિ કહે છે, "મારા પરમ સ્નેહી જિનેશ્વર ભગવાન કાશી દેશમા, વાણારસી નગરમા વિચરે છે, જ્યા પાપનો બિલકુલ પ્રવેશ થઈ શકતો નથી, અશ્વસેન રાજા અને વામા રાણીના આ પુત્રની દેવો પણ પ્રશસા કરે છે પ્રભુનું લાંછન નાગ છે અને પ્રભુનો દેહ નીલવર્ણો છે એમનો પ્રભાવ સૂર્યસમો તેજસ્વી છે અને એમનુ દર્શન ચિત્તને હિતકારી છે પ્રભુએ શુભ મુહૂર્તે વડના વૃક્ષ હેઠળ કાઉસગ્ગ ધારણ કર્યો તે વખતે કમઠે આવી મેઘની વૃષ્ટિ કરી, પરતુ ધરણેન્દ્રે આવી પ્રભુને એ વૃષ્ટિમાંથી બચાવ્યા તે સમયે પ્રભુને કેવળજ્ઞાન થયુ. પ્રભુનુ પૂનમના ચન્દ્ર જેવું મુખ નિહાળતાં આનંદ થાય છે

## ૨૯. શ્રી કાંતિવિજયજી

### સુજ સવેલીની ૪થી ઢાલ ( પૃ. ૨૨૬ )

શ્રી કાંતિવિજય ગણિએ સુજસવેલી ભાસ નામની પોતાની રચનામા ઉપાધ્યાય શ્રી યશોવિજયજીના જીવનનો પરિચય આપ્યો છે. એ ભાસમાથી લેવામા આવેલી ચોથી ઢાલમા આરભમાં યશોવિજયજીની રચનાઓની પ્રશસા કરી પછી તેઓ સંવત ૧૭૪૩માં ડભોઇમાં ચોમાસુ રહ્યા હતા અને ત્યાં સ્વર્ગવાસી થયા હતા તેનો પરિચય કવિએ આપ્યો છે આ ભાસ 'શ્રી યશોવિજયજી સ્મૃતિ ગ્રથ'મા પ્રગટ થયો છે અને ત્યા વર્તમાન મુનિશ્રી યશોવિજયજીએ એનો અનુવાદ પણ, ટિપ્પણ સાથે આપેલો છે

**શ્રી ઋષભ જિન સ્તવન, શ્રી મહાવીર જિન સ્તવન અને સંવેગ રસાયણ બાવનીની પ્રશસ્તિ**—આ ત્રણે રચનાઓ અહીં સપૂર્ણ ન આપતા એની છૂટક થોડીક કડીઓ આપવામાં આવી છે જે કડીઓ આપવામા આવી છે તે સરળ છે

## ૩૦. શ્રી હસરત્ન

### શ્રી ઋષભ જિન સ્તવન ( પૃ ૨૩૧ )

જંગમ-હરતા ફરતા, નરિદ-રાજા, જાત-પુત્ર, પ્રમુખ-મુખ્ય; પાણ-પાણિ, હાથ, વાણ-વાણી, પચમ ઠાય-મોક્ષ

ઋષભદેવ પ્રભુની સ્તુતિ કરતા આ સ્તવનમા કવિ કહે છે કે પોતાના બધા જ વાછિત સુખ મેળવવા માટે હરતા ફરતા કલ્પ વૃક્ષ સમાન શ્રી ઋષભ દેવની સેવા કરવી જોઈએ મરૂદેવીના પુત્ર અને ભરત તથા બ્રાહ્મીના પિતા તરીકે વિખ્યાત એવા ઋષભ દેવની સેવા પૂર્વ ભવના પુણ્યના પ્રતાપે મને મળી છે અને મારા ભવનુ દુખ ઓછુ થયુ છે.

બીજીથી સાતમી કડી સુધીમા કવિએ ઋષભ દેવનો પરિચય સરળ ભાષામાં આપ્યો છે છેવટે કવિ શ્રી ઋષભદેવની સેવા ભવોભવ મળે એવી પ્રાર્થના કરે છે

## શ્રી શાંતિનાથ સ્તવન ( પૃ ૨૩૨ )

અભિરામ-સુદર, પડૂર-મોટુ, અનૂર-ચમકતું, તેજસ્વી, સુદર.

આ સ્તવનમા કવિ કહે છે કે શ્રી શાતિનાથ જિનેશ્વર શરણાગત માટે રૂડા આધાર છે ગુણોના આવાસ સ્થાન જેવા તેઓ ઘણા ઉપકારી છે ભવોભવનો તાપ દૂર કરવા માટે જાણે જલની ધારા જેવા છે

બીજી, ત્રીજી અને ચોથી કડીમાં કવિએ શાતિનાથ પ્રભુએ પોતાના પૂર્વ ભવમા, મેઘરથ રાજાના અવતારમાં પારેવડાને જે રીતે બચાવ્યું તે પ્રસગનુ વર્ણન કર્યું છે ત્યાથી પછી ત્રીજા ભવમાં તેઓ અચિરા રાણીની કૂખે જન્મ્યા તેનો કવિએ ઉલ્લેખ કર્યો છે અને છેલ્લી બે કડીમાં તેમની દીક્ષાનો, કેવળજ્ઞાનનો, સઘની સ્થાપનાનો અને મોક્ષે સિધાવ્યાના પ્રસગનો કવિએ નિર્દેશ કર્યો છે એકદરે કવિની ભાષા સરળ અને ભાવવાહી છે

## શ્રી નેમનાથ સ્તવન ( પૃ ૨૩૩ )

વિમાસો-વિચાર કરો,

આ સ્તવનમા રાજુલ નેમિનાથને સબોધીને કહે છે 'હે નાથ ! તોરણેથી રથ ફેરવીને હવે કેમ મને છેહ આપીને પાછા ચાલ્યા જાવ છો ? આપણી પ્રીત તો આઠ આઠ ભવની છે, છતા તમને મારા પર સ્નેહ ન થયો ? હુ તો તમારા પર વારી ગઈ છું હે સ્વામી ! જેનો પાલવ પહેલા ઝાલ્યો હોય તેને પછીથી કેમ તરછોડાય ? તમને બાહ્ય ગ્રહ્યાની લાજ છે તેનો પણ તમે વિચાર કરો હે નાથ ! પ્રીતિ તો સરસ બે પખીડાંની છે, જે રાત દિવસ એકઠા રહે છે અને એક બીજાથી એક પલક પણ છૂટા પડતા નથી. એવાં પખી ઉપર હુ ઓવારી જાઉ છુ હે પ્રભુ ! એક ઘડીનો સગ હોય તો તે પણ આ જગતમા ભૂલ્યો ભૂલાતો નથી, તો પછી જેની સાથે મનથી ગાઢ પ્રીતિ બધાઈ હોય તે કેમ કરીને ટાળી શકાય ? સારા ગુણવાળી વ્યક્તિ

સાથે કરેલી પ્રીતિ તો જન્માંતર સુધી ભૂલાતી નથી માટે જે સબંધ બંધાયો તે નિભાવવો જ જોઈએ એજ જગતની ઉત્તમ રીતિ છે'

આ રીતે શિવાદેવી માતાના પુત્ર નેમિનાથને રાજુલે વિનતી કરતા કહ્યું કે 'વહાલા, જલદીથી તમારો રથ પાછો વાળીને મારી પાસે આવો અને મારા મનના કોડ પૂરા કરો અંતે કવિ કહે છે કે નેમિનાથ અને રાજુલ, મોક્ષધામમા બને સાથે મળ્યા એ રીતે બનેની પૂર્વ ભવની પ્રીતિ ફળી

## શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ. ૨૩૪)

આ સ્તવનમા કવિ શ્રી પાર્શ્વનાથ પ્રભુને અરજ કરે છે કે હે નાથ! તમે મારા પર કરુણા લાવી મને ભવપાર ઉતારો આ સંસારમા કઈ સાર નથી એ માટેજ મે તમારુ શરણ સ્વીકાર્યુ છે તમે જગતમા તારનાર તરીકે પ્રસિદ્ધ છો તમે બીજા અનેકોને તાર્યા છે તો મારી સાથે શા માટે અંતર રાખો છો?

## શ્રી મહાવીર જિન સ્તવન (પૃ. ૨૩૪)

આ સ્તવનમા કવિ શ્રી મહાવીર સ્વામીને અરજ કરતા કહે છે હે સ્વામી! તમારા દર્શનથી મારા મનના મનોરથ સફળ થયા છે. આટલા વખત સુધી હુ ભવે ભમ્યો હતો પરતુ હવે તમારા દર્શન પછી બીજા દેવો દીઠામા પણ આવતા નથી કલ્પતરુની છાયા મળ્યા પછી બાવળિયે કોણ બેસવાનુ હતુ? હે પ્રભુ! તમે મારા જીવનના પ્રાણસમા છો હુ તમારી આજ્ઞા ભવોભવ માથે ચઢાવુ છુ. કવિ અંતે પ્રાર્થના કરતા કહે છે કે હે પ્રભુ મારા ચિત્તમા વસો—

# ૩૧ શ્રી વિનયચન્દ્રજી

## શ્રી ઋષભદેવ સ્તવન (પૃ. ૨૩૮)

ખિણ-ક્ષણ, મહ્ણ્ણ-મધ.

આ સ્તવનમા કવિ કહે છે કે પ્રભુ પ્રત્યે લાગેલું મન એક ક્ષણ

પણ દૂર થતું નથી તેઓ હૃદયમા વસી ગયા છે અને માટે તેજ વહાલા લાગે છે બીજા ગમે તેટલા રૂડા હોય તોપણ તેમાં મન લાગતુ નથી

## શ્રી શાંતિજિન સ્તવન (પૃ ૨૩૯)

ગોવિંદ-કૃષ્ણ, ગૌરી-પાર્વતી,

હે પ્રભુ! જેમ ગોપાનું મન કૃષ્ણમાં, પાર્વતીનુ મન શંકરમાં, કુમુદિનીનુ મન ચંદ્રમાં વસેલુ હોય છે તેમ મારુ મન તમારામાં વસેલુ છે. હે સ્વામી! હુ તમને બધી વાત કરુ છુ પણ તમે મુખથી બોલતા કેમ નથી? તમે વાતોના રસિયા છો છતા જવાબ કેમ આપતા નથી? મન મળ્યા વગર પ્રીતિ કેવી રીતે નભી શકે? હે પ્રભુ! જેવી રીતે વૃક્ષ પોતાનુ ફળ પોતે ખાતુ નથી પણ પારકાને આપે છે એટલે કે તે પરઉપકારી બને છે તમે પણ મારા ઉપર ઉપકાર કરી મને તમારા જેવો બનાવો

## શ્રી નેમિનાથ સ્તવન (પૃ. ૨૪૦)

સેતી-સાથે, ઈણભાતઈ-આ રીતે

હે પ્રભુ! તમારી મૂર્તિ શિવ સુંદરીના કપાળમાં તિલકની જેમ શોભે છે મારી અરજ સાંભળીને મારા પર આપ કરુણા કરો હું તમને મારા હૈયામા ધારુ છુ તમે મારે મન સર્વસ્વ છો મારા પર ઉપકાર કરતા તમે શી ચિન્તા રાખો છો? તમારી કીર્તિ એટલી બધી પ્રસરેલી છે કે એની તો શી વાત કરુ?

## શ્રી પાર્શ્વજિન સ્તવન (પૃ ૨૪૧)

આ સ્તવનમાં કવિએ જુદી જુદી ઉપમાઓ આપી અને અવનવી કલ્પનાઓ કરી દરેક કડીમા શ્રી પાર્શ્વનાથ ભગવાનનુ વર્ણન કર્યું છે.

### શ્રી મહાવીર જિન સ્તવન (પૃ ૨૪૩)

આ સ્તવનમાં કવિ શ્રી મહાવીર પ્રભુ પ્રત્યેની પોતાની પ્રીતિનું વર્ણન કરે છે અને પોતાનો ઉદ્ધાર કરવામા વિલબ કરવા માટે પ્રભુને ઉપાલંભ આપે છે

## ૩૨. શ્રી વિનીતવિજયજી

### શ્રી ઋષભ જિન સ્તવન (પૃ ૨૪૫)

કવિ કહે છે કે પ્રભુની ચરણ સેવાથી મારા બધાં વછિત કાર્યો ફળ્યાં છે અને ભવનાં દુખ દૂર થયા છે મારે આગણે અમૃતનો વરસાદ થયો છે અને આબો ફળ્યો છે હવે મારા સુખના વળતા દિવસો છે પ્રભુની સેવા દિવસે દિવસે વધે એવી અમરવેલ જેવી છે.

### શ્રી શાંતિનાથ સ્તવન (પૃ ૨૪૬)

આ સ્તવનમા કવિએ શ્રી શાતિનાથ ભગવાનના જન્મ મહોત્સવનુ વર્ણન કર્યું છે અને અતમા આવા સ્વામીની સેવા કરવાનો ઉપદેશ આપ્યો છે

### શ્રી નેમિનાથ સ્તવન (પૃ ૨૪૭)

આ સ્તવનમાં કવિએ પ્રથમ રાજુલની વિરહ વ્યથા વ્યકત કરી છે રાજુલ કહે છે કે હે પ્રિય! મારા યૌવનના દિવસો ચાલ્યા જાય છે મારી ફૂલમાળા કરમાય છે માટે તમે જલ્દી પધારો. જવાબમાં શ્રી નેમિનાથ કહે છે કે હે રાજુલ! તુ મારા પર પૂરેપૂરો વિશ્વાસ રાખ આ સસાર અસાર છે માટે તુ મુક્તિરૂપી મદિરમાં આવજે. આ રીતે શ્રી નેમિ જિનેશ્વરે રાજુલને અચલ શિવસુખ અપાવ્યુ

### શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ. ૨૪૮)

આ સ્તવનમાં કવિએ શ્રી પાર્શ્વનાથ પ્રભુની સ્તુતિ કેવા કેવાં વાજિંત્રો અને રાગરાગિણી સાથે કેવા રગ ઢગથી ગાવી તે વર્ણવ્યું છે અને પછી પ્રભુની પ્રત્યેની દૃઢ પ્રીતિનુ વર્ણન કર્યું છે.

### શ્રી મહાવીર જિન સ્તવન (પૃ. ૨૪૯)

શ્રી મહાવીર પ્રભુનાં દર્શનથી જાણે પોતાને ઘરે કલ્પવૃક્ષ ફળ્યું હોય એટલો આનંદ થાય છે પ્રભુના ગુણનો વૃત્તાન્ત ગંગાના મોજાની જેમ નિર્મળ છે દિવસરાત હુ એનુ સ્મરણ કરું છું પ્રભુ પ્રત્યેનો પ્રેમ ચોલ મજીઠના પાકા રગ જેવો દૃઢ છે એ પ્રેમ, હે પ્રભુ! તમે સારી પેઠે નિભાવજો

## ૩૩ શ્રી ન્યાયસાગરજી

### શ્રી આદિ જિન સ્તવન (પૃ ૨૫૧)

આ સ્તવનમા કવિએ શ્રી ઋષભદેવ ભગવાનનો મહિમા વર્ણવ્યો છે અને એમની સેવા કરવાની, એમનુ ધ્યાન ધરવાની અને એમની દેશના સાભળવાની પોતાની ઉત્સુકતા વર્ણવી છે

કવિએ બીજા સ્તવનમા શ્રી ઋષભદેવ ભગવાનનુ જન્મ સ્થાન માતાપિતા, દેહમાન વગેરે વર્ણવ્યા છે

### શ્રી શાંતિનાથ સ્તવન (પૃ ૨૫૨)

મારવાડી ભાષામાં કરેલી આ રચનામા કવિએ વિષયવિકાર ટાળી સયમ પાળવાનો ઉપદેશ આપ્યો છે

બીજા સ્તવનમા શ્રી શાતિનાથ પ્રભુના જીવનના અને પૂર્વ ભવોના ભિન્ન ભિન્ન પ્રસગોનો નિર્દેશ કરી કવિ કહે છે કે હે પ્રભુ! હુ તમારો સેવક છુ અને તમે મારા સ્વામી છો અને તેથી આપ મારો ઉદ્ધાર કરો

### શ્રી નેમનાથ જિન સ્તવન (પૃ ૨૫૩)

પહેલા સ્તવનમા શ્રી નેમિનાથે રાજુલને છોડીને સયમ સુદરીને સ્વીકારી એ માટે રાજુલે ઉપાલભ આપ્યો છે

બીજા સ્તવનમા કવિ કહે છે કે રાજુલ નેમિનાથને પરણી નહોતી તો પણ લોકોએ તો એને નેમિનાથની પત્ની માની હતી. નેમિનાથ પણ આઠ ભવની પ્રીતિનો સબધ સૂચવવા જ જાણે તોરણે આવી

કવિ ઋષભ જિનેશ્વરને પ્રાર્થે છે કે, "હે પ્રભુ! મારા પર કૃપા કરી મારા મનરૂપી મંદિરમાં આપ વાસ કરો અને એ રીતે મારા મનની આશા પૂરી કરો આપ મહિમાવંત છો એ જાણીને જ મેં આપની સાથે સ્નેહ કર્યો છે અને માટે ચાતક જેમ મેહની રાહ જુએ તેમ હું આપના દર્શનની આતુરતાપૂર્વક રાહ જોઉં છું. નિસ્નેહી માણસ સાથે સ્નેહ કરવાથી હૃદય બળે છે અને એવી વ્યક્તિને ઊંઘ વેચીને ઉજાગરો લેવો પડે છે તમારી સાથે મારું મન જે મળી ગયું છે તે તો તમે જાણો છો, પરંતુ તમારું ચિત્ત કેવું છે તે હું જાણતો ન હોવાથી હમેશા તમને વિનતિ કરું છું કવિ કહે છે કે એ વિનતિ સાભળી પ્રભુ પ્રસન્ન થયા અને જ્યોતિ પ્રકાશવા લાગ્યો.

## શ્રી મહાવીર જિન સ્તવન (પૃ ૨૬૧)

સુર-દેવ, શ્યામા-સ્ત્રી, મનમથ સેના-કામદેવની સેના જેવી; યૌવનમાં-યૌવનનો, લાહો-લ્હાવો, છલવાહેને-છેતરવાને.

કવિની આઠ કડીમાથી જે એ કડી અહીં છાપી છે એટલી જોતાં પણ એમ લાગે છે કે આ સ્તવન કવિતાની દૃષ્ટિએ ઘણુ જ મનોહર, લયબદ્ધ અને ભાવમાધુર્ય તથા ચમત્કૃતિભરી કલ્પનાવાળુ છે આ સંગ્રહની કેટલીક ઉત્તમ રચનાઓમા સ્થાન પામી શકે એવા પ્રકારની આ કૃતિ છે અફસોસની વાત એટલી જ છે કે એ આપણને અધૂરું મળ્યુ છે પહેલી કડીમા કવિ કહે છે કે વીર પ્રભુને છલવા આવેલી, કામદેવ દેવની સેના જેવી, દેવોએ પ્રેરેલી કોઈ દેવાગના આવીને પ્રભુને કહે છે, "હે પ્રીતમ, આ યૌવનનો લ્હાવો લ્યો.

## ૬૫ શ્રી રામવિજયજી

## શ્રી ઋષભજિન સ્તવન (પૃ ૨૬૩)

આ સ્તવનમા કવિએ શ્રી ઋષભદેવનો પરિચય આપતી પંક્તિઓ લખી છે માતા મરુદેવીના લાડકા પુત્ર, રાણી સુનંદાના હૈયાના હાર સમા, વીસ લાખ પૂર્વ સુધી કુંવરપણુ ભોગવનાર, ત્રેસઠ લાખ પૂર્વ

સુધી રાજ્ય કરનાર, પાંચસો ધનુષ્ય જેટલી ઊંચાઈનો દેહ ધરાવનાર અને આયુષ્યને અંતે શિવસુંદરીને વરનાર, મોક્ષપદ પામનાર એવા શ્રી ઋષભદેવની હોડ કોણ કરી શકે? એમના નામ માત્રના સ્મરણથી નવનિધિ સુખ પ્રાપ્ત થાય છે અને વિઘ્ન ટળી જાય છે

## શ્રી શાંતિનાથ સ્તવન (પૃ ૨૬૩)

નયર-નગર, કંદપ-કામદેવ, નરિંદ-રાજા; ભાવઠ-દુઃખ, સંકટ; પડિબોહે છે-પ્રતિબોધે છે, ઉપદેશ આપે છે, વચ્છલ-વત્સલ

આ સ્તવનમા કવિએ શ્રી શાંતિનાથ ભગવાનનો પરિચય આપ્યો છે એમની સુંદર છબી શોભે છે અને એમની ગંગાજળ જેવી ગંભીર કીર્તિ ગાજે છે ગજપુર નગરમા જન્મનાર, વિશ્વસેન રાજા અને અચિરા રાણીના પુત્ર, કામદેવને જીતનાર, ચાલીસ ધનુષ્ય પ્રમાણ દેહ ધારણ કરનાર, વ્રત લઈ કેવળજ્ઞાન પામનાર એવા પ્રભુની દેશના અને એમની ભક્તવત્સલતા ભક્તજનોને ભવસાગરના જળમા ડૂબતા બચાવી પાર ઉતારે છે.

## શ્રી નેમિનાથ સ્તવન ( પૃ ૨૬૪ )

ગોરડી-સ્ત્રી,

આ સ્તવનમા આરંભની ત્રણ કડીમા કવિએ રાજુલની ઉક્તિ વર્ણવી છે રાજુલ કહે છે કે "હે પિયુ! તમે માની જાવ છો કે નહિ? તમે મને છોડીને કેમ ચાલ્યા ગયા? જગતમા કહેવાય છે કે સરખા સરખીની જોડ હોય છે હુ તમારી સેવક છુ, ગુણવંતી નારી છુ હું નિર્ગુણ કેમ હોઈ શકુ? તેમ છતા તમે મારી સામે કેમ લગારે જોતા નથી?" પરંતુ પછીથી તો રાજુલે પોતાના મનને વૈરાગ્ય તરફ વાળી લીધુ અને એણે સંયમ વ્રત ધારણ કર્યું એ પછી તે પોતાના પિયુ કરતા પોતે પહેલી જાય છે પોતાની બહેની શિવસુંદરીને મળવા

છેલ્લી બે કડીમાં કવિએ નેમિનાથના માતાપિતાનો પરિચય આપ્યો છે

## શ્રી પાર્શ્વનાથ સ્તવન ( પૃ ૨૬૫ )

ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ ભગવાન, વામાદેવીના પુત્રનો દેહ મેઘ સમાન શોભે છે એવુ વર્ણન પહેલી કડીમા કરી પછીની ત્રણ કડીમા કવિએ પાર્શ્વનાથ અને કમઠનો પ્રસગ વર્ણવ્યો છે કમઠના ઉપસર્ગથી જરા પણ ચલિત ન થનાર પ્રભુ કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે તે વખતે કોટિ દેવો એકત્ર થાય છે અને પ્રભુના જયનાં નિશાન વાગે છે અશ્વસેન રાજાના પુત્ર, સો વર્ષનુ આયુષ્ય ભોગવી મોક્ષસિદ્ધિ પ્રાપ્ત કરનાર પાર્શ્વનાથ પ્રભુનુ દર્શન પરમ આનંદ આપનારું હોય છે

## શ્રી મહાવીર જિન સ્તવન ( પૃ ૨૬૬ )

ઘન-વાદળી, નાહલો-નાથ

કવિ કહે છે, "જિનેશ્વર ભગવાનના ચરણ નમીને હું એક યાચના કરુ છું કે હે પ્રભો ! મને તમારા દિલમા સ્થાન આપી મારા પર કૃપા કરો આપે ઘણા પતિતોનો ઉદ્ધાર કર્યો છે અને ગરીબોના ઉદ્ધારકનુ બિરુદ પ્રાપ્ત કર્યું છે, તો એક મને જ ભૂલી જતાં હે પ્રભુ ! આપને લાજ નથી આવતી ? ઉત્તમ જિન તો વાદળીની જેમ ઠામ કુઠામ જોયા વિના બધે જ વર્ષતો હોય છે એ પછીની કડીમાં મહાવીર સ્વામીના માતાપિતાનો ઉલ્લેખ કરીને પછી કવિ કહે છે, હે પ્રભુ ! તમારા દર્શનથી હું પરમાનન્દ અનુભવુ છુ તમારા જેવા સમર્થ સ્વામીથી યશપૂર વધે છે અને એના જીતના નિશાનના નાદથી દુશ્મન દૂર થાય છે

### કળશ

દુરિત-પાપ, નાસન-નાશ કરનાર, ભવભીન-ભવરૂપી બધનનો ભય, ચૂરણ-ચૂર્ણ કરનાર.

આ કળશે કહે છે ભુવનમાં એકાન્ત પાપોનો છેદ કરનાર, વિમલ કેવલ દર્શાવનાર ભવરૂપી સ્વપ્નનો નાશ કરનાર અને મુક્તિ માટે કારણ કે નિમિત્ત બનનાર જિનવરેન્દ્ર મહેસાણા નગરમા રહી મેં સ્તવન કીર્તન કર્યું છે, એમ કવિ કળશની પંક્તિઓમાં જણાવે છે.

## ૩૬. શ્રી અમૃતવિજયજી

### શ્રી ઋષભદેવ જિન સ્તવન (પૃ ૨૬૭)

કવિ આ સ્તવનમા કહે છે કે હે પ્રભુ ! હુ તમારો ભવોભવનો સેવક છુ, ઈન્દ્ર, ચન્દ્ર, સૂર્ય, સાગર, મહીધર વગેરેના ઉત્તમ ગુણો એકઠા કરીને તમારી કાયા ઘડવામા આવી છે ઇન્દ્ર, ચન્દ્ર, સાગર પ્રભુતા, સામ્યતા, પ્રતાપી પણુ, ગભીરતા, ધૈર્ય એવા ઉત્તમ ગુણોમા પ્રસિદ્ધ છે

### શ્રી શાંતિનાથ સ્તવન (પૃ ૨૬૮)

શાતિના દાતાર, જગતના હિતકારી, ભવિકજનોના આધાર, અચિરાદેવીના પુત્ર એવા શ્રી શાતિનાથ પ્રભુને વદન કરી પ્રાર્થના કરે છે કે હે પ્રભુ ! તમે મને તમારો સેવક જાણી મારો ઉદ્ધાર કરો, મોહ વગેરે વૈરીઓથી મને દૂર રાખો

### શ્રી નેમનાથ સ્તવન (પૃ ૨૬૮)

આ સ્તવનમા કવિએ શ્રી નેમિનાથ ભગવાનના જન્મ, યૌવન, કેવળજ્ઞાનપ્રાપ્તિ ઇત્યાદિ પ્રસગોનો ઉલ્લેખ કરે છે કવિએ આ સ્તવનમાં ક્યાંય રાજુમતીનો ઉલ્લેખ કર્યો નથી એ ધ્યાન ખેંચે છે

### શ્રી પાર્શ્વજિન સ્તવન (પૃ ૨૬૯)

સારદ–શારદ–શરદ ઋતુનો

કવિ કહે છે કે રાગાદિ દુશ્મનોને જીતી આત્માનું રાજ્ય મેળવ્યું એવા શ્રી પાર્શ્વનાથ પ્રભુ આપણને ભવસાગર તારવા માટે સમર્થ

## શ્રી શાંતિનાથ સ્તવન (પૃ. ૨૭૩)

શ્રી શાંતિનાથ ભગવાને પોપટમાં એક પારેવડાને શરણું આપ્યું હતું અને એ રીતે એને અભયદાન આપી જિવાડયો હતો એનો ઉલ્લેખ આરંભની બે પંક્તિમાં કવિએ કર્યો છે અનાથ જીવના નાથ સમાન, ગુણના ભંડાર જેવા હે પ્રભુ ! તમે જો એક પારેવડાને તાર્યો છે તો મને તો કેમ નહિ તારો ? હે નાથ ! ગરીબોનો ઉદ્ધાર કરનાર તમે મારા સાચા સાહેબ છો. તમારી સાથે તો મારે અછેદ્ય–છેદી ન શકાય, તોડી ન શકાય એવી પ્રીતિ બંધાઈ છે

આ સ્તવનમાં કવિએ પ્રભુ પ્રત્યેની પ્રીતિ અને અનન્ય શરણાગતિનો ભાવ રજૂ કર્યો છે

## શ્રી નેમનાથ સ્તવન ( પૃ. ૨૭૮ )

આ સ્તવનમાં પહેલી ત્રણ કડીમાં રાજમતિ નેમિનાથ પ્રત્યેની પોતાની પ્રેમવ્યથા વ્યક્ત કરતાં એ પ્રેમ સ્વીકારી લેવા માટે અરજ કરે છે એ કહે છે, 'હે પ્રિયતમ ! પગલે પગલે મને પ્રેમનો કાંટો પીડા કરે છે, તો તમે મનની ગાંઠ છોડીને મારા પ્રેમને સ્વીકારો.' રાજમતિ ઉપમા આપે છે કે જેમ શેરડીના સાંઠામાં ગાંઠ આગળ રસ નથી હોતો તેમ પ્રેમમાં પણ જ્યાં સુધી તે મુક્ત દિલનો ન હોય અને મનમાં એક યા બીજા પ્રકારની ગાંઠ હોય ત્યાં સુધી તે પ્રેમનો આસ્વાદ સુખદ નીવડતો નથી સાચી પ્રીતિનું સ્વરૂપ જ એવું હોય છે કે તે ધોવાથી ઘસાતું નથી કે ઝાંખું થતું નથી. કવિ ઉદયરત્ન કહે છે, "આ રીતે નેમિનાથ અને રાજુલ વિરહની વેદનાને અંતે મુક્તિ પામે છે તો હે પ્રભુ ! અમને પણ એવા ભવસાગરને કાંઠે પહોંચાડો ! "

## શ્રી પાર્શ્વનાથ સ્તવન ( પૃ ૨૭૪ )

ખોલા–ખોળા; કુણ–કોણ, ખમે–સહન કરી લે, લળિ લળિ– 'લળિ લળિ' હોવું જોઈએ

આ સ્તવનમાં કવિએ પાર્શ્વનાથ પ્રભુની માતાના હૃદયનો ભાવ રજૂ કર્યો છે માતા વામા કહે છે, " હે કુવર ! મને તારી ચાલ ખૂબ જ ગમે છે તને જોયા વિના જાણે મારા પ્રાણ ભમતા ન હોય એવુ અદ્ભુત અને પ્રભાવશાળી તારુ દર્શન છે એવી ચમત્કારિક અસર તારા દર્શનની છે હે વત્સ ! તું ખોળામા પડતુ મૂકીને માતાને દમતો હોય છે આવી રીતે માતાનો ખોળો બાળક ખૂદે છે, પરતુ પ્રેમાળ અને વત્સલ માતા વિના બીજુ કોણ એ સહન કરી લે? હે પુત્ર ! તારુ મીઠુ મુખડુ જોતા જાણે મારા બધા દુ ખ શમી જતા હોય એવુ લાગે છે" આવા પાર્શ્વનાથ પ્રભુને કવિ ઉદયરત્ન લળી લળીને નમવાનુ કહે છે

## શ્રી મહાવીર જિન સ્તવન ( પૃ. ૨૭૪ )

આ સ્તવનમા કવિએ શ્રી મહાવીર સ્વામીનુ શરણુ સ્વીકારીને સસાર સાગર તરવાને માટે પ્રભુને વિનતી કરી છે કવિ કહે છે, હે સ્વામી ! તમે મારા મનમદિરમાં પધારો તમે જ મારા નાથ છો તમે મને અત્યત પ્યારા લાગો છો તમે મને દર્શન આપો અને મારા કર્મરૂપી દુશ્મનોને દૂર કરો. આ સસારરૂપી સમુદ્રના તમે જ કિનારા છો.

## સજ્ઝાયો

કવિશ્રી ઉદયરત્નની સઝ્ઝાયો અત્યત લોકપ્રિય છે એમની સઝ્ઝાયો વર્ષોથી વિવિધ ધાર્મિક ક્રિયા પ્રસગે ગવાતી આવી છે ભાગ્યે જ ધર્મનિષ્ઠ એવો કોઈ જૈન હશે કે જેને કવિ ઉદયરત્નની ક્રોધ, માન, માયા, લોભ અને વૈરાગ્યની સઝ્ઝાય ન સાભળી હોય કવિની સઝ્ઝાયો સરળ, સુગેય અને મર્મવેધક છે

**શ્રી સિદ્ધાચલ સ્તવન, શ્રી ગૌતમ સ્વામી છંદ, સોળ સતીનો છદ અને શ્રી શખેશ્વર પાર્શ્વનાથ જિન છંદ**-ઉદયરત્નની આ કૃતિઓ ઘણી જ જાણીતી અને સરળ છે. માટે એની સમજૂતી અહી આપી નથી

# ૩૮. શ્રી પ્રેમવિજયજી

## શ્રી આદિજિન સ્તવન (પૃ. ૨૮૭)

કવિ કહે છે શ્રી આદિનાથ ભગવાનના ગુણ ગાતાં મન અને તન નિર્મળ થાય છે અને ભવનાં દુઃખ દૂર થાય છે. જેમ નાની ઈયળ ભમરીનો વિચાર કરતા કરતાં કીટભ્રમર ન્યાયે ભમરી થઈ જાય છે, તેમ પ્રભુનું ધ્યાન ધરતા ધરતાં આત્મા પરમાત્મા સ્વરૂપ પામે. છે.

## શ્રી શાંતિજિન સ્તવન (પૃ. ૨૮૮)

સુનજરઈ–શુભ નજરથી, રયણી–રાત, સોવન–સુવર્ણ.

આ સ્તવનમાં કવિ કહે છે હે પ્રભુ! હું દિવસ રાત તમારું ધ્યાન ધરુ છું. હું પ્રેમભાવથી પ્રાર્થના કરું છું કે મને અચલ સુખ આપો

## શ્રી નેમિજિન સ્તવન (પૃ. ૨૮૯)

આ સ્તવનમાં કવિએ રાજુલની ઉક્તિ મૂકી છે નવ ભવનો સ્નેહ ભૂલી, મુક્તિરૂપી સુંદરી તરફ આકર્ષાઈ પોતાને છોડી જવા માટે રાજુલે નેમિનાથને અહી ઉપાલભ આપ્યો છે.

## શ્રી પાર્શ્વજિન સ્તવન (પૃ. ૨૯૦)

શ્રી પાર્શ્વનાથ પ્રભુના દેહરૂપની અનુપમતા વર્ણવતા કવિ કહે છે કે જેમ નદીઓમાં ગંગા, ફૂલોમાં કમળ, રાજાઓમા ભરતેશ્વર, દેવોમા ઈન્દ્ર, જ્ઞાનમા કેવળજ્ઞાન, ધ્યાનમાં શુક્લ ધ્યાન, રત્નમા સુરમણિ અને મંત્રોમા નવકાર મંત્ર ઉત્તમ છે તેમ દેહરૂપમા નીલવર્ણવાળા, નવ હાથની કાયાવાળા શ્રી પાર્શ્વનાથ પ્રભુ ઉત્તમ છે પાંચમી કડીમા કવિએ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથને પોતાની આ અરજ કરી છે.

## શ્રી વીરજિન સ્તવન (પૃ. ૨૯૧)

નિધ–નિધાન–ભંડાર, છીલર–છીછરું, ડહોળુ. પીસઈ–પીસે, કથીર–હલકી ધાતુ, બાઉલ–બાવળ

પહેલી કડીમાં કવિએ શ્રી વીરજિનેશ્વરને સવારના પહોર કરવાથી પ્રાપ્ત થતી સિદ્ધિનો નિર્દેશ કરી પછીની ત્રણ શ્રી વીરપ્રભુની વાણીનુ ઉપમાઓ આપી વર્ણન કર્યું

## ૩૯ શ્રી. જિનસુખસૂરિ

### શ્રી ઋષભજિન સ્તવન (પૃ

કવિ આ સ્તવનમાં કહે છે કે જગત આદિયુગ પ્રવર્તાવનાર હે ઋષભજિનેશ્વર પૂર્ણ કરો, ભવસાગરમા અનેક ભવ ભમ્યા છુ તમારુ શરણ સ્વીકારવાથી મારી આપત્તિઓ અશુભ કર્મોનો નાશ થયો છે. મારા જીવનમા જ્ઞાનરૂપ થયો છે

### શ્રી શાંતિનાથ સ્તવન (પૃ ૨૯૪)

કવિ કહે છે કે વિશ્વસેન રાજા અને અચિરાદેવીના પુત્ર, જગતમાં શાંતિ પ્રસરાવનાર, વિશ્વવંદનીય એવા હે શ્રી શાંતિ જિનેશ્વર, મારુ મન દિવસરાત તમારા ચરણમા જ લાગેલું રહે છે. તમારી કૃપાથી હું ઘણુ સુખ પામ્યો છુ.

### શ્રી નેમિનાથ સ્તવન (પૃ. ૨૯૫)

રોજ સવારના પહોરમા ઊઠીને શ્રી નેમિનાથને વંદન કરીએ. પ્રભુ સહુને સુખ આપનાર છે પ્રભુ સૌને મનથી ગમે છે આ કલિકાલમાં એમના જેવા યોગીશ્વર કોઈ જોવા નહિં મળે માટે જ આખુ જગત એમને વંદે છે

### શ્રી પાર્શ્વજિન સ્તવન (પૃ. ૨૯૫)

વણારસી-વાણારસી, બનારસ, કાશી, અસુસેન-અશ્વસેન, તમઅજ્ઞાન-અજ્ઞાનરૂપી અંધકાર.

આ સ્તવનમાં કવિએ શ્રી પાર્શ્વનાથ પ્રભુ પ્રત્યેનો પોતાનો દાસત્વ અને અનન્ય શરણાગતિનો ભાવ પ્રદર્શિત કર્યો છે.

### શ્રી મહાવીર જિન સ્તવન (પૃ. ૨૯૬)

આ સ્તવનમાં કવિએ શ્રી મહાવીર સ્વામીનાં માતાપિતા, નગર લાંછન વગેરેનું વર્ણન કર્યું છે.

## ૪૮. શ્રી લક્ષ્મીવલ્લભગણિ

### શ્રી ઋષભજિન સ્તવન (પૃ. ૨૯૮)

કવિ કહે છે કે પ્રથમ જિનેશ્વર શ્રી ઋષભદેવનાં દર્શનથી મારો જન્મ પવિત્ર થયો છે, આજ પરમ આનંદ પ્રાપ્ત થયો છે. આજ સર્વ મંગલ એકત્ર થયાં છે અજ્ઞાન પડ ભેદીને પ્રકાશની જ્યોત પ્રગટ થઈ છે પ્રભુનો સંગ વંછિત ફળ આપનારો છે એથી બીજે ક્યાય મન ગમતું નથી

### શ્રી શાંતિનાથ સ્તવન (પૃ. ૨૯૮)

સમરન–સ્મરણ, રમના–જીભ, મચ્છર–મત્સર, ઈર્ષ્યા, પંક–કાદવ

કવિ આ સ્તવનમા કહે છે કે શ્રી શાંતિનાથ પ્રભુના સ્મરણ વિના જીભ પરનિંદાના કામમાં પડી હતી, મન વિષયવાસનામા રચ્યુ-પચ્યુ હતુ મત્સર, માયા વગેરેના કાદવમા પડી રહી અનાદિ કાળથી હુ મોહનિદ્રામા પડી ગયો હતો, હવે શ્રી શાંતિનાથ પ્રભુની આરાધના-રૂપી ગંગાજળથી હું મારા આત્માને ધોઉ છુ અને મારા હૃદય-મંદિરમા જ્ઞાનરૂપી દીપક પ્રકાશે છે

### શ્રી નેમિનાથ સ્તવન (પૃ. ૨૯૯)

પોતાની કાયાને છાયા જેમ સમજી, માયાનો ત્યાગ કરનાર, સમુદ્રવિજય અને શિવાદેવીના પુત્ર, બાલ બ્રહ્મચારી બાવીસમા જિનેશ્વર શામળિયા શ્રી નેમિનાથ ભગવાનના ચરણમાં મસ્તક નમાવી હું એમની સ્તુતિ કરુ છુ

### શ્રી પાર્શ્વજિન સ્તવન (પૃ 300)

હે પ્રભુ ! તમારુ રૂપ જોઈ મને ઘણો આનંદ થયો છે. શરદ

ઋતુના ચદ્ર કરતા પણ વધારે નિર્મળ, કામદેવનુ પણ માન ઉતરાવે એવી તમારી મનોહર, શામળી, અકલકિત અનુપમ મૂર્તિ નિહાળી મારી આખમા અમીરસ ઉભરાય છે. તમારા દર્શનથી મારા ભવનાં દુ.ખ નાશ પામ્યા છે.

### શ્રી મહાવીરજિન સ્તવન (પૃ ૩૦૦)

આ સ્તવનમા કવિ શ્રી મહાવીર પ્રભુની ભકિત કરવાનો ઉપદેશ આપતાં વર્ણવે છે કે પ્રભુની ભક્તિ અને વીર પ્રભુની વાણી ભાવિક જનોના નયનરૂપી ચકોરનો આનદ આપનારી, શરદ ઋતુના ચંદ્ર જેવી ઉજ્જવલ, ભવસાગર તારવાને ઉત્તમ હોડી જેવી, સુખ આપનાર કલ્પવૃક્ષની મંજરી જેવી, પાપરૂપી દાવાનળને શમાવનાર મેઘઘટા જેવી અને કુમતિરૂપી કમળને બાળનાર હિમવૃષ્ટિ જેવી છે

## ૪૧. શ્રી મોહનવિજયજી

### શ્રી ઋષભદેવનું સ્તવન (પૃ ૩૦૩)

આ સ્તવનમા કવિએ શ્રી ઋષભદેવ ભગવાનને મીઠો ઉપાલંભ આપ્યો છે. કવિ કહે છે " હે પ્રભુ! બાળપણમા એટલે કે ઘણા ભવ પૂર્વે આપણે પ્રેમથી એકબીજા સાથે રમતા હતા પરંતુ તમે પ્રભુતા, મોક્ષ પામ્યા અને અમે એવા સસારી જ રહ્યા તમારુ ધ્યાન ધરતા શિવસુખ પામીએ, તો તમે કોનુ ધ્યાન ધર્યું હતુ ? વસ્તુત ભવ-પરપરાનો જ્યારે અત આવે છે ત્યારે જ મુકિત મળે છે જે ભવ્ય-સિદ્ધિ જીવો હોય તે તો મોક્ષ મેળવે છે તેમાં તમારો શો ઉપકાર ? અભવ્યસિદ્ધ જીવોને જો તમે તારો તો જ તમારો ઉપકાર ખરો કહેવાય તમે જ્ઞાનરત્ન મેળવી હવે અમારાથી દૂર વિકટ પ્રદેશમા બેઠા છો તમારા જ્ઞાનરત્નમાથી અમને જો એક કિરણ પણ આપો તો તમને શાબાશી ઘટે છે હે પ્રભુ ! તમારૂ અક્ષયપદ જો તમે બીજાને આપો તો તેમાં જરા પણ ખડિતતા કે ઉણપ આવવાની નથી તમે

શિવપદ આપવાને સમર્થ છો, તો પછી શા માટે જસ લેતા નથી? પરંતુ સેવક ભકતજનને જો તમે ભાગ્યશાળી કરો તો તમે નિર્મળ અને નિરાગી સ્વામી કેવી રીતે કહેવાઓ ?

## શ્રી શાંતિનાથ સ્તવન (પૃ. ૩૦૪)

આ સ્તવનમાં પણ કવિ શ્રી શાતિનાથ પ્રભુને ઉપાલંભ આપી કહે છે કે હે સ્વામી! તમારી ભકિત કરવાને કારણે મેં બીજા ઘણા દેવતાઓની ઉપેક્ષા કરી છે મારા તરફથી મે ભકિત કરવામાં કશી મણા રાખી નથી. તમે મારાથી મુખ ફેરવીને કેમ બેઠા છો ? મારી કંઈ ભૂલચૂક હોય તો મને કહો. તમારી અને મારી પ્રીત ઘણી દૃઢ છે જો તમે પાણી છો તો હુ કમળ છું, જો તમે કમળ છો તો હું સુવાસ છુ, જો તમે સુવાસ છો તો હૂં ભ્રમર છુ આવી લોકોત્તર આપણી પ્રીતિ છે, એટલે તમે મને છોડો તો પણ હુ તમને કઈ રીતે છોડી શકું ? મે મારા મનની વાત તમારી આગળ કહી છે. માટે મારા પર તમે પૂર્ણ પ્રેમ રાખો, એમા વિચાર શો કરવાનો હોય ?

## શ્રી નેમનાથ સ્તવન (પૃ ૩૦૫)

આ સ્તવનમા કવિએ રાજુલના મુખમા ઉકિત મૂકી છે રાજુલ નેમનાથને ઉપાલભ આપતાં કહે છે કે હુ તો તમારા ચરણની મોજડી છુ પણ તમે તો મને પરાઓ કરતા પણ ઊતરતી ગણી તમે પશુઓ પ્રત્યે કરુણા બતાવી, પણ મારા પ્રત્યે એવી કરુણા ન બતાવી. મે તમને જરા પણ દૂભવ્યા નથી તો પછી તમે મારા પર આટલો બધો રોષ શા માટે રાખો છો ? આવી રીતે ઉપાલભ આપતી રાજુલે વ્રત લીધુ અને નેમિનાથ પહેલા મોક્ષે પહોંચી

## શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ. ૩૦૬)

શ્રી પાર્શ્વનાથ પ્રભુની અનંત શક્તિનો નિર્દેશ કરી કવિ પોતાના પ્રત્યે કરુણા બતાવવા માટે પ્રભુને વિનતી કરતા કહે છે, હે પ્રભુ! મારા

પ્રત્યે કરુણા બતાવવામાં તમને કંઈ ખર્ચ થવાનો નથી અને મને ઘણું મળશે જેમ હાથીના મોઢામાથી એક કણ પડે તો તેથી હાથીને કંઈ ખોટ જતી નથી, પણ કીડીને ઘણું મળે છે તેવી રીતે મારે હે પ્રભુ! જેવી હુ તમારા પ્રત્યે માયા રાખુ છુ તેવી માયા તમે પણ મારા પર રાખજો અને મારા પ્રત્યે કરુણા દાખવજો

### શ્રી મહાવીર સ્વામી સ્તવન (પૃ. ૩૦૮)

આ સ્તવનમા કવિ કહે છે કે હે પ્રભુ! દુર્લભ એવો માનવભવ અમે પામ્યા છીએ એમાથી હવે અમે કેમ તરીએ એનો ઉપાય બતાવો, પ્રભુનુ ધ્યાન ધરતા રાગ અને પ્રેમ થાય છે અને એ વિના તેમા તલ્લીનતા આવતી નથી બધા કર્મ બધનો જતાં રહે અને એ રીતે અમે તરી જઈએ તેમા તમારો શો પાડ? કરણી વગર જો તમે તારો તો તમે સાચા જિનરાજ કહેવાઓ

## ૪૨ શ્રી રામવિજયજી

### શ્રી ઋષભજિન સ્તવન (પૃ. ૩૧૦)

આ સ્તવનમા કવિએ પ્રભુ પ્રાપ્તિથી થતો આનદ, પ્રભુદર્શનની વિશિષ્ટતા અને અનન્યતા, પ્રભુપ્રીતિની ઘનિષ્ટતા અને અચલતા, પ્રભુ મૂર્તિની મોહકતા વગેરે વર્ણવ્યા છે કવિની રચના સરળ છે

### શ્રી શાતિનાથ સ્તવન (પૃ. ૩૧૧)

આ સ્તવનમા કવિએ શ્રી શાંતિનાથ પ્રભુના દર્શનની ઉત્કઠા વર્ણવી છે અને પ્રભુ પાસેથી કૃપાની યાચના કરી છે.

### શ્રી નેમનાથ સ્તવન (પૃ. ૩૧૨)

આ સ્તવનમા કવિએ રાજુલના મુખમા ઉક્તિ મૂકી છે રાજુલ પોતે પોતાના વિયોગની અને વિરહની વ્યથા વ્યક્ત કરે છે અને પોતાના સાહિબને મનાવી લાવવા માટે પોતાની સહિયરોને વિનતી કરે છે

## શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ. ૩૧૩)

આ સ્તવનમાં આરંભમા કવિએ શ્રી પાર્શ્વનાથ ભગવાનની મુખ મુદ્રાનું વર્ણન કર્યું છે અને પછી એમનો મહિમા અને પ્રભાવ સપ્રસંગ દર્શાવી પ્રભુની ભક્તિનો માર્ગ પોતે ગ્રહણ કર્યાનો ઉલ્લેખ કર્યો છે.

## શ્રી મહાવીર સ્તવન (પૃ ૩૧૪)

કવિ આ સ્તવનમા કહે છે કે શ્રી મહાવીર સ્વામી ચિંતામણિ જેવા છે, એમનુ દર્શન કરવાથી દુખ દૂર થાય છે, અને રિધ્ધિવૃદ્ધિ પ્રાપ્ત થાય છે પ્રભુરૂપી ચિંતામણિ રત્ન મને મળ્યુ છે અને એથી મારા બધા વછિત કાર્યો સિદ્ધ થયા છે

# ૪૩ શ્રી કીર્તિવિમલજી

## શ્રી ઋષભદેવ સ્તવન (પૃ ૩૧૭)

આ રચનામાં કવિએ શ્રી ઋષભદેવ ભગવાનના જીવનના ભિન્ન ભિન્ન પ્રસગોનો ઉલ્લેખ કરી એમનો મહિમા અને એમના જીવનની વિશિષ્ટતા વર્ણવ્યા છે રચના અત્યત સરળ છે

## શ્રી શાતિનાથ સ્તવન (પૃ. ૩૧૮)

આ સ્તવનમા કવિ કહે છે કે જેવી રીતે મુસાફરના મનમા પોતાનું પહોંચવાનુ સ્થળ જોવાની તાલાવેલી હોય છે, જેવી રીતે સીતાનુ મન રામમા લાગેલુ હોય છે, જેવી રીતે વિષયાસક્ત માણસનું મન કામિનીમા જ સ્થિરપણે રહે છે અને જેવી રીતે લોભીનુ મન પૈસામા જ ચોંટેલુ રહે છે તેવી રીતે મારૂ મન, જ્યારથી મે પ્રભુનાં દર્શન કર્યાં ત્યારથી તેમનામાંજ લાગેલુ રહ્યુ છે

## શ્રી નેમિનાથજીનુ સ્તવન (પૃ ૩૧૯)

આ સ્તવનમાં કવિએ નાની સરખી ઉક્તિ રજૂ કરી છે રાજુલે ને નેમનાથ પાસે લગ્ન કરવા માટે માગણી કરી, પણ નેમિનાથે તો

એને ચારિત્ર્યની દીક્ષા આપી અને પોતાના જેવી કરી એટલે કે મોક્ષ સુખની અધિકારિણી બનાવી.

### શ્રી પાર્શ્વજિન સ્તવન (પૃ ૩૨૦)

કવિ કહે છે કે શ્રી પાર્શ્વનાથ પ્રભુના નામના જપથી રોગ, શોક, હિંસા, કુલટા સ્ત્રી, દુશ્મન, સાપ, આધિ વ્યાધિ, દુકાળ, શાકિણી, ડાકણ, ભૂત, પ્રેત, કામવાસના, મેલી વિદ્યા વગેરે બધાં જ દૂર થાય છે, એટલુ જ નહિ, પ્રભુનુ નામ સ્મરણ અક્ષય પદ મેળવવાના ઉપાય રૂપ બને છે.

### શ્રી મહાવીર સ્તવન (પૃ ૩૨૧)

શ્રી મહાવીર સ્વામીની સ્તુતિ કરતા કવિ કહે છે કે પ્રભુ મારા કૃપાનિધિ છે. સમતાના ભડાર સમા છે, માતાપિતા અને ભાઈભાંડુ બરાબર છે, જ્ઞાન આપનાર, મારુ રક્ષણ કરનાર, મને શાંતિ આપનાર અને મારા ભવની બીક દૂર કરનાર છે આવા પ્રભુને પામીને જે માણસ પ્રમાદ કરે તે દુખી થાય અને સંસારમાં એને ઘણા કષ્ટો ભોગવવા પડે એમા જરા પણ શકા નથી માટે પ્રમાદ દૂર કરી પ્રભુના ચરણની સેવા કરી સાચુ સુખ આપણે પામીએ

## ૪૪. શ્રી ધર્મવર્ધન

### શ્રી ઋષભજિન સ્તવન (પૃ ૩૨૩)

કવિ-કહે છે આજે મારી આશા ફળી છે મને પ્રભુનાં દર્શન થયાં છે અને કમળની કળી સૂર્યના કિરણ જોઈ જેમ હરખાય છે અને ખીલે છે તેમ મારુ હૃદય પણ હરખાય છે અને પ્રફુલ્લિત થાય છે પ્રભુની મૂર્તિ ચિતામણિ જેવી, અથવા કામધેનુ જેવી છે. એમને વંદન કરતા આપણા બધા પાપ દૂર થાય છે.

### શ્રી શાતિનાથ સ્તવન (પૃ ૩૨૩)

જગતમાં શાતિ અને સુખ પ્રવર્તાવનાર, પોતાને શરણે આવેલા

પારેવાને બચાવવા માટે પોતાના દેહનું દાન કરનાર, મરકીનો ઉપદ્રવ મટાડનાર, સોળમા તીર્થંકર અને પાંચમા ચક્રવર્તી એવી બેવડી પદવી એક જ ભવમાં ભોગવનાર શ્રી શાંતિનાથ પ્રભુની પ્રાપ્તિ થતાં સઘળાં વાંછિત સદા ફળે છે.

## શ્રી નેમિનાથ જિન સ્તવન (પૃ. ૩૨૪)

શ્રી નેમિનાથ ભગવાનની કરણીની તે શી વાત કરવી! તેમણે યૌવનમાં આવ્યા છતાં રાજિમતી સાથે લગ્ન ન કર્યાં. પશુઓનો પોકાર સાંભળી તેમના પ્રત્યે અનુકંપા આણી, હાથી ઘોડાની સમૃદ્ધિનો ત્યાગ કરી શાશ્વત સુખ મેળવવા તરફ તેઓ ગયા. મમતા છોડી સમતાનો માર્ગ એમણે અપનાવ્યો

## શ્રી પાર્શ્વજિન સ્તવન (પૃ. ૩૨૪)

દિનપતિ–સૂર્ય, યાસુ–જેની સાથે, ગજરેવા–હાથી અને નદી; પરસ–સ્પર્શ, કનક–સોનું

કવિ કહે છે કે શ્રી પાર્શ્વજિન પ્રભુ એજ મારે મન સાચી મિઠાઈ અને સાચા મેવા છે. જેમ પુષ્પની કળી સૂર્યને જોઈ ઉલ્લાસ પામે છે અને જેમ હાથીને રેવા નદી સાથે રાગ બંધાયો હોય છે તેમ અમારે પ્રભુ સાથે પ્રીતિ બંધાયેલી છે

## શ્રી મહાવીર જિન સ્તવન (પૃ ૩૨૫)

આ સ્તવનમાં કવિએ શ્રી મહાવીર સ્વામીએ સમવસરણમાં કરેલા પ્રવચનની વાણીના મહિમા અને પ્રભાવ વર્ણવ્યાં છે

## ૪૫. શ્રી રાજસુંદર

## શ્રી આદિજિન સ્તવન (પૃ ૩૨૬)

કવિ સરસ્વતી દેવીને પ્રાર્થના કરે છે કે મને સરસ વાણી આપો કે જેથી શ્રી આદિ જિનેશ્વર પ્રભુના ગુણની સ્તુતિ અમે કરીએ પ્રભુના ગુણરૂપી માળા જે પોતાના કંઠમાં રાખે અને એની વિવિધ પ્રકારે પૂજા કરે તેનો ભવ સફળ થાય છે

એને ચારિત્ર્યની દીક્ષા આપી અને પોતાના જેવી કરી એટલે કે મોક્ષ સુખની અધિકારિણી બનાવી.

### શ્રી પાર્શ્વજિન સ્તવન (પૃ ૩૨૦)

કવિ કહે છે કે શ્રી પાર્શ્વનાથ પ્રભુના નામના જપથી રોગ, શોક, હિંસા, કુલટા સ્ત્રી, દુશ્મન, સાપ, આધિ વ્યાધિ, દુકાળ, શાકિણી, ડાકણુ, ભૂત્ત, પ્રેત, કામવાસના, મેલી વિદ્યા વગેરે બધાં જ દૂર થાય છે, એટલુ જ નહિ, પ્રભુનુ નામ સ્મરણ અક્ષય પદ મેળવવાના ઉપાય રૂપ બને છે.

### શ્રી મહાવીર સ્તવન (પૃ ૩૨૧)

શ્રી મહાવીર સ્વામીની સ્તુતિ કરતા કવિ કહે છે કે પ્રભુ મારા કૃપાનિધિ છે. સમતાના ભડાર સમા છે, માતાપિતા અને ભાઈભાડું બરાબર છે, જ્ઞાન આપનાર, મારુ રક્ષણ કરનાર, મને શાંતિ આપનાર અને મારા ભવની બીક દૂર કરનાર છે આવા પ્રભુને પામીને જે માણસ પ્રમાદ કરે તે દુખી થાય અને સંસારમાં એને ઘણાં કષ્ટો ભોગવવા પડે એમા જરા પણ શકા નથી માટે પ્રમાદ દૂર કરી પ્રભુના ચરણની સેવા કરી સાચું સુખ આપણે પામીએ

## ૪૪. શ્રી ધર્મવર્ધન

### શ્રી ઋષભજિન સ્તવન (પૃ ૩૨૩)

કવિ-કહે છે આજે મારી આશા ફળી છે મને પ્રભુનાં દર્શન થયાં છે અને કમળની કળી સૂર્યના કિરણ જોઈ જેમ હરખાય છે અને ખીલે છે તેમ મારુ હૃદય પણ હરખાય છે અને પ્રફુલ્લિત થાય છે પ્રભુની મૂર્તિ ચિતામણિ જેવી, અથવા કામધેનુ જેવી છે. એમને વદન કરતા આપણા બધા પાપ દૂર થાય છે.

### શ્રી શાતિનાથ સ્તવન (પૃ ૩૨૩)

જગતમાં શાતિ અને સુખ પ્રવર્તાવનાર, પોતાને ચરણે આવેલા

પારેવાને બચાવવા માટે પોતાના દેહનું દાન કરનાર, મરકીનો ઉપદ્રવ મટાડનાર, સોળમા તીર્થંકર અને પાંચમા ચક્રવર્તી એવી બેવડી પદવી એક જ ભવમાં ભોગવનાર શ્રી શાંતિનાથ પ્રભુની પ્રાપ્તિ થતાં સઘળાં વાંછિત સદા ફળે છે.

## શ્રી નેમિનાથ જિન સ્તવન (પૃ ૩૨૪)

શ્રી નેમિનાથ ભગવાનની કરણીની તે શી વાત કરવી ! તેમણે યૌવનમાં આવ્યા છતાં રાજિમતી સાથે લગ્ન ન કર્યાં પશુઓનો પોકાર સાંભળી તેમના પ્રત્યે અનુકંપા આણી, હાથી ઘોડાની સમૃધ્ધિનો ત્યાગ કરી શાશ્વત સુખ મેળવવા તરફ તેઓ ગયા. મમતા છોડી સમતાનો માર્ગ એમણે અપનાવ્યો

## શ્રી પાર્શ્વજિન સ્તવન (પૃ. ૩૨૪)

દિનપતિ–સૂર્ય, યાસુ–જેની સાથે, ગજરેવા–હાથી અને નદી; પરસ–સ્પર્શ; કનક–સોનુ.

કવિ કહે છે કે શ્રી પાર્શ્વજિન પ્રભુ એજ મારે મન સાચી મિઠાઈ અને સાચા મેવા છે. જેમ પુષ્પની કળી સૂર્યને જોઈ ઉલ્લાસ પામે છે અને જેમ હાથીને રેવા નદી સાથે રાગ બંધાયો હોય છે તેમ અમારે પ્રભુ સાથે પ્રીતિ બંધાયેલી છે

## શ્રી મહાવીર જિન સ્તવન (પૃ. ૩૨૫)

આ સ્તવનમા કવિએ શ્રી મહાવીર સ્વામીએ સમવસરણમા કરેલા પ્રવચનની વાણીના મહિમા અને પ્રભાવ વર્ણવ્યા છે.

## ૪૫. શ્રી રાજસુંદર

## શ્રી આદિજિન સ્તવન (પૃ ૩૨૬)

કવિ સરસ્વતી દેવીને પ્રાર્થના કરે છે કે મને સરસ વાણી આપો કે જેથી શ્રી આદિ જિનેશ્વર પ્રભુના ગુણની સ્તુતિ અમે કરીએ પ્રભુના ગુણરૂપી માલા જે પોતાના કંઠમાં રાખે અને એની વિવિધ પ્રકારે પૂજા કરે તેનો ભવ સફળ થાય છે

### શ્રી શાંતિનાથ સ્તવન (પૃ ૩૨૭)

'કવિ પ્રભુને યાચના કરે છે કે 'હે સ્વામી! હું તમારે શરણે આવ્યો છું તો તમે મારા ઉપર મહેર કરો અને મારા પ્રત્યે પ્રીતિ દાખવો હુ તમારુ શરણ છોડવાનો નથી તમારા દર્શનથી મારા" સર્વે દુખ દૂર થાય છે'

### શ્રી નેમિજિન સ્તવન (પૃ ૩૨૭)

યાદવ કુળના શણગાર જેવા, રાજુલને ત્યજી ગિરનાર પર જનાર, મદનના વિકારનો નાશ કરનાર એવા શ્રી નેમિનાથ પ્રભુનુ શરણુ સ્વીકારી એમની યાચના કવિએ આ સ્તવનમા કરી છે

### શ્રી પાર્શ્વજિન સ્તવન (પૃ ૩૨૮)

કવિ કહે છે કે પ્રભુની મૂર્તિ અત્યંત મનોહર અને સુખદાયક છે મારુ મન હમેશાં પ્રભુનાં ચરણ કમલમા જ લયલીન રહે છે. બીજા ઘણા દેવો જોયા, પણ પ્રભુની જોડે કોઈ ન આવે, પ્રભુ મારા પ્રાણાધાર છે વિસાર્યો વિસરે નહિ એવા પ્રભુને હું મારાં દુખો દૂર કરવા માટે વારવાર વિનતી કરું છુ

### શ્રી મહાવીર જિન સ્તવન (પૃ ૩૨૯)

શ્રી મહાવીર પ્રભુના ગુણ અનત છે, જે કહેતા પાર આવે એમ નથી પ્રભુના ગુણ ગાવાથી આપણો ભવ સફળ થઈ જાય છે.

## ૪૬. વાચક શ્રી દેવચન્દ્રજી

### શ્રી ઋષભજિન સ્તવન (પૃ ૩૩૮)

આ સ્તવનમા કવિ શ્રી ઋષભદેવ ભગવાન સાથે પ્રીતિ કઈ રીતે કરવી તેનો વિચાર કરે છે કવિને મૂઝવણ થાય છે કારણ કે પ્રભુ જ્યા આગળ વસે છે ત્યા આગળ કોઈ પણ માણ્સ પહોચી શકતો નથી, કોઈ કાગળ પહોચતો નથી પ્રભુ જેવી જ જે વ્યક્તિ હોય તેજ પહોચી શકે છે જે માણસો પ્રીતિ કરે છે તે રાગી હોય છે અને

પ્રભુ તો વિતરાગી છે. એમની સાથે પ્રીતિ કરવાનો કોઈ સાંકેતિક માર્ગ મારે શોધવો છે, કારણ કે સંસારની પ્રીતિ તો ઝેરથી ભરેલી છે એવી પ્રીતિ કરવાનો મને જરાપણ ભાવ નથી મારે તો અંતરિક પ્રીતિ કરવી છે પ્રભુજીનુ અવલંબન સ્વીકારતા આપણામાં પ્રભુતા પ્રગટે છે. પ્રભુની સેવા આપણને અચલ સુખ અપાવે છે.

## શ્રી શાંતિનાથ સ્તવન (પૃ ૩૫૮)

આ સ્તવનમાં કવિએ શ્રી શાંતિનાથ પ્રભુ સમવસરણમાં બેઠા તે પ્રસંગનું વર્ણન કર્યું છે એ સમયની પ્રતિહાર્યની શોભા તો વર્ણવી શકાય એવી નથી ઘુવડનુ બચ્ચું સૂર્યના કિરણોનુ વર્ણન કેવી રીતે કરી શકે? પ્રભુની વાણી પાંત્રીસ ઉત્તમ ગુણવાળી છે. એ જેનું નિરૂપણ કરે તેમાં જરા પણ વિસંવાદ નથી હોતો એ વાણી ભવનુ દુઃખ દૂર કરનાર, શિવસુખ અપાવનાર, શુદ્ધ ધર્મ સ્વરૂપનું નિરૂપણ કરનાર છે આવા શ્રી શાંતિનાથ પ્રભુના ગુણની સ્તુતિ કરવામાં મને કૃતાર્થતા લાધી છે મારા મનોરથો સિદ્ધ થયા છે

## શ્રી નેમનાથ સ્તવન (પૃ ૩૩૬)

શ્રી નેમિજિનેશ્વરે સર્વ વૈભવનો ત્યાગ કરી પોતાનુ કાર્ય સિદ્ધ કર્યું એમણે પોતાના આત્મસ્વરૂપને ઓળખ્યુ અને પોતાની આત્મશક્તિને પ્રગટ કરી રાજુલ પણ મારી મતિવાળી સ્ત્રી કે એણે અરિહંત ભગવાનનુ અવલંબન લીધુ ઉત્તમનો સંગ કરવાથી ઉત્તમતા વધે છે, રાગી સાથે રાગ બાંધવાથી સાંસારિક બંધનો વધે છે, પણ નીરાગી સાથે રાગ બાંધવાથી આપણે ભવપાર તરી જઈએ છીએ.

## શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ ૩૩૭)

શ્રી પાર્શ્વનાથ પ્રભુ ગુણની ખાણ જેવા, સુખના સાગર જેવા છે જ્ઞાન વૈરાગ્યમાં પણ પ્રભુ સમાન કોઈ નથી. એમણે શુદ્ધતા અને એકતાના ભાવથી અંતરમાં રહેલા દુશ્મનને જીતી લીધો છે આપણાં

આત્મભાવમા પ્રભુની શુદ્ધતા જો ભળે તો આપણે પણ પરમાત્મભાવ પામી શકીએ ખભાત નગરના શ્રી પાર્શ્વનાથ પ્રભુના દર્શનથી કવિનો આનદોત્સાહ ઘણો વધ્યો અને કવિને પોતાનો એ દિવસ ધન્ય અને સફળ થયેલો લાગ્યો

### શ્રી મહાવીર જિન સ્તવન (પૃ. ૩૩૮)

આ સ્તવનમા કવિએ શ્રી મહાવીર પ્રભુને પોતાના સેવકનો ઉદ્ધાર કરવા માટે અરજ કરી છે પ્રભુનો હુ દાસ તો અવગુણનો ભડાર છુ, રાગ, દ્વેષ, ક્રોધ, મોહ, વિષયવાસના, અને અશ્રદ્ધા ભરેલાં અનેક કર્મો કર્યાં છે તેમ છતા હે સ્વામી તમે મારા પર દયા રાખો કવિ કહે છે કે સ્વામીના ગુણ ઓળખીને જે એ ગુણને ભજે છે તે ચારિત્ર્ય, તપ અને વીર્યથી પોતાનાં કર્મોને છતી મુક્તિધામમાં વસે છે અતમા કરીથી કવિએ પોતાને તારવા માટે પ્રભુને વિનતી કરી છે.

### શ્રી ઋષભજિન સ્તવન (પૃ ૩૪૪ અને ૩૪૫)

શ્રી ઋષભજિનેશ્વરના પહેલા સ્તવનમા કવિએ શ્રી ઋષભદેવ ભગવાનના મહિમા અને એમનો પ્રભાવ વર્ણવ્યો છે પ્રભુ જ્યાં વિચરે ત્યા સવાસો જોજન સુવાના વિસ્તારમા ક્યાય રોગ વગેરે ન થાય એવુ તો એમનુ આત્મબળ છે

બીજા સ્તવનમા કવિએ શ્રી ઋષભદેવના જીવનના જુદા જુદા પ્રસગોનો ઉલ્લેખ કર્યો છે

### શ્રી શાન્તિનાથ સ્તવન (પૃ. ૩૪૬ અને ૩૪૮)

કવિ કહે છે કે શ્રી શાન્તિ જિનેશ્વર પાપનો તાપ શમાવવામા ચદનરૂપ છે

બીજા સ્તવનમા કવિએ પરમાત્મસ્વરૂપમા પરસ્પર વિરુદ્ધ દેખાતા ભાવો એક સાથે કેવી રીતે રહેલા હોય છે તે દર્શાવ્યુ છે કવિ પ્રભુને ઉદ્દેશીને કહે છે કે તમે યોગી અને અયોગી છો, ભોગી અને અભોગી

છે, કામી અને અકામી, એક અને અસખ્ય છે. પરમાત્માનું આવું સ્વરૂપ આશ્ચર્ય ઉપજાવે એવું અને વર્ણવી ન શકાય એવુ છે.

## શ્રી નેમનાથ સ્તવન (પૃ. ૩૪૯ અને ૩૫૦)

પહેલા સ્તવનમાં કવિએ રાજુલે નેમનાથને આપેલો ઉપાલભ વર્ણવ્યો છે. બીજા સ્તવનમા રાજુલ પોતાની સખીઓ આગળ પોતાની વ્યથા વર્ણવે છે. છેલ્લી ત્રણ–ચાર કડીમાં કવિએ મૌલિક રૂપક પ્રયોજ્યું છે અને રાજુલનો નેમિનાથ સાથે વિવાહ થયો એમ આધ્યાત્મિક દૃષ્ટિથી બતાવ્યું છે ચાર મહાવ્રત એ ચુદડી, ચાર ભાવના એ ચોરી અને એમા ધ્યાનરૂપી અગ્નિમા કર્મ રૂપી ઉપાધિ સળગાવવામા આવી, અને ત્રણ રત્નરૂપી કસાર નર અને નારી શુદ્ધ ભાવથી આરોગે છે એવું રૂપક કવિએ યોજ્યું છે.

## શ્રી પાર્શ્વજિન સ્તવન (પૃ. ૩૫૧ અને ૩૫૨)

પહેલા સ્તવનમા કવિએ શ્રી પાર્શ્વનાથ પ્રભુના સંયમ અને કેવળજ્ઞાનનો મહિમા વર્ણવી, પ્રભુ પ્રત્યેનો પોતાનો ભક્તિભાવ પ્રગટ કર્યો છે.

બીજા સ્તવનમાં કવિએ પ્રભુની કૃપા માટે પોતાની અરજ કરી છે અને પછી એક રૂપક પ્રયોજ્યું છે, જેમા મોહ રાજાનું વર્ચસ્વ આખા જગત પર વ્યાપે છે. ત્યારે પ્રભુએ ખડ્ગ વડે એ રાજાનો સંહાર કર્યો એમ દર્શાવ્યું છે.

## શ્રી મહાવીર જિન સ્તવન (પૃ ૩૫૩ અને ૩૫૫)

પહેલા સ્તવનમા કવિએ શ્રી મહાવીર સ્વામીના જીવનની અને એમના ધર્મોપદેશની મહત્તા અને ગૌરવ દર્શાવ્યા છે. અને બીજા સ્તવનમાં શ્રી મહાવીર સ્વામીના જીવનના જુદા જુદા પ્રસગોનો નિર્દેશ કર્યો છે.

### શ્રી મહાવીર જિન સ્તવન (પૃ. ૩૬૦)

આ સ્તવનમાં કવિએ પ્રભુના વિયોગથી અનુભવાતી વિરહ વ્યથાનું વર્ણન કર્યું છે અને પોતાના પ્રત્યે કૃપા દર્શાવવા માટે યાચના કરી છે

## ૪૯ વાચક શ્રી દેવવિજયજી

### શ્રી ઋષભજિન સ્તવન (પૃ. ૩૬૨)

આ સ્તવનમાં કવિએ જેમના દર્શનથી મોક્ષ સુખની પ્રાપ્તિ થઈ શકે છે એવા શ્રી ઋષભદેવ પ્રભુને ભેટવાની પોતાની અભિલાષા વ્યક્ત કરી છે અને એવા એક માત્ર આધાર જેવા પ્રભુના વિરહનું દુઃખ પોતાનાથી સહન થતુ નથી એમ વર્ણવ્યું છે

### શ્રી શાંતિનાથ સ્તવન (પૃ. ૩૬૩)

સયણા–સજન, સુપન–સ્વપ્ન.

આ સ્તવનમા કવિ કહે છે કે શ્રી શાતિનાથ તીર્થંકર જગતમાં સુખ અને શાતિ પ્રવર્તાવનાર છે એમનું નામ જપતા માણસને સુખ મળે છે કવિ ભવિક જનોને સબોધીને કહે છે કે તમે માયાનો પતંગ જેવો મોહક રગ જોઈને એમા લપટાતા નહિ, કારણ કે એમ કરતાં રાવણ જેવા રાજાએ પણ પોતાની લકા નગરી ગુમાવી હતી

### શ્રી નેમનાથ સ્તવન (પૃ ૩૬૩)

આ સ્તવનની પહેલી કડીમાં તોરણથી પાછા ફરી, રાજુલનો ત્યાગ કરી ગિરનાર પર સયમ ધારણ કરનાર શ્રી નેમિ જિનેશ્વરનું વર્ણન કર્યું છે અને બીજી કડીમાં રાજુલની વિરહવ્યથા અને અંતે સયમ વ્રત ધારણ કરવાના એના નિશ્ચયનુ કવિએ વર્ણન કર્યું છે.

### શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ ૩૬૪)

આ સ્તવનમા કવિએ શ્રી પાર્શ્વજિનેશ્વરનો પરિચય આપ્યો છે. એમની સેવાથી માનવ ભવનુ ફળ પ્રાપ્ત થાય છે, મનવાછના

પૂરી થાય છે અંતમા કવિ પ્રભુનુ દિવસરાત ધ્યાન ધરવાની અને એમના ગુણગાન ગાવાની પોતાની અભિલાષા વ્યક્ત કરે છે.

### શ્રી વીરજિન સ્તવન (પૃ ૩૬૪)

રીધજ-રિદ્ધિ, અવિહડ-મોટુ, પાઇ-મેળવી

કવિ કહે છે ચોવીસમા જિનેશ્વર શ્રી વર્ધમાન પ્રભુ કર્મનાં દુખો દૂર કરે છે. કવિ પ્રભુ પાસે ભવોભવ એમની સેવા કરવા માટે યાચના કરે છે

## ૫૦ જ્ઞાનવિજયજી

### શ્રી મહાવીર સ્વામી સ્તવન (પૃ ૩૬૬)

આ કવિની ચોવીસીની રચનાની પ્રત મળી નથી. અહીં જે કડીઓ આપવામા આવી છે તે શ્રી મહાવીર સ્વામીના સ્તવનની નહિ પણ કળશની કડીઓ છે એમાથી પણ આઠથી તેર સુધીની કડીઓ અહી આપી છે જેમા કવિએ પોતાના ગચ્છ, ગુરુ, ચોવીસીની રચના-સાલ વગેરેનો પરિચય આપ્યો છે.

## ૫૧ શ્રી નિત્યલાભ

### શ્રી ઋષભ જિન સ્તવન (પૃ ૩૬૮)

આ સ્તવનમા કવિ શ્રી નાભિરાજાના પુત્ર, ઇક્ષ્વાકુ વંશની શોભા સમાન, વિનીતા નગરીના રાજા શ્રી ઋષભદેવને વિનતી કરતા કહે છે કે હે પ્રભુ! તમારી મૂર્તિના દર્શન કરતા જ તમે અમને પ્રેમની ભક્તિથી બાંધી લીધા છે હવે અમે તમારાથી અળગા થઇશું નહિ કારણ કે તમે જ અમારા જન્મ મરણના દુખ દૂર કરી મોક્ષ સુખ આપવાને સમર્થ છો.

### સદેવંત સાવલિંગા (પૃ ૩૬૯)

લવણુ-મીઠું, રસવતી-રસોઈ,

કવિ નિત્યલાભે સદેવંત સાવળિગાના રાસની જે રચના કરી છે

તેમાંથી અહી આરંભની આઠ અને અંતની સાત કડીઓ આપવામાં આવી છે આરંભની કડીઓમાં દાન, શિયળ, તપ અને ભાવના એ ધર્મના ચાર પદાર્થમાંથી શિયલ ઉપર ભાર મૂકી કવિએ એનો મહિમા વર્ણવતો સદેવંત–સાવળિંગાની કથાનો રાસ લખવાની વાત કરી છે અંતની કડીઓમાં એ રાસ પૂરો કરી કવિએ સ્થળ, રચના-શીલ અને ગુરુ પરંપરાની માહિતી આપી છે

## ૫૨. શ્રી ભાવ પ્રભસૂરિ

આ કવિની ચોવીસી ન મળવાથી અહી એમની બે બીજી રચના આપવામાં આવી છે અને તેમાં પણ બીજી રચના અધૂરી છે પહેલી રચના 'શ્રી અધ્યાત્મ સ્તુતિ'માં કવિએ સામાયિક લેનાર વ્યક્તિએ પોતાના મન પર કેવો સંયમ રાખવો જોઈએ તે બતાવ્યું છે. કવિએ મન માટે ઘરનું રૂપક વાપરી આ રચનાને દ્વિઅર્થી બનાવી છે. કેવળ વાચ્યાર્થ જોતાં પણ કવિએ સવારના સમયનું ઘરનું વાતાવરણ બરાબર ખડું કર્યું છે. જેવી રીતે ઉઘાડા મૂકેલા ઘરમાં કુતરા, બિલાડાં પેસી જઈ નુકસાન કરે છે, અથવા ચોર આવી કાંઈ વસ્તુ ચોરી જાય છે તેવી રીતે છુટા મૂકેલા મનમાં મમતા પેસી જઈ આત્માને નુકશાન પહોંચાડે છે. માટે જેમ ઘરને વાખવાની જરૂર છે, તેમ મનને સંયમમાં રાખવાની જરૂર છે.

## ૫૩ શ્રી જશવિજયજી

### શ્રી શાંતિનાથ સ્તવન (પૃ. ૩૭૪)

કવિ કહે છે કે શ્રી શાંતિનાથ પ્રભુની મુખમુદ્રા મનોહારી છે. એમની મુખમુદ્રાની સૌમ્યતા જોઈને સૌમ્યતાવાળી મુખમુદ્રાવાળો ચન્દ્ર ઉદાસ થઈને ભાગે છે પ્રભુની મુખમુદ્રાનું તેજ જોઈને સૂર્ય આકાશમાં નાસવા લાગ્યો છે

### શ્રી નેમિનાથ સ્તવન ( પૃ ૩૭૫ )

આ સ્તવનમા કવિએ શ્રી નેમિનાથ ભગવાનના જીવનના સુપ્રસિદ્ધ પ્રસગો વર્ણવ્યા છે

### શ્રી પાર્શ્વજિન સ્તવન ( પૃ ૩૭૭ )

કવિ કહે છે કે પુણ્યના પ્રભાવથી શ્રી પ્રાશ્વનાથ પ્રભુ મને મળ્યા છે અને એથી મારા જીવનમા ધન્ય દિવસ આવ્યો છે પ્રભુનું સ્મરણ કરતાં દુ ખ દૂર થાય છે અને મનની વાછનાઓ પાર પડે છે. જે પ્રભુ એવાથી દૂર રહે છે તેમને ભવોભવ અથડાવુ પડે છે.

### શ્રી વીરજિન સ્તવન ( પૃ ૩૭૭ )

કવિ કહે છે કે શ્રી વીર પ્રભુનું દર્શન થતાં સંતાપ દુર થાય છે એમના ગુણ સ્તવનથી હૃદયમા આનદ ઊભરાય છે હે પ્રભુ તમે ચડકોશિયો સાપ, ચંદનબાલા, ગૌતમ સ્વામી વગેરે ઉપર ઉપકા કર્યો, તો મે એવા તે શા અવગુણ કર્યા છે કે તમારા ચરણથી મ દુર રાખો છો ? મારા સંકટ ઓર્છા કરવાથી અને તમારું પદ મ આપવાથી તમારી પાસેથી કશુ જ ઓછુ થવાનું નથી

## ૫૪ શ્રી લક્ષ્મીવિમલજી

### શ્રી ઋષભજિન સ્તવન ( પૃ. ૩૮૦ )

શિવલચ્છી-શિવલક્ષ્મી, મોક્ષ સુખ

આ સ્તવનમા કવિ કહે છે કે હે ઋષભ જિનેશ્વર ! તમા દર્શનથી, વદનથી, પૂજનથી, ગુણસ્તવનથી હું મારા દેહને પ કરુ છુ તમારા નામ માત્રથી સિદ્ધિરિદ્ધિ મળે છે અને કીર્તિ છે, શિવલક્ષ્મી મળે છે અને અવતાર સફળ થાય છે. કવિએ પકિન પ્રભુને ' તારક ' તરીકે સબોધીને લખી છે.

### શ્રી મહાવીર જિન સ્તવન ( પૃ. ૩૮૭)

કવિ આ સ્તવનમા કહે છે કે હે પ્રભુ! મારા મનમા વસ્યા છો, પરતુ તમારા મનમા હુ નથી વસ્યો આવી એકાંગી શુ કામની? માટે હે ભગવાન! મારી અરજ તમે દિલમા કારણ કે મારા મનમા તમારી જ લગની લાગી છે, અને હવે તમારાથી અળગો થવાનો નથી

## ૫૬. શ્રી ગુણવિલાસ

સં ૧૭૯૭મા જેસલમેર નગરમા શ્રી ગુણ વિલાસ પાઠકે ર ચોવીસીના સ્તવનો કદમા ઘણા નાના છે, પણ ભિન્ન ભિન્ન રા લખાયેલા અને વ્રજ ભાષાની છાટવાળા હોવાથી એમા ભાષાનુ અ માર્દવ અને માધુર્ય અનુભવાય છે

### શ્રી ઋષભ જિન સ્તવન (પૃ ૩૯૦)

મોહીંગે-મને, તારો-ઉદ્ધારો,

આ સ્તવનમા કવિ શ્રી ગુણવિલાસ શ્રી ઋષભદેવ પ્રભુની ગ કરતા કહે છે કે હે પ્રભુ! તમે જ વિષ્ણુ છો, તમે જ ગોપાલ તમે જ શકર છો અને તમે જ બ્રહ્મા છો, તમે જ આદિ અ પુરુષ છો મારો ભ્રમ હવે ભાગી ગયો છે, મોહરૂપી અધકાર દૂર છે હે પ્રભુ! આટલા અનત સમય સુધી ભવાટવામાં ભૂલો પડ્યો હ માટે હવે હે નાથ, મારી રક્ષા કરો અને મને આ ભવદુખમા ઉગારી લો

### શ્રી શાતિનાથ સ્તવન (પૃ ૩૯૦)

બરન-વર્ણ, વાન, દિનદ-સૂર્ય;

આ સ્તવનમા કવિ પાચમા ચક્રવર્તી અને સોળમા જિનેશ્વર પ્રભ વિશ્વસેન રાજાના પુત્ર, ભવોભવના દુ ખને દૂર કરનાર એવા, જેમની કચનવર્ણી કાયાવાળી મનોહર મૂર્તિ સૂર્યની જેમ પ્રકાશે છે એવા શ્રી

શાંતિનાથ પ્રભુની સ્તુતિ કરી એમની સેવા કરવાનો ભવિકજનોને અનુરોધ કરે છે

### શ્રી નેમિનાથ સ્તવન (પૃ ૩૯૧)

આરત—ઝંખના, બિનુ—વિના, અરિ—દુશ્મન, દુવિધા—દ્વિધા, મૂઝવણ

કવિ ગુણવિલાસની આ એક નાની, પણ ઉત્તમ રચના છે કવિ શ્રી નેમિજિનેશ્વરની સ્તુતિ કરતાં કહે છે કે હે પ્રભુ! મને તમારા દર્શનની ઉત્કટ ઝંખના થઇ છે તમારા દર્શન વિના મે ઘણી પીડા સહન કરી આટલા વખત સુધી કર્મરૂપી દુશ્મનોએ મને ઘેરી લઈને ભવોભવમાં અનેક રીતે નચાવ્યો અને મારા મનને મૂઝવણમાં નાખી દીધુ છે, માટે હે પ્રભુ! હવે મારી સંભાળ રાખી મારો ઉદ્ધાર કરો

### શ્રી પાર્શ્વ જિન સ્તવન (પૃ. ૩૯૧)

કીસહી-કોઈને પણ, અરૂ-ઓર, અને, રીસ-ક્રોધ, દ્વેષ; સરીસ—સરખો.

આ સ્તવનમાં કવિ પ્રભુને પ્રાર્થના કરે છે કે હે પ્રભુ! મને એવી બક્ષિસ આપો કે જેથી મારે ઘરે ઘર ભટકવાનું અને લોકોના પગમાં માથુ નમાવવાનુ મટી જાય, મારામાંથી રાગ દ્વેષ ચાલ્યાં જાય અને મારો આત્મા સોળે કળાએ પ્રકાશવા લાગે, મારામા રહેલો મોહરૂપી અંધકાર દૂર થાય અને મારુ મન જ્ઞાનમાં તલ્લીન બને હે પ્રભુ! મારી આશા પૂરી કરીને મને તમારા જેવો બનાવો એજ મારી વિનતી છે

### શ્રી મહાવીર સ્તવન (પૃ ૩૯૨)

નિસેવિત—જેમને સેવે છે, કાંતિ—તેજ, વિનુ—વિના, રવિ—સૂર્ય, મહી—પૃથ્વી, કીસપે—કેવી રીતે

આ સ્તવનમા કવિ શ્રી મહાવીર સ્વામીની સ્તુતિ કરતાં કહે છે

કે જે પ્રભુને કરોડો દેવતાઓ અને કિન્નરો સેવા કરે છે એમની (
પણ સેવા કરુ છુ અદ્ભુત દેહકાંતિ ધરાવનાર, શાત રસથી શોભા
કોઈ પણ પ્રકારના દુષણ વિનાના અને અલકાર વિના પ્રકાશતા અ
જેમના તેજ આગળ સૂર્ય પણ ઝાખો પડી ગયો છે એવા શ્રી મહાવ
પ્રભુનુ શાસન આખા જગતમા જાણીતુ છે એમનો મહિમા કઈ રી
વર્ણવી શકાય ?

## ૫૭. શ્રી પ્રમોદસાગરજી

### શ્રી ઋષભદેવ જિન સ્તવન (પૃ ૩૯૩)

આઉખુ-આયુષ્ય, જક્ષ-યક્ષ, સહસ-હજાર

આ સ્તવનમા કવિએ શ્રી ઋષભદેવ ભગવાનનાં લછન, કા
નગરી, આયુષ્ય, ગણધર, યક્ષ, દેવી, વશ વગેરેનું વર્ણન કર્યું છે

### શ્રી શાંતિજિન સ્તવન (પૃ. ૩૯૪)

સૂર-સૂર્ય, ધ્યાનાનલ-ધ્યાનરૂપી અગ્નિ

આ સ્તવનની પહેલી કડીમા કવિએ શ્રી શાતિનાથ ભગવાનં
મહિમા બતાવી પછીની કડીઓમા એમના નગર, લછન, આયુ
વગેરેનો પરિચય આપ્યો છે.

### શ્રી નેમિનાથ જિન સ્તવન (પૃ. ૩૯૫)

રતિનાથ-કામદેવ, જીપે-જીતે, આઉ-આયુષ્ય, અણગાર-સાધુ

આ સ્તવનમા કવિ શ્રી નેમિ જિનેશ્વરને પોતાની વિનતી સાંભ
ળવા અને પોતાની આશા સફળ કરવાનું કહી પછી એમના નગર
વાન, આયુષ્ય, કાયા, માતાપિતા, યક્ષિણી, સાધુસાધ્વી વગેરે વર્ણવે
છે અને અતમા કહે છે કે આવા પ્રભુનુ આનદથી દર્શન કરતા
આપણા બધા પાપ દૂર થાય છે

### શ્રી પાર્શ્વનાથ સ્તવન (પૃ ૩૯૫)

સરોરુહ-સરોવરમા ઊગેલા,

આ સ્તવનમા કવિ શ્રી પ્રમોદસાગરજી શ્રી પાર્શ્વનાથ પ્રભુનો પરિચય આપે છે અને અધર્મ, અકીર્તિ અનીતિ વગેરે દૂર કરી ભાવિકજનને સસાર રૂપી સાગરમાંથી તારવાને માટે પ્રભુને પ્રાર્થના કરે છે

### શ્રી મહાવીર જિન સ્તવન (પૃ ૩૯૭)

દારક–પુત્ર; સોવન–સુવર્ણ; તસ–તેના,

આ સ્તવનમા કવિએ શ્રી મહાવીર સ્વામીના લછન, વાન, આયુષ્ય, નગર, માતા, પિતા, સાધુ, સાધ્વી વગેરેનુ વર્ણન કર્યુ છે અને કહ્યું છે કે આવા વીર પ્રભુની સેવા કરનાર અને એમનુ સ્મરણ કરનારને ઘરે હંમેશાં રિદ્ધિસિદ્ધિ ભરી ભરી રહેશે.

## ૫૮. શ્રી અમૃતવિજયજી

### શ્રી ઋષભજિન સ્તવન (પૃ ૩૯૮)

આ સ્તવનમા કવિએ શ્રી ઋષભદેવ ભગવાનનો મહિમા વર્ણવ્યો છે અને એમના દર્શનથી પોતે અનુભવેલી કૃતાર્થતા વ્યક્ત કરી એમની સેવા માટે યાચના કરી છે.

### શ્રી શાતિનાથ સ્તવન (પૃ ૩૯૯)

કવિ આ સ્તવનમાં કહે છે કે હે પ્રભુ! તમારા દર્શન વિના અનત કાલ સુધી ચાર ગતિમા મારે ભમવુ પડ્યુ તમે મારા મન-મદિરમા પધારો કે જેથી મોહ અને મિથ્યાત્વ રૂપી અધકાર મારા જીવનમાંથી દૂર થાય

### શ્રી નેમિનાથજીનું સ્તવન (પૃ ૩૯૯)

આ સ્તવનમા કવિએ શ્રી નેમિનાથ ભગવાને લગ્ન સમયે રાજુલનો ત્યાગ કર્યો અને પછી એને સયમ માર્ગમા આણી મોક્ષસુખ અપાવ્યુ એનુ સુકોમલ ભાષામાં વર્ણન કર્યું છે

## શ્રી પાર્શ્વજિન ચંદ્રાઉલ (પૃ ૪૦૦)

આ સરળ, સુમધુર સ્તવનમાં કવિએ પ્રભુનાં દર્શન, સેવા અને શરણુ માટે પોતાના હૃદયમાં જાગેલા ભાવને વર્ણવ્યો છે.

## શ્રી મહાવીર જિન સ્તવન (પૃ ૪૦૧)

આ સ્તવનમાં કવિએ પ્રભુના પદની સેવા માટે યાચના કરી છે.

# ૫૯. શ્રી ક્ષેમવિજયજી

## શ્રી ઋષભદેવ સ્તવન (પૃ ૪૦૨)

આ સ્તવનમા કવિ શ્રી ઋષભદેવને વિનતી કરતાં કહે છે ' હે પ્રભુ ! જેમ ચાતકને વાદળ પ્રત્યે પ્રીતિ હોય છે તેમ અમને પણ તમારા તરફ પ્રીતિ થઈ છે. અમે તમારાથી વેગળા થવા ઈચ્છતા નથી. માટે અમારા પર પ્રસન્ન થઈ અમને એવુ શાશ્વત સુખ આપો કે જેથી અમારા જન્મ મરણુના ફેરા ટળી જાય '

## શ્રી શાંતિનાથ સ્તવન (પૃ. ૪૦૩)

નિરાગી–રાગરહિત,

આ સ્તવનમાં કવિ શ્રી ક્ષેમવિજયજી શ્રી શાંતિનાથ પ્રભુની સ્તુતિ કરતા કહે છે કે ' હે પ્રભુ ! હુ તમારે શરણે આવ્યો છું તમારો મહિમા જગતમાં ઘણો મોટો કહેવાય છે. તમે ચાર પદ ભોગવીને મોક્ષસુખ મેળવ્યુ છે આમ, તમે તો રાગરહિત થઈ ગયા છો, પણ હવે અમારા ઉપર કૃપા કરીને અમને આ ભવ દુ ખમાંથી ઉગારો '

# મહત્ત્વની શુદ્ધિ

| પૃષ્ઠ | સ્તવન | કડી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨ | પંચ પરમેશ્વરા | ૨ | નંદ નીકો | નંદનીકો |
| ૬ | ગૌ૦ રાસ | ૧૬ | તહિં | તહિં |
| ૬ | ,, | ૧૬ | જિણેવર | જિણવર |
| ૬ | ,, | ૧૬ | સુજયજયકાર | સુજયજયકાર |
| ૭ | ,, | ૧૭ | હું કારો | હુંકારો |
| ૮ | ,, | ૨૮ | પચેલિમાં | પચેલિમ |
| ૮ | ,, | ૩૭ | ભરહેસર મહિય | ભરહેસર વિહિય |
| ૧૦ | ,, | ૫૩ | કણુપવત સ | કણુયવત સ |
| ૧૧ | ,, | ૫૭ | પણુવક્ખર | પ્રણવક્ખર |
| ૧૧ | ,, | ૫૯ | ક્વિત | કવિત |
| ૧૭ | નેમિનાથ | ૧ | ધીર મગ્રણિ | ધીરમગ્રણિ |
| ૧૭ | ,, | ૨ | ચરગય | મરગય |
| ૧૭ | પાર્શ્વજિન | ૧ | મતિહિં | નમિહિં |
| ૧૭ | ,, | ૨ | ભટેઉ | ભેટઉ |
| ૧૮ | શ્રી વિરજિન | ૧ | પણામિ વિરહ | પણામિયિ રહતણુએ |
| ૧૮ | ,, | ૧ | ક્વિન | કિવ ન |
| ૨૨ | નેમનાથ | ૩ | સોવત | સોવણ |
| ૨૨ | ,, | ૪ | સિરખિહે | સિરખિ હે |
| ૨૩ | ,, | ૧૮ | રાહીનઉ | રાહી નઉ |
| ૨૫ | ,, | ૬ | ડર ડરે | ડરડરે |
| ૨૫ | ,, | ૯ | નારૂલીએ | નાહુલીએ |
| ૨૮ | પચ ઇન્દ્રિય | ૨ | સોવ... | સોવન |
| ૨૮ | ,, | ૪ | જ તા | જતાં |
| ૨૯ | લોભ વિષે | ૭ | આધો | આગ્રો |
| ૩૦ | — | ૩ | વર સાલા | વરસાલા |
| ૩૦ | — | ૫ | સાતુ | ભાતુ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૩ | દહ પ્રહાર .. | ૮ | પરલખિ | પગતખિ |
| ૪૩ | નેમિનાથ | ૫ | નિશદીન | નિશદિન |
| ૪૪ | પાર્શ્વનાથ | ૩ | પાપ | પાય |
| ૪૫ | પદ | ૩ | મૂક્તિ | મુક્તિ |
| ૪૬ | તીર્થમાલા | ૭ | કલ્યાક | કલ્યાણક |
| ૪૭ | સઝ્ઝાય | ૩ | ઝીલે | ઝાલે |
| ૪૭ | ,, | ૫ | પૂછે | પંછે |
| ૫૩ | ઋષભદેવ | ૪ | પૂછિ | પુંછિ |
| ૫૩ | શાંતિનાથ | ૨ | તિહુ અણુજઝ | તિહુ અણુ જય |
| ૫૪ | નેમનાથ | ૧ | વીસમો | વીસામો |
| ૫૪ | ,, | ૩ | ઉજમિ | ઉજલિ |
| ૫૪ | પાર્શ્વનાથ | ૩ | કલિમ ઝાર | કલિ મઝાર |
| ૫૫ | ,, | ૪ | પાસતું મારડીએ | પાસ તુ મારડીએ |
| ૫૭ | ઋષભદેવ | ૨ | અલવિન | અલવિ ન |
| ૫૭ | ,, | ૨ | કે તક | કેતક |
| ૫૯ | નેમનાથ | ૪ | ત્રેવડ ગો | ત્રેવડગો |
| ૬૦ | મહાવીર જિન | ૫ | આપસ માનો | આપ સમાનો |
| ૬૭ | પાર્શ્વનાથ | ૫ | ભની | બની |
| ૬૮ | મહાવીર જિન | ૪ | મીધ | સિધ |
| ૭૧ | નેમનાથ | ૫ | તોર નદિ | તોરન દિ |
| ૭૧ | પાર્શ્વનાથ | ૨ | એક તાર | એકતાર |
| ૭૩ | પદ | ૫ | નમરસો | ભમરસો |
| ૭૬ | શાંતિનાથ | ૧ | જા ઉનકો | જાઉન કો |
| ૭૬ | ,, | ૨ | ઔ | ઔર |
| ૭૭ | પાર્શ્વનાથ | ૩ | રૂડે | ઊડે |
| ૭૭ | નેમિનાથ | ૧ | હુ | હો |
| ૭૮ | મહાવિર જિન | ૧ | ભાન દુખ | ભવ દુખ |
| ૮૦ | ઋષભદેવ | ૨ | રસક | રસિક |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૫૦ | ,, | ૨ | પરવા હરે | પરવારુ રે |
| ૧૫૪ | શાંતિનાથ | ૧ | સદ્દામલ | સુદ્દામલ |
| ૧૫૬ | નેમિનાથ | ૪ | (સમુદ્ર વિજય) | સમુદ્ર વિજય |
| ૧૫૯ | — | — | સ્તવનની બે | સ્તવનની એક |
| ૧૬૦ | શ્રી વીરજિન | ૫ | જશ વિજય | જશવિજય |
| ૧૬૧ | આદિનાથ | ૪ | ગુજ | મુજ |
| ૧૬૨ | શાંતિનાથ | ૧ | નયના નદા | નયનાનદા |
| ૧૬૫ | — | — | જીવણ શ્રી | શ્રી જીવણ |
| ૧૬૫ | કળશ | ૪ | મુનિ શશિ | શશિ મુનિ |
| ૧૬૬ | ,, | ૪ | ગણિગિરૂ આ | ગણિ ગિરૂઆ |
| ૧૬૬ | ,, | ૫ | ધો | ઘો |
| ૧૬૯ | નેમનાથ | ૩ | પડુર | પડૂર |
| ૧૬૯ | ,, | ૭ | જપ | જય |
| ૧૭૦ | પાર્શ્વનાથ | ૨ | પરિભસો | પરિ ભસો |
| ૧૭૧ | મહાવીર | ૫ | ગુઝ | મુઝ |
| ૧૭૧ | ,, | ૨ | ભર અ શ | ભરઅ ન |
| ૧૭૨ | કળશ | ૭ | શીર | શિર |
| ૧૭૨ | ,, | ૭ | છન | જિન |
| ૧૭૪ | શાંતિનાથ | ૨ | જિન | જિમ |
| ૧૭૪ | ,, | ૨ | મિહુ | ચિહું |
| ૧૭૬ | નેમિનાથ | ૪ | આતા | ખાતા |
| ૧૭૬ | પાર્શ્વનાથ | ૨ | ઓંદાપિની | સૌદામિની |
| ૧૭૬ | ,, | ૨ | સમીરે | સમી રે |
| ૧૭૭ | મહાવીર | ૩ | ભા તે | ભાતે |
| ૧૮૫ | નેમિનાથ | ૨ | ચિત્ર ગતિ | ચિત્રગતિ |
| ૧૮૫ | ,, | ૭ | વિદ્યાધારી | વિદ્યાધરી |
| ૧૮૯ | મહાવીર | ૫ | ચાસુ | ચાસું |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૯૪ | ઋષભદેવ | ૨ | મોહે | મ્હે |
| ૧૯૫ | ,, | ૨ | અધિ કેરાહે | અધિકેરા હે |
| ૧૯૫ | ,, | ૪ | એ હિજ | એહીજ |
| ૧૯૫ | , | ૬ | મારી | નારી |
| ૧૯૬ | શાંતિનાથ | ૨ | ભુપ્ર | પ્રભુ |
| ૧૯૬ | , | ૫ | હે જે | હેજે |
| ૨૦૩ | ઋષભદેવ | ૪ | સૂરી તરે | સૂરીત રે |
| ૨૦૩ | શાંતિનાથ | ૧ | ભાતભ | આતમ(૧) |
| ૨૦૩ | ,, | ૫ | મોહલ | મહોલ |
| ૨૦૪ | નેમિનાથ | ૧ | નિવાલ | નિવાજ |
| ૨૦૫ | મહાવીર | ૧ | દિન | દીન |
| ૨૦૬ | ઋષભદેવ | ૨ | કતક | કનક |
| ૨૦૬ | ,, | ૩ | દાન | જ્ઞાન |
| ૨૦૭ | — | — | માણિક્યવિજય | સૌભાગ્યવિજય |
| ૨૦૮ | નેમિનાથ | ૨ | કાહેવિ માસી | કાહે વિમાસી |
| ૨૦૯ | — | — | માણિક્યવિજય | સૌભાગ્યવિજય |
| ૨૦૯ | પાર્શ્વનાથ | ૩ | સોહગ કે | સૌભાગ્યવિજય |
| ૨૧૦ | મહાવીર | ૧ | ઉધારણા | ઉતારણા |
| ૨૧૦ | ,, | ૧ | પ્રવાલી તોરંગ | પ્રવાલીનો રંગ |
| ૨૧૦ | , | ૨ | સરતિક | મસ્તકિ |
| ૨૧૧ | — | — | સૂખ સાગર | સુખસાગર |
| ૨૧૧ | — | — | સૂખ સાગર | સુખસાગર |
| ૨૧૧ | ઋષભદેવ | ૧ | વસભ | વૃષભ |
| ૨૧૩ | — | — | સૂખ સાગર | સુખસાગર |
| ૨૧૩ | નેમનાથ | ૧ | દિન મણિ | દિનમણિ |
| ૨૧૩ | નેમનાથ | ૫ | ભોગ કર મનો | ભોગ કરમનો |
| ૨૧૩ | ,, | ૫ | ઉદયન | ઉદય ન |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૧૪ | પાર્શ્વનાથ | ૫ | અહી | અહિ |
| ૨૧૪ | ,, | ૫ | વાધે | વાધે |
| ૨૧૫ | — | — | સુખ સાગર | સુખસાગર |
| ૨૨૩ | મહાવીર | ૨ | ગુલાબ | ગુલાલ |
| ૨૨૪ | પાર્શ્વનાથ | ૩ | દિન મણીસમ | દિનમણિ સમ |
| ૨૨૬ | — | — | સુજ સેવલી | સુજસ વેલી |
| ૨૩૧ | ઋષભદેવ | ૧ | છિ દવારુ | છિ દિવારુ |
| ૨૩૧ | ,, | ૧ | ભગની | ભવની |
| ૨૩૩ | શાન્તિનાથ | ૫ | પાપ | પાય |
| ૨૩૪ | નેમિનાથ | ૫ | તિરેવહે | નિરવહે |
| ૨૩૬ | મહાવીર | ૫ | તુ ગતિ | તું ગતિ |
| ૨૩૭ | કળશ | ૫ | જીન | જિન |
| ૨૪૦ | નેમિનાથ | ૧ | શિવાદેવી જીરા | શિવાદેવીજીરા |
| ૨૪૧ | પાર્શ્વનાથ | ૧ | નરસે | વરસે |
| ૨૪૨ | પાર્શ્વનાથ | ૭ | દ ખદેહગ | દુ ખદેહગ |
| ૨૪૩ | મહાવીર | ૪ | ધીણુઉ | ધી ધણુઉ |
| ૨૪૯ | ,, | ૩ | નિરવહ જો | નિરવહજો |
| ૨૬૦ | ઋષભદેવ | ૨ | આવિહડ | અવિહડ |
| ૨૬૬ | મહાવીર | ૧ | દીલ | દિલ |
| ૨૬૬ | કળશ | ૧ | ભૂવન | ભુવન |
| ૨૬૮ | નેમનાથ | ૧ | ભરતમ-ઝાર | ભરતમઝાર |
| ૨૭૦ | મહાવીર | ૧ | ગોતિમય | દ્યોતિમય |
| ૨૭૬ | ઢાલ ચોથી | ૧ | લાલ | લાખ |
| ૨૭૬ | ,, | ૧ | લાલ | લાખ |
| ૨૮૨ | છંદ | ૭ | દિક્ખ | દીક્ષા |
| ૨૯૦ | નેમિનાથ | ૫ | ચરિયા | સરિયા |
| ૨૯૧ | પાર્શ્વનાથ | ૬ | ચાભલઈ | સાંભલઈ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૯૨ | મહાવીર | ૭ | શાંતિજિય | શાંતિ વિજય |
| ૨૯૩ | — | — | જીનસુખ સૂરિ | જિનસુખ સૂરિ |
| ૨૯૩ | — | — | જીન સુખ સૂરિ | જિનસુખ સૂરિ |
| ૨૯૩ | ઋષભદેવ | ૧ | અહિ ત | અરિહંત |
| ૨૯૩ | ,, | ૧ | વારણ, | તારણ |
| ૨૯૪ | ઋષભદેવ | ૬ | જિમ જમ | જિમ |
| ૨૯૮ | — | — | લક્ષ્મિવલ્લભ | લક્ષ્મીવલ્લભ |
| ૨૯૮ | — | — | લક્ષ્મિ વલ્લભ | લક્ષ્મીવલ્લભ |
| ૨૯૮ | ઋષભદેવ | ૧ | અજ | આજ |
| ૩૦૦ | મહાવીર | ૨ | તારવ કુંભ તારણકું | જલધી ભવજલધિ |
| ૩૦૪ | શાંતિનાથ | ૧ | ભલના | લલના |
| ૩૦૪ | ,, | ૨ | મુખતી | મુખથી |
| ૩૧૦ | ઋષભદેવ | ૧ | દાલહા | દાલડા |
| ૩૧૦ | ,, | ૧ | પ્રતુ | પ્રભુ |
| ૩૧૦ | ,, | ૨ | મીજી | બાજી (?) |
| ૩૧૪ | પાર્શ્વનાથ | ૫ | ત્રિતુવન | ત્રિભુવન |
| ૩૧૭ | — | — | કિર્તી વિમલ | કીર્તિવિમલ |
| ૩૧૭ | ઋષભદેવ | — | સ્તવત | સ્તવન |
| ૩૧૮ | શાંતિનાથ | ૩ | નિષયી | વિષયી |
| ૩૧૯ | નેમિનાથ | ૨ | જિવીત | જીવિત |
| ૩૧૯ | ,, | ૩ | કૃપાતે | કૃપા તે |
| ૩૨૨ | — | સીટી ૩ | ૧૯૧૯ | ૧૭૧૯ |
| ૩૨૮ | નેમનાથ | ૩ | વિલવ | વિલસૈ |
| ૩૩૮ | ઋષભદેવ | ૪ | મુજળ | મુજ ન |
| ૩૩૭ | પાર્શ્વનાથ | ૧ | સુદ્દતા | શુદ્ધતા |
| ૩૪૮ | ઋષભદેવ | ૨ | વિખ્યાન | વિખ્યાત |

